## આ લેખકનાં પુસ્તકો

- અંતરની વાતો
- સંજીવની
- પ્રાયશ્ચિત્ત ભાગ ૧લો
- પ્રાયશ્ચિત્ત ભાગ ૨જો
- અંતરની વ્યથા
- મંગલમૂર્તિ
- અખંડ જ્યોત
- લગ્ન–એક સમસ્યા
- ઝાંઝવાંનાં જળ
- જાગતા રે'જો (પૂર્વાર્ધ)
- જાગતા રે'જો (ઉત્તરાર્ધ)

ભારતી-પ્રકાશન : ૭૨

# જાગતા રે'જો

( ઉત્તરાર્ધ )

લેખક

સોપાન



ભારતી સાહિત્ય સંઘ
શ્રી મા ળી સો સા ય ટી
પો. બો. નં. ૭૩
અમદાવાદ

ઉત્ક્રાંતિના વિચારો ફેલાવતું બારસોપાનાંનું
સાહિત્ય નીચેના લવાજમે ઘેરબેઠાં મળશે.

| | દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|---|
| કાચું પૂઠું : | ૩-૦-૦ | ૩-૮-૦ | ૪-૮-૦ શિ. છ |
| પાકું પૂઠું : | ૪-૦-૦ | ૪-૮-૦ | ૫-૮-૦ શિ. આઠ |



મૂલ્ય
**દોઢ રૂપિયો**

**પ્રકાશક**
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩ અમદાવાદ

**મુદ્રક**
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ

# પ્રસ્તાવના

પ્રસ્તાવના રૂપે એટલું જ લખવાનું છે કે આ પુસ્તક અતિશય મોડું પ્રગટ થઈ શકે છે તેની પાછળ મારા એકલાનો જ દોષ રહ્યો છે. પહેલો ભાગ બહાર પડયો તે પહેલાં મને એમ લાગતું હતું કે મેં પુસ્તક પૂરું લખી નાખ્યું છે, પરંતુ પ્રેસમાં આપતી વખતે એમાં એટલા બધા સુધારા થયા કે એકના બે ભાગ બન્યા. મને ઉમેદ હતી કે બીજો ભાગ હું તુરત જ લખી શકીશ, પરંતુ અણધાર્યા સંયોગો ઉપસ્થિત થતાં મોડું થતું જ ગયું. જે તારીખે આ પ્રસ્તાવના લખું છું. તે તારીખે જ આ પુસ્તક મેં પૂરું કર્યું છે.

કોઇ પણ પુસ્તકના બે ભાગ થાય એટલે વાચનમાં રસક્ષતિ થાય તે હું જાણું છું. તેમાં યે બીજો ભાગ મોડો બહાર પડે એટલે વાચકે કાં તો પહેલો ભાગ યાદ કરી જવો પડે અથવા ફરીને વાંચવો પડે. આ સ્થિતિનો મને અનુભવ છે. પણ મારે લાચારીએ આમ કરવું પડયું છે એટલું જણાવી વાંચકોની, ખાસ કરીને ગ્રાહકોની, ક્ષમા યાચું છું.

આથી વિશેષ મારે શું લખવાનું હોય ? જે કહેવાનું છે તે તો ગોપાળભાઇ, ચંદ્રમોહન, વિશાખા, પ્રવીણા ને મનુભાઈ કહેશે જ. તેઓ નહિ કહી શકે તો મારું ગમે તેટલું કહેવું સાવ નકામું જશે તે જાણીને મૌન રહેવું પસંદ કરું છું.

અમદાવાદ
૭–૪–૪૦

સોપાન

# નિવેદન

આ પુસ્તક આટલું બધું મોડું કેમ થયું તે લેખકની પ્રસ્તાવનામાં લખ્યું છે, એમાં ઉમેરવાનું એટલું જ કે અમારા તરફથી પણ માફીનો સ્વીકાર કરજો.

'પથેર પાંચાલી' હવે તમને આ માસની તા. ૨૫મી લગભગ મળી જશે. તમે જાણતા તો હશો જ કે નવા વર્ષે નિયમિત રહેવા માટે અમે કૃતનિશ્ચય થયા છીએ. પ્રભુની કૃપા તો હવે પછી કોઇ સંયોગોમાં કદી મોડું થશે જ નહિ. એપ્રિલમાં જે પુસ્તકો પ્રગટ કરવાનાં જાહેર થયાં છે તે આખર તારીખ પહેલાં પ્રગટ થશે જ એવી ખાતરી રાખજો.

એક વિનતિ કરવાની છે; અમારી અનિયમિતતાને કારણે જે ગ્રાહકો નારાજ થઇને બંધ પડયા હોય તેઓ એક વર્ષ અમને વધુ અવકાશ આપે. અમે જાણીએ છીએ કે તમે ગયા વરસે આ અનિયમિતતાથી સારી પેઠે કંટાળ્યા છો. આજે તમને ખાતરી આપીએ છીએ કે આ વરસે તમારે મુદ્દલ ફરિયાદ કરવાપણું રહેશે નહિ.

વધુમાં, અત્યારે કટોકટીનો સમય ચાલે છે. કાગળો વગેરેના ભાવો વધ્યા છે. લોકોની ખરીદશકિત ઓછી થઇ છે. આવે વખતે જેઓ આ સાહિત્ય પસંદ કરતા હોય ને બાર મહિને ચાર રૂપિયા ખર્ચી શકે એમ હોય તેઓ ગ્રાહક ન હોય તોપણ થાય એવી વિનતિ અસ્થાને નહિ ગણાય. અમારા ગ્રાહકો એમનાં પુસ્તકના વાંચકોને ગ્રાહક થવા સમજાવશે તોપણ ઘણો ફેર પડી રહેશે. ગ્રાહકો આટલો સહકાર આપશે ?

**અમદાવાદ**
૭–૪–૪૦

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**

# અનુક્રમ

# વિશાખાને ઘેર

**વિશાખા** ત્યાંથી ઊભી થઈ ત્યાં સુધી તો વિચારમુક્ત હતી, પરંતુ દાદર ઉપર પગ મૂકતાં જ એના હૃદયમાં પણ ભયની એક ધ્રુજારી વ્યાપી ગઈ. નાસી જવા માગતી હોય એટલી ઝડપથી એ નીચે આવી અને તુરત જ એક ગાડી કરી ઘર તરફ જવા ઊપડી ગઈ. ચંદ્રમોહને જ્યારે બારીમાંથી નજર ફેંકી ત્યારે તો વિશાખા એ આખો રસ્તો પણ વટાવી ગઈ હતી.

વિશાખા પોતાના ઘર પાસે આવી ત્યારે એના મનમાં થોડી શાંતિ જણાવા લાગી. ઓરડામાં આવી એ નિરાંતપૂર્વક કોચ ઉપર બેઠી અને શું બની ગયું તે ઉપર વિચાર કરવા લાગી. વિચારનો આરંભ કરતાં જ એની આંખ સામે ચંદ્રમોહનનું ભયવ્યાકુળ મોં તરી આવ્યું, અને તુરત જ એની શાંતિ હરાઈ ગઈ. મનમાં પ્રશ્ન થયો કે 'આમ શા માટે?' પણ એનો જવાબ વિચારે તે પહેલાં તો એની તમામ સ્વસ્થતા ચાલી ગઈ. કંઈ સમજાયું નહિ, વિચારાયું નહિ, માત્ર કોચ ઉપરથી ઊભા થઈ એણે પોતાના ઓરડાનાં બારણાં બંધ કર્યાં અને આંખો મીચી પાસેના પલંગ ઉપર પડી. લગભગ સાંજ સુધી એ એમ ને એમ શૂન્યમનસ્ક અથવા તો પળપળના તરંગોથી ઊભી

થતી લાગણીઓ અનુભવતી પોતાના ઓરડામાં જ બેસી રહી. સાંજે જ્યારે એના પિતા બહારથી ઘેર આવ્યા અને દરરોજના નિયમ પ્રમાણે વિશાખાને સાથે જમવા આવવા માટે બૂમ મારી ત્યારે જ એ એકદમ મોઢું ધોઈને બહાર આવી. જમવાનું ચાલતું હતું ત્યાં સુધી એણે ખૂબ પ્રયત્નપૂર્વક પોતાનું મોં હસતું રાખ્યું અને પિતાજી સાથે અનેક પ્રકારની વાતો કરી, પણ જમવાનું પૂરું થયું કે તુરત જ એ ફરવા માટે બહાર ઊપડી ગઈ. ફરવા જવાની ખાસ ઇચ્છા હતી એમ નહોતું, પરંતુ ઘેર રહે તો પિતાજી સાથે વધુ વાતો કરવી જ પડે એટલે એમાંથી છૂટવા માટે એણે કોલાબા તરફનો રસ્તો લીધો.

રાત પડી ગઈ હતી અને અનેક માણસો એ રસ્તા ઉપર ફરવા નીકળી પડ્યાં હતાં. વિશાખાનું એ તરફ મુદ્દલ ધ્યાન નહોતું. એ પોતાની ધૂનમાં આગળ ને આગળ ચાલી જતી હતી. પોતે ઘણે દૂર નીકળી આવી છે એમ સહેજ લાગ્યું એટલે એ ઊભી રહી અને નજીકની પાળ ઉપર, દરિયાનાં મોજાંઓ ઉપર, નજર ફેંકતી બેસી ગઈ. લગભગ અર્ધો કલાક એણે એવી જ સ્થિતિમાં પસાર કર્યો અને પછી કશા યે વિચાર વિના ઊભી થઈ અને ઘર તરફ પાછી ફરવા લાગી એ ઘેર આવી ત્યારે રાતના નવેક વાગ્યા હતા. અને પિતાજીને સૂવાનો સમય થઈ ગયો હતો એટલે એની કશી ચિંતા નહોતી. પોતાના ઓરડાનાં બારણાં વાસી, બત્તી પણ કર્યા વિના, એ સૂઈ જવા માટે પલંગ ઉપર ઢળી પડી.

આખી રાત એ જાગી કે ઊંઘી તે કહી શકાય એમ નથી, એ જ રીતે એણે શું વિચાર્યું તેની વિગતો પણ આપી શકાય એમ નથી. જીવનમાં જે વિચારોનો એણે કદી સ્પર્શ જ કર્યો નહોતો એ વિચારો ને વાતાવરણ આજે એની પાસે આવ્યાં હતાં. ઘણીવાર સુધી એ શૂન્યમનસ્ક રહીને પછી પોતાના માટે જ આશ્ચર્ય અનુભવતી હતી. ચંદ્રમોહન સાથેની ઓળખાણનો હજી આરંભ જ થયો હતો

અને તેમાં દેખીતી રીતે તો કશી ઘનિષ્ટતા આવી જ નહોતી, છતાં વર્ષોજૂના પરિચિત માણસ માટે જે આશ્ચર્ય, જે લાગણી અને જે ગમા–અણગમા ને મંથનોના ભાવો જાગૃત થાય તે આજે એ અનુભવતી હતી. આખી રાત પસાર કરીને એ સવારે ઊઠી ત્યારે એને એમ લાગ્યું કે જેમ રાત્રે એનાં વસ્ત્રો એ નિત્યનિયમ પ્રમાણે બદલાવી શકી નહોતી અને તેથી ચોળાઈ ગયાં હતાં, તેમ જ એનો ઓરડો પણ એના હાથના સ્પર્શ વિના ઝાંખો બન્યો હતો; અને જ્યારે કબાટના મોટા આયનામાં એણે પોતાનું મોં જોયું ત્યારે ત્યાં પણ થાક, વિષાદ અને ઝાંખપ જણાતી હતી. જે આંખો હમેશાં કંઈ શોધતી હોય એવી ચપળ અને તેજ રહેતી હતી તે થાકીને ઢીલી પડી ગઈ હોય એવું જણાતું હતું. એક દિવસમાં વિશાખાનું જીવન જાણે પરિવર્તન પામતું હોય એમ એને લાગવા માંડ્યું. એ પરિવર્તન એને સુખદ કે આહ્લાદક ન લાગ્યું, પરંતુ એને થોભાવવા કે મિટાવવાની તીવ્ર ઇચ્છા પણ એણે ન અનુભવી.

સવારના નવેક વાગે પિતાજી બહાર ગયા ત્યારે એ નિત્યક્રમથી પરવારીને પોતાના ઓરડામાં આવી ગઈ હતી. કૉલેજમાં તો છેક સાંજે જવાનું હતું, પરંતુ એનો વિચાર એના મગજમાં આવ્યો જ નહોતો. પોતાના ટેબલ ઉપર અભ્યાસનાં પુસ્તકો પડયાં હતાં તેને થોથાં સમજીને એણે સરખાં મૂક્યાં ને પછી વિચાર કરતી ગઈ. કાલની પેઠે જ કોચ ઉપર બેસી ગઈ. સ્નાન કરીને આવી હતી તેની થોડી સ્ફુર્તિ હતી તેથી, કે શૂન્યમનથી થાકી હતી તેથી, પણ તુરત એ ઊભી થઈ અને ધીમે પગલે ઓરડામાં આંટા મારવા લાગી. ઘણી ઇચ્છા કરી પણ મન સ્વસ્થ તો થયું નહિ, પણ આમાંથી છૂટવા ને બધી વાત કહેવા પ્રવીણાને ત્યાં જવાનો વિચાર આવવા લાગ્યો. એ વિચાર મનમાં આવતાં જ પ્રવીણાની સ્થિતિ પણ યાદ આવી ગઈ. ઘડીકવાર પોતાની મૂંઝવણ ભુલાઈ ગઈ અને પ્રવીણા માટે લાગી આવ્યું. ગઈ કાલે સવારે ને તે પહેલાં એણે પ્રવીણાની જે સ્થિતિ જોઈ હતી

તે એણે કદી અનુભવી નહોતી, પણ એવી સ્થિતિ સાંભળી અને વાંચી તો હતી જ. એ સ્થિતિનાં પ્રત્યક્ષ દર્શનથી એના મનમાં કરુણાના ભાવો જ જાગતા હતા. એને થયું કે પોતે જશે તો પ્રવીણાને પણ થોડી શાંતિ મળશે, અને તુરત જ એ જવા માટે તૈયાર થવા લાગી.

તૈયાર થવામાં કશી વાર ન લાગી. પણ બારણા તરફ જતાં, કલ્પનાયે ન અનુભવી શકે એવા આંચકા સાથે એણે એ બારણામાં જ ચંદ્રમોહનને ઊભેલો જોયો. ચંદ્રમોહન સ્થિર ઊભો હતો, એની આંખો પણ નિશ્ચલ હતી. મોં ઉપર કોઈ પ્રકારની ગભરામણ, યાચના કે ગર્વના ભાવો નહોતા. જુવાનને શોભે એવાં ગૌરવ અને મર્યાદા એનામાં મૂર્તિમંત થયાં હોય એવો અત્યારે એનો દેખાવ હતો. એણે વિશાખાના મોં ઉપરની ગભરામણ અને આશ્ચર્ય તુરત જોઈ લીધાં. એના આવકારની રાહ જોયા વિના એ સ્થિર પગલે ઓરડામાં દાખલ થયો અને એક ખુરસી ઉપર બેઠો. થોડી વારે પોતાનો શ્વાસ દબાવતી વિશાખા પણ સામેની ખુરસી ઉપર આવીને બેઠી. એના મોં ઉપર જાણે કદીયે ન તૂટી શકે એવું મૌન વ્યાપી ગયું હતું.

'હું તમારી માફી માગવા આવ્યો છું.' ચંદ્રમોહન ગંભીર સ્વરે બોલ્યો. પણ વિશાખાના મૌન કે મુખભાવમાં કશા જ ફેરફાર થયા નહિ. ચંદ્રમોહન એ મોં ઉપરના ભાવો પારખી શક્યો નહિ, પણ એને લાગ્યું કે ત્યાં કદાચ ગઈ કાલના અપમાનનું દુઃખ હશે અથવા તો રોષ હશે, એટલે એ ફરીને બોલ્યો: 'તમારું અપમાન કરવાનો મારો લેશ પણ ઇરાદો નહોતો.' ચંદ્રમોહન એ વાક્ય બોલ્યો કે તુરત જ વિશાખાએ આંખો ઊંચી કરી પોતાના દિલમાં રોષ કે દુઃખ નહોતાં તેની ખાતરી આપી દીધી. ચંદ્રમોહનનું મન જરા શાંતિ પામ્યું, પરંતુ એને થયું કે વિશાખા કંઈક બોલે તો સારું એટલે એ ફરીને બોલ્યો: 'એ કાગળ જોઈને હું અસ્વસ્થ થઈ ગયેલો, જો કે એમાં એવું કશું હતું જ નહિ.'

'મને અપમાન લાગ્યું જ નથી.' વિશાખા એટલું બોલી ફરી ગંભીર બની ગઈ.

'તો તમારો આભાર.' કંઈક બોલવું જોઈએ માટે ચંદ્રમોહન બોલ્યો. એણે આશા રાખી કે હવે એ વિશાખા સાથે કંઈક સ્વસ્થતાપૂર્વક વાત કરી શકશે, પણ એની એ આશા મિથ્યા નીવડી. વિશાખા કશું બોલી જ નહિ, તેમ એનું ગાંભીર્ય પણ ઘટ્યું નહિ.

'હું જઈશ ત્યારે.' પાંચેક મિનિટના અસહ્ય મૌન પછી ચંદ્રમોહન બોલ્યો ને ઊભો થયો. વિશાખા પણ એની સાથે જ ઊભી થઈ અને પ્રયત્નપૂર્વક મોં ઉપર સ્મિત લાવીને બોલી: 'હમણાં તો હજી રહેશો ને?'

'હવે બેચાર દિવસ.' ચંદ્રમોહન બોલ્યો ને બારણા તરફ ચાલ્યો. કશું જ કારણ નહોતું છતાં એ જતાં જતાં ઉંબર પાસે અટક્યો ને જમીન ઉપર નજર ખોડી એક પળ મસ્તક નીચું ઢાળી ઊભો. વિશાખા પાછળ ઊભી રહી ગઈ. તુરત ચંદ્રમોહને મુખ ફેરવી નમસ્કાર કર્યા અને દાદર તરફ ચાલવા માંડયું. વિશાખાએ નમસ્કાર ઝીલ્યા અને આંખથી વિદાય આપી.

ચંદ્રમોહન તો ગયો. દાદર ઉપરનાં એનાં પગલાં વિશાખાએ બારણામાં ઊભાં ઊભાં બરાબર સાંભળ્યાં. છેક નીચેના પથ્થરના પગથિયા ઉપર ચંપલ ઘસાયું તે પણ એણે સાંભળ્યું. એણે ઊંચા થઈ દાદર તરફ નજર ફેંકી, પણ દાદર સાવ ખાલી હતો. એ ખિન્ન વદને પાછી વળી અને કોચ પાસે આવીને ઊભી રહી. ન સમજાય એવું કંઈક એને થવા લાગ્યું. તુરત એણે ત્યાંથી દોડી બારણાં બંધ કર્યાં અને પલંગ ઉપર પડતું મૂકયું. ચોવીસ કલાકથી ઘુંટાતું હૃદય માર્ગ પામતું હોય એમ એની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં. હૃદયાકાશનાં વાદળ એક પછી એક વરસતાં હોય એમ એનું મન હળવું થવા લાગ્યું.

એ વખતે બહાર તો આકાશ ઘેરાતું જતું હતું અને રસ્તા ઉપરનાં માણસો હમણાં જ મેઘ તૂટી પડશે એવી ભીતિથી જ્યાં ત્યાં છાપરું શોધતાં હતાં.



૨

## માત્ર મૂંઝવણ

**ચંદ્રમોહન** વિશાખાની પેઠે એના ઘરની બહાર નીકળીને નાસ્યો નહોતો, પરંતુ એ આવ્યો ત્યારે જે નિશ્ચલતા ધારણ કરીને આવ્યો હતો તે ગુમાવી દઈ ને રસ્તાની ફૂટપાથ ઉપર એ ઊભો રહી ગયો. કેટલી યે વાર સુધી કશા યે વિચાર કે કારણ વિના એ ત્યાં ઊભો રહ્યો અને પ્રત્યેક પળે રસ્તા ઉપર પડતા એ દાદર તરફ એણે જોયા કર્યું. કોઈ કોઈ વખતે એને એમ થઈ આવતું હતું કે હમણાં જ એ દાદર ઉપરથી વિશાખા નીચે ઊતરી આવશે, પણ લગભગ એક કલાકની એની સાધના નિષ્ફળ ગઈ; છતાં એ જાગ્યો નહિ, તેમ પોતે ક્યાં ઊભો છે તેનું એને ભાન પણ થયું નહિ. પરંતુ જ્યારે એ દાદરની સામે એક ગાડી આવીને ઊભી રહી ત્યારે એની આંખો ફાટી રહી. એ ગાડીમાંથી ધીમે રહીને પ્રવીણા ઊતરી તે એણે બરાબર જોયું. પ્રવીણાના મોં ઉપર એણે જોયેલી માંદગીની ફીકાશ હજી યે હતી અને એના પગ અસ્થિર પડતા હતા તે પણ એ જોઈ શક્યો.

ચંદ્રમોહન જાગી ગયો. પ્રવીણાએ ગાડીવાળાને ભાડું ચૂકવીને પછી દાદર ઉપર પગ મૂક્યો ત્યાં તો એ ભાગીને સોએક ડગલાં દૂર

ચાલ્યો ગયો. એના પગમાં ને આંખમાં પોતાની જાત પ્રત્યેનો રોષ સ્પષ્ટ તરી આવતો હતો. થોડેક દૂર જઈને એક ટેકસી ભાડે કરી એ ઝપાટાબંધ પોતાને ઘેર આવી પહોંચ્યો. વિશાખાના ઘરનો દાદર ચડતાં એનામાં જે ગૌરવ હતું તે લુપ્ત થઈ ગયું હતું–ત્યાં એક સ્થિર અને વિજય – પરાજયથી પર હોય એવા માણસનાં પગલાં પડતાં હતાં : અહીં નાસેલા, થાકેલા ને પરાજય પામેલા, પણ તે સાથે જ એની શરમથી રોષિત થયેલા માણસનાં પગલાં હતાં. કોઈ દિવસ નહિ અને આજે એ ચાલતો હતો ત્યારે દાદર પણ સામે જવાબ આપતો હતો.

એ બહારથી આવી પોતાના ઓરડામાં બેઠો ત્યારે એને પોતા વિષે લજ્જા થઈ આવી. ત્યાં કોઈ નહોતું છતાં કોઈ એનું મોં જોઈ જવાનું હોય એવા ભયથી એણે બારણાની સામેની દિશામાં મોં ફેરવી લીધું. પાંચેક મિનિટમાં પાણી લઈને છગન આવ્યો ત્યારે એણે માથું ઊંચું કર્યું અને તે સાથે જ બાહ્યસ્વસ્થતા ધારણ કરી પાણી પી લીધું. છગનના ગયા પછી એ જરી ઠીક થઈને સોફા ઉપર બેઠો અને સામેની દીવાલ ઉપર નજર ટેકવી વિચારે ચડી ગયો. વિચારના અગાધ સાગરમાં પહેલો પગ મૂકતાં જ એના મોં ઉપર શરમ વ્યાપી ગઈ. એને જાણે ખાતરી જ થઈ ગઈ કે આજે એ પોતાનું સ્થાન, ભાન અને જ્ઞાન ગુમાવી બેઠો હતો અને એક પ્રેરક લોકસેવકના સ્થાનેથી અતિ દુન્યવી લોકોની કક્ષાએ આવી પહોંચ્યો હતો.

જેમ જેમ એ વિચારતો ગયો તેમ તેમ એને મુંબઈ છોડી જવાની ઇચ્છા થવા લાગી. બે દિવસ પહેલાં જે મિત્રો અહીં થોડા દિવસ રહેવાનું આકર્ષણ બન્યા હતા તે જ એને મૂંઝવનારા લાગવા માંડ્યા. એવા તો માત્ર ચોવીસ જ કલાક વીત્યા હતા કે જ્યારે એણે એના વતનને–આનંદપુરના પ્રદેશનાં દીનદુઃખિયાંને અને મનુભાઈ તથા સુભદ્રાબેનને યાદ કર્યાં નહોતાં. જીવનના દોર સાથે ગૂંચાઈ ગયેલા

ગોપાળભાઈનું યે મુદ્દલ સ્મરણ થયું નહોતું, પરંતુ એ ચોવીસ કલાક ચોવીસ વર્ષ જેવા એને અત્યારે લાગવા માંડયા. પોતાનાં સ્વજનોનો દ્રોહ કર્યો હોય એવી તીવ્ર લાગણી સાથે એ ત્યાંથી ઊઠયો અને ઉપરના દીવાનખાનામાં પિતા પાસે જવા માટે ઝડપથી બહાર નીકળ્યો. પણ ઉપરના દાદર પાસે આવતાં જ એનો ઉશ્કેરાટ સહેજ ઓછો થયો. મનમાં પ્રશ્ન થયો કે 'ઉતાવળ તો નથી થતી ને?' અને તુરત એ ધીમે પગલે પાછો વળ્યો. એનું મન પછડાટ પામીને શાંત પડવા લાગ્યું. થોડી વારની શાંતિ પછી એના મનમાં દુઃખ, નિરાશા, લજ્જા ને મૂંઝવણના સંયુક્ત ભાવોની કંઈક અસર જણાવા લાગી. એ ઢીલો પડીને મારી નજીક પડેલી એક ખુરસી ઉપર બેઠો અને રસ્તા ઉપરનાં તોફાનો જોવા લાગ્યો.

'આવું કે?' બારણામાંથી એક અવાજ આવ્યો. પરિચિત અવાજથી ચમકીને એણે બારણામાં જોયું તો ખંધું હાસ્ય કરતો સૂર્યકાન્ત ત્યાં ઊભો હતો. સ્વભાવસહજ વિનયથી ચંદ્રમોહને એને આવકાર આપ્યો. પણ એ એની નજીક આવ્યો કે તુરત જ એને અકળામણ થવા લાગી: એ શું બોલશે, શું પૂછશે, શા માટે આવ્યો હશે તેની કશી કલ્પના નહોતી, પરંતુ એ જે કંઈ કરશે તે દુઃખ ઉપજાવનારું હશે એવી સ્પષ્ટ અસર મન ઉપર જણાવા લાગી. સૂર્યકાન્તે તો વિશેષ વિનયની અપેક્ષા રાખ્યા વિના અંદર આવીને ચંદ્રમોહનની પાસેની ખુરસી સંભાળી લીધી અને હસતાં હસતાં બોલવા માંડ્યું:

'મને કામ મળી ગયું છે. મારા મામાના મિત્રની એક પેઢીમાં રહી ગયો છું. સારું છે. માસિક સોએક મળશે.'

'બહુ સારું થયું.' ચંદ્રમોહન ધીમેથી બોલ્યો.

'પણ કામ આપણને ન ફાવે એવું છે.'

'શાનું કામ છે?'

'જાપાનના માલની આડતનું.'

ચંદ્રમોહન કશું બોલ્યો નહિ. એને એટલું પણ આશ્ચર્ય ન થયું કે એક વખત જેલ ભોગવનાર અને ગામડાંમાં લોકસેવા કરનાર આજે દેશની દોલતને લુટાવવાનું કામ કરે છે. સૂર્યકાન્ત માટે કોઈ પણ બાબતમાં એને આશ્ચર્ય થાય એવું હતું જ નહિ. થોડીવાર રહીને એ બોલ્યો:

'કંઈ કામસર આવ્યા છો?'

'ખાસ નહિ, માત્ર મળવા જ.' સૂર્યકાન્ત બોલ્યો અને હસ્યો. ચંદ્રમોહન શાંત રહ્યો.

'આનંદપુરના કંઈ સમાચાર છે?' સૂર્યકાન્તે થોડીવાર રહીને પૂછ્યું.

'ખાસ કંઈ નથી.'

'તમે ક્યારે જવાના છો?'

'બેચાર દિવસમાં.'

'અહીંથી કોઈ આવે છે?' આંખ સહેજ ઝીણી કરીને સૂર્યકાન્તે પૂછ્યું.

'ના.' ચંદ્રમોહને સ્થિર અવાજે જવાબ આપ્યો.

'મેં સાંભળ્યું છે કે વિશાખાબેન આવે છે.'

'તમે સાંભળી પણ લીધું!' સહેજ મોટા અવાજે ચંદ્રમોહન બોલ્યો.

'હા, અને પ્રવીણાબેનને તમે લગ્નની ના પાડી તે પણ જાણ્યું.' સૂર્યકાન્ત બોલ્યો અને પોતાના બાણની શી અસર થઈ તે ચંદ્રમોહનના મોં ઉપર જોઈ રહ્યો.

'સારું.' ચંદ્રમોહને જવાબ આપ્યો અને મોં એક બાજુ ફેરવી લીધું. એના મનનો રોષ છાનો ન રહી શક્યો.

'હું રજા લઉં છું.' હસતો હસતો સૂર્યકાન્ત ઊઠ્યો. ચંદ્રમોહન કંઈ પણ બોલ્યા વિના એનું હસતું મોં અને વિજયી આંખો જોઈ રહ્યો. સૂર્યકાન્ત એ જ હાસ્ય સાથે ત્યાંથી વિદાય થયો.

'બાપુજી બોલાવે છે.' ચંદ્રમોહને વિચારભારથી ખુરસીની પીઠ ઉપર માથું નાખ્યું કે તુરત જ છગને આવીને કહ્યું. ચંદ્રમોહન ચમકીને ઉપર જવા માટે ઊઠ્યો. આયનામાં જોઈ એણે માથાના વાળ અને પહેરણ ઠીક કરી લીધાં. મોં ઉપર પણ સ્વસ્થતા લાવી દીધી.

'આજે કંઈક ગમગીન છે?' પિતાજીએ પહેલો જ પ્રશ્ન કર્યો.

'ના, ના. આપને કોણે કહ્યું?'

'છગન કહેતો હતો કે ભાઈ બહારથી આવીને સૂનમૂન બેઠા છે.'

'ના, ના. એવું કંઈ નહોતું. હું તો વિચારો કરતો હતો.'

'શાના વિચારો?'

'હવે જવું જોઈશે ને?'

'બસ, જવું છે? મારું લેણું પૂરું થઈ ગયું?' સહેજ દુઃખિત અવાજે દેવપ્રસાદ બોલ્યા. ચંદ્રમોહન મૂંગો રહ્યો.

'હું જઉં ત્યારે?' મૌનથી અકળાઈને ચંદ્રમોહન બોલ્યો.

'ક્યાં જવું છે?'

'ક્યાંય નહિ. નીચે જ.'

'અહીં જ બેસને!'

'થોડી ટપાલ લખવી છે.'

દેવપ્રસાદ મૂંગા રહ્યા. ચંદ્રમોહન ઊઠીને બારણા તરફ જવા લાગ્યો.

'હું તને નહિ જવા દઉં.' દેવપ્રસાદ સ્વસ્થ અવાજે બોલ્યા.

ચંદ્રમોહન જતાં જતાં થંભી ગયો. પિતાના મોં ઉપર ભાગ્યે જ દેખાય એવી સખતાઈની રેખાઓ દેખાવા લાગી.

'હવે હું તને નથી જવા દેવાનો.' ફરીને એ જ સ્વરથી દેવપ્રસાદ બોલ્યા. 'મારે પુત્ર છતાં પુત્રહીન નથી બનવું.'

ચંદ્રમોહન પાછો વળીને એમની પાસે બેઠો. પિતાએ એના ઉપર આંખ ઠેરવીને ત્રીજી વખત કહ્યું, 'હું કોઈ રીતે રજા નહિ આપું. મારે તારી જરૂર છે.'

'પણ......' થોથરાતી જીભે ચંદ્રમોહને બોલવાનો પ્રયાસ કર્યો, પણ પિતાના મોટા અવાજમાં એનો અવાજ ડૂબી ગયો. 'મારે મારી મિલકત વેડફી નાખવી નથી, તને સોંપવી છે. મારા જીવતાં તને સુખી ને વૈભવી જોવો છે. મારા મૃત્યુ પછી તને ફાવે તેમ તું રહેજે.' ઘણીવાર સુધી મનમાં ગોઠવેલાં હોય એમ દેવપ્રસાદ એક પછી એક વાક્યો બોલી ગયા. ચંદ્રમોહનને બોલવા માટે અવકાશ પણ ન રહ્યો.

'અને તને કહી દઉં છું કે પ્રથમથી જ તને સ્વતંત્રતા આપી તે માટે હવે મને અફસોસ થાય છે. મને તે દિવસે ખબર નહોતી કે જેને હું લાડ અને પ્રેમ સમજું છું તે એક દિવસે મારી જ અવગણના કરનારા નીવડશે.'

'મારે કંઈ નથી સાંભળવું.' ચંદ્રમોહન બોલવા જતો હતો તેને દેવપ્રસાદે ફરી વાર અટકાવ્યો. 'તું કહેતો હો તો તારા આનંદપુરમાં મારી અર્ધી મિલકત હોમી દેવા હું તૈયાર છું, પણ તને તો હું હવે નહિ જ જવા દઉં.'

ચંદ્રમોહને જોઈ લીધું કે અત્યારે પિતા ઉગ્ર અવસ્થામાં છે, આ પળે એનો એક શબ્દ પણ તેઓ સાંભળશે નહિ, એટલે એ કંઈ પણ બોલ્યા વિના થોડીવાર બેસી રહ્યો ને પિતા કંઈક શાંત જણાયા એટલે ઊઠીને નીચે ચાલતો થયો.



# યાચના

**ચન્દ્રમોહનના** ગયા પછી ઉપેન્દ્ર તુરત જ પ્રવીણા પાસે ન પહોંચ્યો હોત તો પ્રવીણાની સ્થિતિ જરૂર ગંભીર બનત. ચન્દ્રમોહન પાછો ફર્યો ત્યારે એનાથી ડૂસકું તો ભરાઈ ગયું હતું, પરંતુ એનાં પગલાં સંભળાતાં બંધ થયાં ત્યારે એ ધબ દઈને જમીન ઉપર પડી ગઈ હતી. ઉપેન્દ્ર પાછો આવ્યો ત્યારે એ પોતાની મેળે જ ઊઠીને પલંગ ઉપર બેઠી અને આંખનાં આંસુ લૂછી નાખ્યાં. ઉપેન્દ્ર એની પાસે જ બેઠો, પણ કશું બોલ્યો નહિ. પ્રવીણાના દુઃખે એ દુઃખી થતો હતો, પરંતુ એમાંથી ઉગારવાનો એની પાસે એક પણ માર્ગ નહોતો. અને કોઈક વખત એમ થઈ આવતું હતું કે જો ચન્દ્રમોહન પાસે પ્રવીણાની સ્થિતિ વર્ણવવામાં આવે તો એ જરૂર એની ઇચ્છાને આ તરફ વાળે જ. પણ તુરત જ એનું સંસ્કારી હૃદય એમ કરવાની ના પાડતું હતું. એ પોતે ફકીર નહોતો, પરંતુ ફકીરી તરફ એને પૂજ્યભાવ તો હતો જ. કોઈની પણ ફકીરી લુટાઈ જાય તો એને દુઃખ થાય જ. 'મારી બેનને ખાતર ચન્દ્રમોહનને સ્થાનભ્રષ્ટ શા માટે કરું ?' એ પ્રશ્ન ખડકના જેવો અડગ ઊભો હતો અને એની લાગણીની નબળાઈ એને પાછી વાળતો હતો. બીજી બાજુ એક એવી આશા પણ મનમાં હતી કે ચંદ્રમોહન બેચાર દિવસમાં તો મુંબઈથી ચાલ્યો જશે ને તે પછી ધીમે ધીમે પ્રવીણા એને ભૂલી જશે.

આવી સ્થિતિમાં ઉપેન્દ્ર લગભગ બે કલાક સુધી પ્રવીણાની પાસે

બેસી રહ્યો. અને પ્રવીણા જ્યારે બીજી વાતો કરવા લાગી ત્યારે એ ત્યાંથી ઊઠીને પોતાના કામે વળગ્યો. ભાઈના ગયા પછી પ્રવીણા શાંત તો હતી, પણ એના વિચારો અટક્યા નહોતા. જેમ જેમ સમય વીતતો હતો તેમ તેમ એ જાણતી હતી કે ચન્દ્રમોહનને મુંબઈથી જવાની ઘડી નજીક આવતી જ જાય છે. એને રહી રહીને એમ થતું હતું કે બધું અભિમાન એક બાજુ મૂકી એના પગ જ પકડી લઉં તો ? પણ મન તુરત પાછું પડી જતું. ચન્દ્રમોહનના મોં ઉપરની એક પણ રેખામાં એણે લાગણીનું તત્ત્વ જોયું નહોતું, એટલે એને પોતાના મન સમક્ષ પ્રત્યક્ષ કરતાં જ એ નિરાશ થઈ જતી હતી. એને થતું હતું કે હું પગમાં પડું તો યે એ કદાચ અડગ જ રહે.

પરંતુ ત્યારે કરવું શું ? આ સ્થિતિ તો અસહ્ય હતી. છેલ્લા બે-ચાર દિવસમાં તો વર્ષોની શક્તિ અને તેજ ગુમાવી દીધાં હતાં. આ જ સ્થિતિ લાંબો કાળ ચાલે તો ? ચન્દ્રમોહન ચાલ્યો જાય ને તે પછી યે આ વેદના સળગ્યા કરે તો ? અને કેમ ન સળગે ? પ્રવીણા પોતાના મનને પૂછતી હતી. શું આ ભાવો ક્ષણિક છે ? શું એક દિવસનું જ આ આકર્ષણ છે ? એનું પ્રેમી હૃદય જવાબ આપતું કે આ આકર્ષણ એક દિવસનું નથી, વર્ષોની અદીઠ ઝંખના આજે સ્પષ્ટ થઈ છે. આંખમાં કે હૃદયમાં કોઈ આકૃતિ નહોતી, પરંતુ એ સિવાયનું તો તમામ રસાયન હતું. હમણાં એ આકૃતિ એણે જોઈ, પણ એ પ્રાપ્ય છે ખરી ? ચન્દ્રમોહન અમૃતભરી એક નજર પણ આ તરફ ફેરવશે ?

છેવટ એક રસ્તો પ્રવીણાને સૂઝ્યો. 'વિશાખા મને મદદ ન કરી શકે ?' ચંદ્રમોહનના અંતરમાં તો પ્રવીણા માટે જગ્યા નથી એટલું એ સમજી ગઈ હતી. પણ એ સિવાય પ્રવીણા આ દુનિયામાં રહે ક્યાં ? એની બુદ્ધિ શક્તિનો આજે લોપ થઈ ગયો હતો, લાચાર અને નિઃસહાય હોય એમ એ ભિખારણ બની ગઈ હતી. એને મનમાં થતું હતું કે જો વિશાખા મન ઉપર લ્યે તો ચન્દ્રમોહનના આકાશ જેવા

અંતરમાં મને થોડીક જગ્યા અવશ્ય મળી રહે.

અને આવી આશાથી એ જ્યારે ઊભી થઈ ત્યારે એને પોતામાં જીવન અને શક્તિ જણાવા લાગ્યાં. અરીસામાં નજર કરતાં એને પોતાનું મોં પાતળું પડી ગયેલું ને આંખો ઊંડી ગયેલી લાગી, પણ મોં ઉપર સ્મિત હતું એટલે નબળાપણાની ચિંતા કર્યા વિના એ ઘરની બહાર નીકળી સીધી જ વિશાખાને ત્યાં જવા લાગી.

વિશાખાનાં આંસુ હજી અટક્યાં નહોતાં. એક વખતે ધ્રુસકે ધ્રુસકે રડી લઈ ને ચન્દ્રમોહનની પેઠે જ એણે એને શોધવા માટે રસ્તા ઉપર નજર ફેંકી હતી, પણ એક ખૂણા પાસે ઊભેલો ચંદ્રમોહન એને દેખાયો નહોતો. અને ચન્દ્રમોહનની નજર તો માત્ર દાદર ઉપર જ ફર્યા કરતી હતી. પ્રવીણાએ ઉપર આવતાં બારણાં બંધ જોયાં તેથી એક ક્ષણ એ વિચારમાં પડી. પણ તુરત જ એણે બારણાં ઉપર ટકોરો માર્યો અને ઓરડામાં કોઈ પલંગ ઉપરથી ઊઠ્યું એવો અવાજ સંભળાયો. કોઈએ મોઢું ધોયું તે પણ સંભળાયું ને તે પછી ધીમેથી બારણું ઊઘડ્યું. આટલી વારમાં પ્રવીણા તો ગંભીર બની ગઈ હતી. એના મનમાં ઘડીક એમ થતું હતું કે સૂઈ ને ઊઠી હશે. પણ વધુ તો એમ જ લાગતું કે રડતી હશે. અને બારણું ઊઘડતાં જ એ સાચું પડ્યું. વિશાખાનું ગૌર મોં લાલ બની ગયું હતું અને ગોળ આંખો આંસુ નિચોવી નિચોવીને ઊપસી આવી હતી.

વિશાખા તો પ્રવીણાને જોઈ ચમકી જ ગઈ, પરંતુ એ જ ક્ષણે એને વળગી પડી. પ્રવીણા એની આંખો અને મુખને માપી રહી છે એવું વિશાખા જાણી શકી જ નહિ. પ્રવીણાને અંદર ખેંચી લઈ એણે ફરી પાછાં બારણાં બંધ કર્યાં અને બંને મિત્રો પલંગ ઉપર જઈ ને બેઠાં.

'કેમ રડતી હતી?' વિશાખાની દાઢી ઊંચી કરી પ્રવીણાએ પૂછ્યું. એના મોં ઉપર સ્મિત હતું, પણ આંખમાં જિજ્ઞાસા ઝબકતી હતી.

'અમસ્થી જ.' વિશાખા હસી.

'તને પણ ક્યાંયથી ઘા વાગ્યો છે કે શું?'

'ઘા? શાનો ઘા?'

'તો રડે છે કેમ?'

'હું તારી પાસે જ આવતી હતી.'

'એમ?......શા માટે?'

'અમસ્થી જ.'

'તું બધું ય અમસ્થી જ કરતી લાગે છે.'

વિશાખા હસવા લાગી. જાણે મન ઉપરનો તમામ ભાર ઊતરી ગયો હોય એમ એના મોં ઉપર નિત્યની સરલતા વ્યાપી ગઈ.

'વિશાખા!' પ્રવીણા સહેજ ગંભીર અવાજે બોલી અને વિશાખાના ગળા ઉપર એણે હાથ વીંટાળ્યો હતો તે લઈ લીધો. વિશાખા ચમકીને સામે જોઈ રહી. પ્રવીણા મહા પ્રયત્ને બોલતી હોય એમ બોલી:

'તું એક કાર્યમાં મને મદદ કરી શકે?'

'શામાં?'

'મન ઉપર લે તો તું કરી શકે એમ છે. મારો જીવનતંતુ...'

'સમજી ગઈ.' વિશાખા ગંભીર થઈને બોલી.

'બોલ, મદદ કરશે?'

વિશાખા જવાબ ન આપી શકી. એના મન સમક્ષ તુરત જ ચન્દ્રમોહનની આકૃતિ ખડી થઈ. એક પળમાં એણે જાણે ચન્દ્રમોહનની

મજારી, સ્થિરતા, ગૌરવ, ગાંભીર્ય, સ્વસ્થતા બધું જ જોઈ લીધું. પ્રવીણા વિશાખાને ગંભીર થયેલી જોઈને ફરીથી બોલી :

'શું વિચારે છે?'

'મને આશા નથી.' વિશાખા ધીમેથી બોલી.

'શા ઉપરથી કહે છે?'

'ગઈ કાલે હું એમને મળી હતી. આજે એ આવ્યા હતા. એમના જીવનમાં પણ કશીક મથામણ છે.'

'એટલે?' પ્રવીણા ચમકી ગઈ. એની આંખો મોટી થઈ ગઈ.

'કદાચ કંઈ ન હોય, પણ ગઈ કાલે હું એમને ત્યાં ગઈ ત્યારે...'

'શું ત્યારે?'

'કોઈનો પત્ર જોઈને એ અસ્વસ્થ થઈ ગયેલા.'

'પછી?'

'હું આવતી રહી. મને પણ ડર લાગ્યો.'

'તું સરખી રીતે બોલ, વિશાખા!'

'હું એ માટે જ તારી પાસે આવવાની હતી.'

'હં, પછી શું બન્યું?'

'બન્યું તો કશું નથી પણ ચન્દ્રભાઈ અસ્વસ્થ થઈ ગયેલા, ને મને ફરી મળવાનું કહ્યું તેથી હું આવતી રહી તે માટે આજે આવ્યા હતા. એમણે માન્યું કે મને અપમાન લાગ્યું હશે.'

'આવીને કંઈ બોલ્યા?'

'ના, માત્ર દિલગીરી જ પ્રગટ કરતા હતા. મેં કહ્યું કે મને જરી યે અપમાન નથી લાગ્યું.'

'પછી?' પ્રવીણાએ પૂછ્યું.

'પછી?' વિશાખા બોલી ગઈ.

'તું રડી શા માટે?'

'મને પોતાને પણ ખબર નથી.' વિશાખા બોલી. 'ગઈ કાલથી જ મન મૂંઝાતું હતું.'

'વિશાખા!' પ્રવીણા હતી તે કરતાં યે ગંભીર બની ગઈ. 'એક વાત પૂછું?'

'હું સમજી ગઈ છું. મને એવી કલ્પના પણ નથી આવી, અને હું સમજું છું ત્યાં સુધી એ તો આવા વિચારથી પણ પર છે.'

'ખરેખર?' પ્રવીણાની આંખો ચમકવા લાગી. 'તો તો તું મને મદદ કરશે ને?'

'મને એમાં આશા નથી.' વિશાખા ફરીને બોલી. પ્રવીણા તો અગાઉના શબ્દો ભૂલી જ ગઈ હોય એમ ફરી નિરાશ બની ગઈ.

'પણ એ વિના જીવવું જ અશક્ય છે.'

'સાચું કહે છે પ્રવીણા?'

'જો તું મદદ ન કરે તો હું જ એના ચરણમાં જઈને પડું એમ થાય છે.'

વિશાખા પ્રવીણાના મોં સામે જોઈ રહી ને પછી બોલી: 'હું પ્રયત્ન કરીશ.'

'ક્યારે જઈશ?'

'અત્યારે જ જાઉં, પરંતુ જે બની ગયું છે તેથી મારું મન ભારે થઈ ગયું છે.'

'એ નહિ આવે?'

'એ તો આવી ગયા.'

'જવાના છે ક્યારે?'

'આઠેક દિવસ તો હજી રહેશે એમ લાગે છે.'

'તો આજે નહિ તો આવતી કાલે પણ તું જઈ આવ.'

'જઈશ.' વિશાખા બોલી અને પ્રવીણાના મોં ઉપર આશા-નિરાશાની તેજછાયા પ્રસરવા લાગી.

●

૪

# સામાન્ય માનવી

**ચંદ્રમોહન** નીચે આવીને શાંતિ ન પામી શક્યો. પિતાના શબ્દો અને મુખભાવ ભૂલી શકાય એવા નહોતા. મુંબઈમાં ચારે બાજુથી એ ધીમે ધીમે બંધાઈ રહ્યો હોય એમ એને લાગવા માંડ્યું. આનંદપુર જવાના વિચારો જોર પકડવા લાગ્યા. એમ થયું કે 'વિશાખા, ઉપેન્દ્ર, શાન્તુ, પ્રવીણા એ સૌને ત્યાં ખેંચવાનો મોહ મારે જતો કરવો જોઈએ. એમને ત્યાં આવવાનું આકર્ષણ થયું હશે તો મારા પ્રયત્ન વિના પણ હવે આવશે જ. અહીં તો કશા યે કારણ વિના તીવ્ર લાગણીઓ પ્રગટી ઊઠી છે.' ચંદ્રમોહનને વિશાખાનું ઘર અને ત્યાર પછીની સ્થિતિ તાદશ થતાં જ હૃદય ઉપર મોટો ભાર જણાવા લાગ્યો. તુરત સૂર્યકાન્ત અને એનું હાસ્ય યાદ આવ્યાં. 'અહીંથી જવું જ જોઈએ.' એનું સમગ્ર હૃદય જાણે બોલી ઊઠ્યું.

'શી રીતે જાઉં?...પિતાને કહું? ઉપેન્દ્ર, પ્રવીણા, વિશાખા સૌને જણાવું? ...પિતા રજા આપશે? કંઈ તોફાન નહિ જાગી ઊઠે? અને વિશાખા?' ચંદ્રમોહનના મનની ગતિ જાણે સહેજ થંભી ગઈ. 'એ આવવાની ઇચ્છા કરે તો?...પણ એના મોં ઉપર આટલું બધું ગાંભીર્ય શા માટે હતું? ને વિષાદની છાયા પણ પળે પળે કેમ આવી જતી

હતી?... હું. એ આવવા ઇચ્છે તો તો મારે લઈ જવાં જોઈએ.... ના, એ માટે તો ઉત્તેજન પણ આપવું જોઈએ. એની પાછળ પ્રવીણા ખેંચાય, ને પછી ઉપેન્દ્ર આવે...' થોડી જ મિનિટો પહેલાંનું મંથન જાણે ભુલાવા લાગ્યું. મનમાં આનંદની ભરતી ચડવા લાગી. આંખ સામે આનંદપુરનો આખો પ્રદેશ પ્રત્યક્ષ થયો. ત્યાંનાં લોકોની વચ્ચે શ્વેતવસ્ત્રધારી સેવકો ઘૂમી રહ્યાં હોય એમ લાગવા માંડયું – એણે હર્ષમાં આવીને ત્યાંના કામની યોજના ઘડવા માંડી. પણ એ વિચારમાં પ્રથમ પગલું મૂકતાં જ મનુભાઈ, સુભદ્રાબેન અને દૂર દૂર બેઠેલા ગોપાળભાઈ સાંભરી આવ્યાં. ગોપાળભાઈના સ્મરણની સાથે જ ઘણી સુખદ–દુઃખદ કલ્પનાઓ સતેજ થવા લાગી. 'એમને શું લાગશે?' ભયભીત થઈને જાણે એ પોતાને જ પૂછવા લાગ્યો. 'વિશાખા ને પ્રવીણા આવે તો એમના વિષે તેઓ શું ધારે? આજ સવારની મારી સ્થિતિ...' અને તુરત જ એનું મન ઢીલું પડવા લાગ્યું. થોડીક વાર તો જાણે નશો ઊતર્યા પછીનો થાક અને નબળાઈ જણાતાં હોય એમ એણે બેઠાં બેઠાં પગ લાંબા કર્યા.

'હું ડરું છું શા માટે? ધ્રૂજું છું શા માટે?' બે દિવસ પહેલાંનો પ્રશ્ન મોં ફાડીને સામે ઊભો રહ્યો. 'શું ગોપાળભાઈનું મંતવ્ય સાચું પડશે એવો મને ભય લાગે છે? શું હું મારી પોતાની જાતથી જ ડરું છું? શું હું મને ઓળખતો નથી? શું છે આ બધું?' ચંદ્રમોહનના કપાળ ઉપર રેખાઓ ઊપસી આવી. 'ખબર નથી પડતી કે આ ભયનો જનક કોણ છે? એક દિવસ તો મનુભાઈએ પણ ગોપાળભાઈનો ભય ખરો માન્યો...અને હું પોતે ગોપાળભાઈથી શા માટે ડરતો થયો છું?...એ મને ભયકારક છે એ માટે તો હું એમનો વિરોધ નથી કરતો?' થાકયો હોય એમ એણે પોતાનાં લમણાં દબાવ્યાં.

'આ બધી ગોપાળભાઈનો ભય સાચો પાડવાની પૂર્વતૈયારી તો ન હોય?' થાકેલા મનમાં એક વિચાર પ્રગટી આવ્યો. વિશાખા

સાથેના બે પ્રસંગ અને તે પછી પોતે ફૂટપાથ ઉપર ઊભો હતો તે યાદ આવવા લાગ્યું. વિશાખાની પાસેથી એ નીકળ્યો ત્યારે આંસુ ડોકિયાં કરી રહ્યાં હતાં એમ પણ લાગવા માંડયું. 'ને પ્રવીણા માટેનું સૂચન?' એ બીજો સવાલ આવ્યો. 'પ્રવીણાને જતાં જતાં જોયેલી, તે આજ સવારે પણ કેટલી નિર્મળ લાગતી હતી! શા માટે?'

ગભરાઈ ગયો હોય એમ ચંદ્રમોહન ચારે બાજુ જોવા લાગ્યો. મનના અંતરતમ ભાગમાંથી સ્ફુરતો હોય એવો વિચાર આવ્યો: 'ભાગ અહીંથી.' એ ઊભો પણ થઈ ગયો. બેબાકળો બની બારણા લગી પણ જઈ આવ્યો. પછી પાછો વળ્યો. ઢગલો થઈને ખુરસી ઉપર બેઠો. આનંદ-પુરનો એ ચંદ્રમોહન જ ન હોય એમ એનાં બધાં ગાત્રો શિથિલ થઈ ગયાં.

એ દિવસ અને રાત એ રીતે જ પસાર થઈ ગયાં. વહેલી સવારે ઊઠીને એ દરિયા તરફ ફરવા ગયો ત્યારે એનું મન સ્વસ્થ જણાતું હતું. મુખેથી પ્રાર્થનાના શ્લોકો ગણગણતો એ ધીમે પગલે ફરતો હતો. અંધારું ઓછું થવા માંડ્યું હતું અને આજુબાજુ ફરનારનાં મોં દેખાતાં હતાં. એની સામે જ એણે ઉપેન્દ્રને આવતો જોયો. એ સહેજ હસ્યો. ઉપેન્દ્રે હસતાં હસતાં નમસ્કાર પણ કર્યા. બંને શિષ્ટા-ચારને ખાતર સહેજ ઊભા રહ્યા ને પછી જુદા પડ્યા. પાંચેક ડગલાં ચંદ્રમોહન ચાલ્યો ત્યાં ઉપેન્દ્રનો અવાજ સંભળાયો. એ ઊભો રહ્યો. ઉપેન્દ્રે પાછા આવી ધીમા પણ ગંભીર અવાજે પૂછ્યું:

'અત્યારે તમે ઉતાવળમાં છો?'

'ના' ચંદ્રમોહને સહેજ આશ્ચર્યથી જવાબ આપ્યો.

'મારે થોડી અંગત વાતો કરવી છે.'

'ભલે, આપણે આ બાંકડા ઉપર બેસીએ.'

બંને બાંકડા ઉપર જઈને બેઠા. ચંદ્રમોહન દરિયા સામે જ જોઈ રહ્યો હતો અને ઉપેન્દ્ર પોતાને કહેવાની વાત મનમાં ગોઠવતો હતો.

'મારે તમારી પાસે પ્રવીણા વિષે ફરીને સૂચન મૂકવું છે.'

'હં.' ચંદ્રમોહન ગભરામણમાં બોલ્યો.

'તમે એ ઉપર ફરીને વિચાર ન કરી શકો? એની સ્થિતિ અસહ્ય થતી જાય છે.'

'એ એટલે જ માંદાં દેખાય છે?'

'એટલે જ. એ સિવાય કશી જ માંદગી નથી. યુગયુગની સાધના નિષ્ફળ જતાં માણસને આઘાત લાગે એવો એને આઘાત લાગ્યો છે.'

'પણ આ વાત તો...'

'ખરું. મને પણ એમ જ થાય છે. આ વાત પ્રગટ રૂપે તો હમણાં જ આવી છે. પણ હું અનુમાન કરું છું કે એનું દિલ આવી કશીક વસ્તુ માટે રાતદિવસ તલસતું જ રહ્યું હશે.'

ચંદ્રમોહન મૂંગો રહ્યો. એના મનની સ્વસ્થતા તો ચાલી જ ગઈ, પરંતુ ગઈ કાલના કરતાં યે વધારે ગભરામણ થવા લાગી. પ્રેમના દર્દનો એને અનુભવ નહોતો, પરંતુ એ દર્દ સમજી પણ ન શકે એટલો એ મૂર્ખ કે ભોળો પણ નહોતો. એ સ્તબ્ધ બની બેસી જ રહ્યો.

'તમે વિચાર કરશો? ફરીને હું રાત્રે મળું?'

'ના–હા.' ચંદ્રમોહન બોલ્યો ને ચૂપ રહી ગયો. થોડી વાર રહી ફરી બોલ્યો, 'હું કશી આશા નથી આપતો. રાત્રે મને મળજો.'

ઉપેન્દ્રના વિષાદઘેરા મોં ઉપર આશાની એક ચમક આવી તે ચંદ્રમોહન પણ જોઈ શક્યો. થોડી વાર મૂંગા રહ્યા રહ્યા દરિયાના તરંગો જોયા પછી બંનેએ વર્તમાન રાજકારણને લગતી આડીઅવળી વાતો કરવા માંડી. એક કલાક એમ પસાર કરી બંને ઊઠ્યા અને છૂટા પડ્યા. ઉપેન્દ્ર કંઈ કંઈ આશાઓ રચતો પ્રવીણાને વાત કરવાના વિચારો કરવા લાગ્યો, અને ચંદ્રમોહન પોતાની આજુબાજુ રચાતી જાળથી

અકળાતો, કશા યે વિચાર વિના ઝડપભેર ઘર તરફ ચાલવા લાગ્યો.

ઘરના મુખ્ય દરવાજા પાસે આવ્યો ત્યાં જ છગન સામે મળ્યો, અને એણે ખબર આપ્યા કે વિશાખા આવેલ છે. ચિત્તની ગભરામણ લગીર પણ ઓછી થઈ નહોતી, ત્યાં આ સમાચાર મળતાં એ એ જ સ્થળે સ્થિર થઈ ગયો. બેચાર પળ સુધી તો એને કશું સૂઝ્યું જ નહિ કે પોતે ક્યાં ઊભો છે ને શું વિચારવા ઇચ્છે છે. 'વિશાખાને પણ પ્રવીણા જેવું જ દર્દ તો ગઈ કાલે નહિ હોય?' એક આંચકો એના મગજમાં લાગ્યો. નવી અને અતિશય અટપટી દુનિયાથી મૂંઝાઈ પડતો હોય એમ એણે માથું ધુણાવ્યું અને દાદરનાં પગથિયાં ચડવા માંડ્યો. પાંચેક પગથિયાં ચડ્યા પછી એ ઊભો રહ્યો. 'શું જવાબ આપીશ?' મનમાં પ્રશ્ન ઊઠ્યો. જે પ્રશ્ન કોઈ દિવસ વિચાર્યો જ નહોતો તેનો જવાબ લગીર વારમાં મળે એમ નહોતું એટલે બેચાર મિનિટના મિથ્યા પ્રયત્ન પછી એ ઉપર ચડ્યો ને પોતાના ઓરડા પાસે આવ્યો.

ઓરડો ઉઘાડો હતો. એક બે ક્ષણમાં જ વિશાખા દેખાવાની હતી. એક પળ ગભરામણ અમર્યાદ બની. બીજી પળે ન સમજાય એવી ઊંડી જિજ્ઞાસાનો મનમાં ઉદય થયો. ત્રીજી પળે ગઈ કાલની ફૂટપાથ ઉપર મનની જે અવસ્થા હતી તે જાણે થવા લાગી. એણે ઝટ લઈને પગ ઉપાડ્યો અને બારણામાં મૂક્યો. વિશાખા એક વર્તમાનપત્ર હાથમાં લઈને વાંચતી બેઠી હતી. એ હસતી હસતી ઊભી થઈ. ચંદ્રમોહન પણ હસતો હસતો અંદર દાખલ થયો.

બંને બેઠાં. કંઈક વાત કરવી જોઈએ એટલે ચંદ્રમોહન બોલ્યો:

'ઉપેન્દ્ર મળ્યો હતો.'

'ફરવા ગયા હશો ત્યાં?'

'હા.'

'કંઈ વાત એમણે કરી?'

'વાત?...હં...ખાસ નહિ...રાત્રે ફરી મળવાના છે.'

વિશાખા સમજી ગઈ. એ બોલી:

'હું પણ એ જ કામ માટે અત્યારે આવી છું.'

'એટલે?' ચંદ્રમોહન સમજી શકયો નહિ.

'પ્રવીણાની સ્થિતિ અસહ્ય થતી જાય છે.'

થોડી જ ક્ષણો પહેલાં ઉદય પામેલી જિજ્ઞાસા નીચે પટકાઈ પડી. ચંદ્રમોહનના મોં ઉપર લજ્જા અને પછડાટ જણાઈ આવ્યાં.

'તમે એ ઉપર ફરીને વિચાર કરશો? એ વિષે વધુ તો તમને શું કહેવાનું હોય? એ મારી મિત્ર છે. એની તોલે...'

'પણ મેં તો એ પ્રશ્ન ઉપર કદી વિચાર્યું જ નથી.'

'તો હવે વિચારો.'

'મારી ઇચ્છા નથી.' પળ બે પળના મૌન પછી ચંદ્રમોહન બોલ્યો.

'એ તો પ્રવીણા જાણે જ છે.' વિશાખા જરા યે નિરાશા અનુભવ્યા વિના બોલી. 'પણ એની સ્થિતિ જુઓ, સમજો ને વિચાર કરો એવી મારી માગણી છે.'

'તમને એણે કહ્યું છે?'

'એણે જ. જો હું નિષ્ફળ જઈશ તો કદાચ એ પોતે જ આવશે.'

'પોતે જ?' ચંદ્રમોહનની આંખ ફાટી રહી. વિશાખાના દિલમાંથી ચંદ્રમોહનની મહત્તા ઘટતી જતી હતી અને માનવતા સ્પષ્ટ થતી હતી તેને આથી વેગ મળ્યો. એ જોઈ શકી કે શક્તિના અવતાર જેવો ને અગ્નિની વાણી ઠાલવતો ચંદ્રમોહન અંતે તો માણસ જ છે.

'કશી યે ઉતાવળ નથી.' વિશાખા બોલી અને જરા થોભી. એના અવાજમાં કે બેસવામાં ગઈ કાલની મૂંઝવણનો એક અંશ પણ નહોતો. મૂંઝવણ તો જાણે ચંદ્રમોહનમાં જ ચાલી ગઈ હતી. એણે ઉમેર્યું: 'તમે આ પ્રશ્ન નિરાંતે વિચારો એટલી જ અમારી માગણી છે.' ચંદ્રમોહન મૂંગો રહ્યો એટલે એણે સ્પષ્ટ પૂછયું: 'વિચારશો?' ચંદ્રમોહન કશું બોલ્યો નહિ. એની પાંપણો ઉપર કોઈ બેઠું હોય એમ તે તુરત જ નમી ગઈ.



## ૫

# તેજની પ્રાપ્તિ

**ચંદ્રમોહન** જવાબ આપી શકે એમ નથી એમ જાણવા છતાં વિશાખા બેસી રહી. ઘેરથી નીકળતી વખતે એના મનમાં જે ભય હતો તે નાશ પામ્યો હતો. પોતે કલ્પ્યાં હતાં એવાં કિરણો ચંદ્રમોહનની આંખમાં આજે એણે જોયાં જ નહિ તેનું એને આશ્ચર્ય થવા લાગ્યું. ચંદ્રમોહન બે ત્રણ મિનિટ સુધી પાંપણો ઢાળીને જ બેસી રહ્યો, એટલે વિશાખાએ પૂછ્યું :

'હું પ્રવીણાને આશા આપું ?'

ચંદ્રમોહને તુરત જ માથું ઊંચું કર્યું. થડકતા અવાજે એ બોલ્યો:

'એવું ન કરશો.'

'ત્યારે શું કરવું ? એ રહી શકે એમ નથી.' વિશાખા પણ એ જ ઝડપે બોલી ગઈ.

'મને......મને છોડો. માફ કરો.' ચંદ્રમોહનના અવાજમાં કલ્પનાતીત આર્જવતા આવી ગઈ. વિશાખા શરમ પામીને શાંત બની. એને લાગ્યું કે પોતે આ રીતે આગ્રહ નહોતો કરવો જોઈતો.

'માઠું ન લગાડશો.' થોડીક પળો વીત્યા પછી સ્વસ્થ પણ નમ્ર અવાજે ચંદ્રમોહન બોલ્યો. 'આ પ્રશ્ન એ રીતે વિચારાય જ નહિ.'

વિશાખાનું મોં પડી ગયું. એકાદ ઘડી પહેલાં એણે ચંદ્રમોહનને જે સ્થિતિમાં જોયો હતો તે સ્થિતિમાં પોતે આવી પડી.

'તમારું કહેવું સાચું છે.' ધીમા અવાજે વિશાખા બોલી અને લજ્જાભર્યું મૌન વ્યાપી ગયું.

'એક કામ કરશો ?' ચંદ્રમોહન બોલ્યો.

'બોલો.' વિશાખાએ ઊંચે જોયું. ચંદ્રમોહનની આંખમાં કિરણ દેખાવા લાગ્યાં.

'પ્રવીણાબેનને તમે જ સમજાવો કે મહામૂલી જિંદગીને તેઓ આ રીતે વેડફે નહિ.'

'એ નહિ સમજે.' વિશાખા બોલી.

'જરૂર સમજશે. તમે પ્રયાસ કરશો તો સમજશે. અને ઉપેન્દ્ર-ભાઈને પણ કહો...'

'તેઓ એ સમજે જ છે, પરંતુ કોઈના વશની વાત નથી.'

'છે, છે. પ્રવીણાબેનને સમજાવો કે લગ્ન કરતાં યે મહાન, મંગલ અને રસમય બીજાં જીવનકાર્યો છે.' ચંદ્રમોહન પહેલા દિવસના રણકતા અવાજે બોલ્યો.

'તમે એ સમજાવશો ?'

'હું ?' એક ક્ષણ થોભીને ચંદ્રમોહને ઉમેર્યું. 'ભલે, હું સમજાવું. તમે કહો ત્યારે એમને મળું.'

'હું એને મળીને તમને કહી જઈશ.'

'ભલે.'

'એ નહિ સમજે તો ?'

'તો ? તો થયું. ઈશ્વરે...'

'બસ ? તમને શ્રદ્ધા નથી કે તમે એમને સમજાવી જ દેશો ?'

'હું પ્રયત્ન કરીશ.' ચંદ્રમોહન બોલ્યો. એના અવાજનો રણકાર ઓછો થયો અને વિશાખામાં કંઈક હિંમત આવી.

'પણ નિષ્ફળ જશો તો ?'

'તો ઈશ્વરેચ્છા.' સમસ્ત વિચાર અને ચર્ચાને સમેટતો છેલ્લો શબ્દ ચંદ્રમોહન બોલી ગયો.

'પણ તમે શા માટે આ સૂચન ઉપર વિચાર ન કરો ?'

'એ પૂછવાથી શો ફાયદો ? તમે નથી જાણતા કે મારા જીવનમાં તમે જીવો છો ને કલ્પો છો તેવા રસને સ્થાન નથી ?'

'પણ એવું જ જીવન પ્રવીણા સ્વીકારે તો ?' વિશાખાને લાગ્યું કે પ્રશ્ન સરળ થતો જાય છે.

'તોપણ નહિ. એમને જો આ જીવન પસંદ હોય તો એ સ્વતંત્ર રીતે જ સ્વીકારવું જોઈએ. જો અલંકારિક ભાષામાં કહું તો ભારતમાતા એનાં સંતાનો પાસે નિર્વ્યાજ અને નિર્ભેળ ભક્તિ માગે છે.'

'એ ગમે તેમ હોય, પણ તમને એથી શી હરકત આવે ?'

'મને ?' ચંદ્રમોહન સહેજ હસ્યો. વાતમાંથી ઘટતું જતું અંગત તત્ત્વ સાવ દૂર થઈ ગયું. 'હું તમને જ એક પ્રશ્ન પૂછું ?'

'પૂછો.' વિશાખા મીઠું હસી.

'તમે લગ્ન કરવાનાં છો ?'

'મેં વિચાર્યું નથી.'

'શા માટે ?'

વિશાખા મૂંઝાઈ.

'તો હું પણ એમ કહું કે મેં વિચાર્યું નથી ?' ચંદ્રમોહન બોલ્યો.

'તમે તો વિચાર્યું જ હોય.'

'તો તમે પણ વિચાર્યું હોય. તમારા જેવી કૉલેજ વટાવી ગયેલી, કલા અને સૌન્દર્યને સમજતી કુમારિકાએ લગ્ન વિષે વિચાર્યું જ ન હોય એમ હું કેમ માનું ?'

'પણ તમે કહેવા શું માગો છો ?'

'એ જ કહેવા માગું છું કે તમે અત્યારે કેમ કોઈની સાથે લગ્ન નથી કરી લેતાં ?'

'એવું કંઈ થઈ શકે ?'

'શા માટે ન થાય ? તમને જરા યે વિઘ્નરૂપ ન હોય એવા કોઈ પણ યુવાન સાથે લગ્ન કરી શકશો ?'

'એવી રીતે કંઈ વિચારાય ?'

'તો કઈ રીતે વિચારાય ?'

'પહેલાં તો પ્રેમ...' વિશાખા જરા થોભી, પછી બોલી : 'પ્રગટવો જોઈએ, પછી આદર્શો અને સ્વભાવની એકતા જન્મવી જોઈએ...'

'પછી ?—'

'મને ખબર નથી.' વિશાખા હસી પડી.

'બસ, એટલું સ્વીકારો છો ને કે તમે ધારો છો ને કહેતાં હતાં તેટલો આ પ્રશ્ન સરળ નથી ?'

'એ કબૂલ, પણ તમે કોઈ કાળે લગ્ન કરવાના છો કે નહિ તે હું જાણી શકું ?'

'અલબત્ત જાણી શકો. તમને જણાવું કે આજે આ ક્ષણે તમારી પાસે બોલી રહ્યો છું ત્યાં સુધીમાં જે કંઈ વિચાર્યું તે એ છે કે લગ્ન નથી કરવાં.'

'બહુ લાંબું કહ્યું.'

'પણ બહુ સાચું કહ્યું.'

વિશાખા નિર્દોષભાવે હસી પડી.

'બોલો, હવે સમજાવશો ને પ્રવીણાબેનને, કે આમાં જિંદગી ગુમાવવા જેવું નથી ?'

'સમજાવીશ, પણ એ સમજશે નહિ.'

'કેમ ?'

'કેમ ? એ તો એ જાણે.' વિશાખા બોલી અને સહેજ ગંભીર બની. 'એ તે દિવસથી બદલાઈ જ ગઈ છે.'

'ધીમે ધીમે હૃદય હળવું થઈ જશે.'

'નહિ થાય. એ બધું જાણે છે છતાં શોષાય છે. એને આશા નથી તો યે એ વિચાર છોડતી નથી.'

'તમે પ્રયત્ન કરી જોયો ?'

'કર્યો નથી. પણ મને ખાતરી છે.'

'પહેલાં પ્રયત્ન કરી જુઓ.'

'એ તો કરીશ, પણ પછી ?'

'પછી બસ. આપણું કામ ત્યાં પૂરું થાય છે. બાકીનું કામ પરમાત્માનું છે, અને તે કરે જ છે.'

'એટલે પ્રવીણા આપોઆપ શાંતિ પામી જશે, એમ ?'

'હું એમ માનું છું.'

'તમે અનુભવ ન કર્યો હોય, પણ પ્રેમની વેદના વાંચી કે સાંભળી પણ નથી ?'

'સાંભળી છે, પણ મને એ કોઈ દિવસ નથી સમજાઈ.'

'બસ ત્યારે, તમે પ્રવીણાનું દુઃખ નહિ સમજી શકો. એથી પીગળી પણ નહિ શકો.' વિશાખા કડક અવાજે બોલી.

'તમે હજી હમણાં જ મારી વાત સ્વીકારી હતી.'

'એ સાચું છે પણ આ યે સાચું છે'

'હશે.' ચંદ્રમોહન નમ્ર અવાજે બોલ્યો.

'રાત્રે ઉપેન્દ્રભાઈને પણ તમે આ જ જવાબ આપશો ?'

'બીજો શો આપું ? તમે જો કહી દો તો ઉપકાર.'

'પણ...' વિશાખા બોલતાં બોલતાં અટકી ગઈ. એને થયું કે પોતે આ વાત લંબાવીને ભૂલ કરી રહી છે. 'ભલે હું કહી દઈશ.' એ બોલી.

'આ પ્રશ્ન ઊભો જ ન થયો હોત તો બહુ સારું હતું.' ચંદ્રમોહન વિષાદભર્યા અવાજે બોલ્યો. 'આ પ્રશ્ને આપણા સંબંધોની સ્વાભાવિકતા લૂંટી લીધી.'

વિશાખા એની સામે જોઈ રહી.

'હવે તમારી કે પ્રવીણાબેનની પાસે મારા આનંદપુરની વાત હું મૂકી શકીશ નહિ. ઉપેન્દ્રને પણ એ વિષે કંઈ કહી શકીશ નહિ.'

'શા માટે?'

'મેં કશો જ ગુનો કર્યો નથી છતાં એમ લાગે છે કે તમારી દૃષ્ટિમાં હું ગુનેગાર બન્યો છું.'

'એવું જરી પણ નથી.'

'તમે એવું જ માન્યું છે. એમ ન હોત તો આજે તમે એકાદ બે વખત દુઃખભર્યું બોલ્યાં તે બોલી શકત?' ચંદ્રમોહનની દૃષ્ટિ વિશાખાના મોં ઉપર સ્થિર થઈ. વિશાખાએ શરમથી નીચું જોયું. એને લાગ્યું કે એનાથી ચંદ્રમોહન ઉપર આક્રમણ થઈ ગયું હતું.

'હવે હું તમને શી રીતે કહું કે તમારું સ્થાન અહીં નહિ, પણ મારાં ગરીબોનાં ભાંગ્યાંતૂટ્યાં ઝૂંપડાંમાં છે? અને શી રીતે સમજાવું કે તમે ત્યાં આવો તો તમારા પ્રેમ, કલા અને સૌન્દર્યના તમામ ખ્યાલો જ બદલાઈ જાય?'

વિશાખાની આંખો ઢળેલી જ રહી.

'એક જુદા જ મનોભાવે હું તમારી સમક્ષ આવ્યો હતો. એક જુદા જ મનોભાવથી તમે મને સત્કાર્યો હતો. એમાં પ્રવીણાબેને આ લાગણીને લાવવી જ નહોતી જોઈતી.'

વિશાખાની સ્થિતિ હવે વિષમ બની. પોતે કોઈ પ્રચંડ આત્માની સમક્ષ બેઠી હોય એવું એને થવા લાગ્યું. મનમાં કશા વિચારો આવી શકતા નહોતા, પણ પોતે આવવું જ નહોતું જોઈતું એવી લાગણીથી મન ભરાઈ જતું હતું.

'પ્રવીણાબેનને આ બધું કહેજો. તમે કહેશો તો તેઓ જરૂર શાંત બનશે. કહેશો ને?' ચંદ્રમોહને પૂછ્યું.

'કહીશ.' મહા મહેનતે વિશાખા બોલી. એને ભય લાગ્યો કે આંખો ઊભરાઈ જશે, એટલે ગંભીર ચહેરે જ એ ત્યાંથી ઊઠી અને નમસ્કાર કરી બહાર નીકળી.



૬

## અજાણ્યાં મિત્રો

ત્રણ દિવસ પછીની એક રાતે ચંદ્રમોહન પથારીમાં પડ્યો પડ્યો પડખાં ઘસતો હતો, પ્રભુનામનું રટણ કરતો હતો પણ ઊંઘ આવતી જ નહોતી. પથારીમાં બેસીને ચિત્તને સ્વસ્થ કરવા યત્ન કરતો હતો પણ નિષ્ફળતા મળતી હતી. કોઈ ઉપાયે મન શાંત પડતું જ નહોતું. દૂર દૂરથી એને બોલાવતા પોકારો જાણે કાન સાથે અથડાતા હતા. આંખ મીચતો કે એની નજર આગળ પાંચ વર્ષ સુધી ધરાઈ ધરાઈને જોયેલાં દશ્યો તરવરતાં હતાં. આજે, દિવસમાં હજાર વખત

એને એકનો એક વિચાર આવતો હતો કે 'હવે જતો જ રહું.' પણ કોણ જાણે ક્યાં અદીઠ બંધનો એને રોકી રાખતાં હતાં!

એણે નિશ્ચય કર્યો હતો કે પ્રવીણાને કે વિશાખાને કારણ વિના મળવું નહિ અને એમને આનંદપુર આવવા માટે તો કશું કહેવું જ નહિ. એનું જાગૃત મન કહેતું કે એ બંનેને હવે મળવું નથી, પરંતુ એવો એક કલાક પણ જતો નહોતો કે જ્યારે એના કાન દાદર ઉપરનાં પગલાં પારખવાને સતેજ ન થયા હોય. પણ આજ સાંજે એ મનોભાવની અવધિ થઈ હતી.

નિત્યનિયમ પ્રમાણે એ દરિયાકિનારે ફરવા નીકળ્યો હતો. ઘર બહાર પગ મૂકતી વખતે મનમાં નિશ્ચય હતો કે મુંબઈથી જવાનો અને આનંદપુરના કામનો જ વિચાર કરવો છે, પરંતુ ફરવાની સડક ઉપર આવતાં જ એની આંખ અજાણપણે કોઈને શોધવા લાગી. થોડીક મિનિટો પછી ભાન આવતાં જ એ ત્યાંથી રોષભેર પાછો ફર્યો અને ઘેર પહોંચ્યો.

અર્ધી રાત વીતી ગઈ હતી છતાં એની આંખમાં ઊંઘ ભરાતી નહોતી. ઘડીક એમ થતું કે આ પ્રસંગો ને સ્મરણો તો એક પળમાં જ ખંખેરી નાખીશ. વળી એવો ભય પેદા થતો હતો કે આ પ્રસંગો મારી જીવનનૌકાને કોઈ ખડક સાથે અથડાવી મૂકશે. મુંબઈથી ચાલ્યા જવાનો વિચાર તો પ્રબળ થતો જ હતો. 'અહીં હવે મારું શું કામ છે?' એ પ્રશ્ન મનમાં ઊઠતો હતો ત્યારે એનો જવાબ મળતો જ નહિ, છતાં પ્રથમ સત્યાગ્રહ વખતે એણે ગૃહત્યાગ કર્યો તે કરતાં યે અત્યારે તીવ્ર વેદના જાગતી હતી. સવારના લગભગ ચાર વાગ્યા સુધી એ આવા જ વિચારો કરતો પડ્યો રહ્યો ને પછી પથારીમાંથી ઊઠી ગયો. ચિત્તને સ્વસ્થ કરવા એ પ્રાર્થનાના શ્લોકો ગણગણવા લાગ્યો. પરંતુ એ બધા ય શ્લોકો રટી જવા ઉપરાંત એ કોઈ પ્રકારનો લાભ ઉઠાવી શક્યો નહિ.

ઘડિયાળમાં પાંચના ટકોરા થયા ત્યારે એ ફરવા માટે બહાર નીકળી ગયો. દરિયાની પહેલી લહર અનુભવતાં જ એણે મન સાથે નક્કી કર્યું કે આજ રાત્રે અહીંથી નીકળી જ જવું. આવો મનમાં નિશ્ચય થયો એટલે થોડી શાંતિ જણાવા લાગી અને મુંબઈમાં જકડાઈ ગયેલું હૃદય જાણે છૂટું થઈને પોતાના 'અસલ વતન' માં વિહરવા લાગ્યું, પરંતુ એ તો ફરવા માટે આગળ વધતો હતો ત્યારે. પરંતુ જ્યારે એ ઘેર આવવા માટે પાછો ફર્યો ત્યારે એને રાત સુધીમાં શું શું કરવાનું છે, શું શું કરવું જોઈએ એના જ વિચારો આવવા લાગ્યા. અને આ વિચારોમાં વિશાખા અને પ્રવીણા અગ્રસ્થાન ન લે એમ બને જ શી રીતે ? એટલે થોડીક મિનિટો સુધી તો એ ફરી પાછો પોતાની જાતનું અને નિશ્ચયનું ભાન ભૂલ્યો અને મુંબઈની ભુલભુલામણીમાં અટવાઈ પડ્યો. છેક ઘરના દાદર પાસે આવ્યો ત્યારે જ એનું ભાન જાગૃત થયું અને એ જાગૃત થતાં એ જ પળે ત્યાંથી નાસી જવાની ઇચ્છા જોર કરવા લાગી.

પણ એ ત્યારે તો ન ગયો. સાંજ સુધી ઘરમાં જ પુરાઈ રહેવું છે ને પિતા સાથે વાત કરવાનો પ્રસંગ જ નથી આવવા દેવો એવા નિશ્ચય સાથે એણે એ દિવસ પસાર કરવાનું નક્કી કર્યું. બપોરના બાર વાગ્યા સુધીનો સમય એણે શાંતિથી પસાર કર્યો. અને પછી વિચાર્યું કે 'ગઈ રાતનો ઉજાગરો છે અને આજની રાત ગાડીમાં પસાર કરવાની છે માટે અત્યારે આરામ લઈ લઉં.' આવા વિચાર સાથે એ સૂવાની તૈયારી કરતો હતો ત્યાં જ ચાર પાંચ માણસોનાં પગલાં એણે દાદર ઉપર સાંભળ્યાં. એ પગલાં કોનાં હતાં તે એ જાણતો નહોતો. પરંતુ એણે વિશાખા, પ્રવીણા, ઉપેન્દ્ર, શાન્તુ સૌને ધારી લીધાં, અને એની છાતી ધડકવા લાગી. એક પળ એમ થયું કે ઓરડામાં ક્યાંક સંતાઈ જાઉં, પણ એનાં આશ્ચર્ય અને આનંદ વચ્ચે એણે પોતાના બારણામાં વિશાખા અને પ્રવીણાને નહિ, પરંતુ કોઈ

અજાણ્યાં જ બે યુવતી અને બે યુવકને જોયાં. ચંદ્રમોહન સ્વસ્થ થઈ એમને આવકાર આપવા માટે આગળ આવ્યો ત્યારે એ ચારે ય મિત્રોએ નમસ્કાર કર્યા અને ઝીલ્યા.

'અમે આપને એક તકલીફ આપવા માટે આવ્યાં છીએ.' ખુરસીઓ ઉપર બેઠા પછી એમાંનો એક જુવાન બોલ્યો.

'બોલો.'

'આપ ક્યારે અહીંથી પાછા ફરવાના છો?'

'કદાચ આજ રાત્રે જ.'

'આજે જ?'

'હા.'

'એક દિવસ થોભીને આપ અમારા મંડળમાં એક વખત ન આવી શકો?'

'તમારું મંડળ શું કરે છે?'

'ભંગીઓ અને મજૂરોના લત્તામાં......'

'ઓહો!' ચંદ્રમોહન આશ્ચર્ય પામતો બોલ્યો, 'મુંબઈમાં પણ આવાં મંડળો છે?'

'દસેક મંડળો છે.'

'ખરું કહો છો?'

'આપ જુઓ તો આપને ખૂબ આનંદ થાય.'

'હું' ચંદ્રમોહન વિચારમાં પડ્યો. 'સંસ્કારમંડળ વિષે તમે કંઈ જાણો છો?'

'એ તો કલાપ્રેમીઓનું મંડળ છે.'

'એમ?'

'જી હા. રાષ્ટ્રીય વિચારો ધરાવે છે, પરંતુ કશું સક્રિય નથી કરતા. એમ તો રાજકારણનાં વ્યાખ્યાનો પણ અપાવે છે.'

'તમે એમાં કોઈને ખાસ જાણો છો?'

'ખાસ નહિ.'

'હું' ચંદ્રમોહન ફરી વિચારમાં પડ્યો. '...પણ હું તો આજ રાત્રે જવાનો જ છું.'

'જો થોભી શકાય એમ હોય તો જ અમે વિનતિ કરવા આવ્યાં છીએ. જો આપનું કામ બગડે એમ હોય તો આપને અત્યારે મળ્યાં એટલાથી જ અમે સંતોષ માનશું.'

ચંદ્રમોહન સૌની સામે વારાફરતી જોઈ રહ્યો.

'હું તમને થોડુંક પૂછું?' ચંદ્રમોહન બોલ્યો. પેલાં મિત્રોએ સંમતિ દર્શાવી.

'તમારા મંડળમાં કેટલાં સ્ત્રી-પુરુષો છે?'

'માત્ર આઠ જ.'

'ચાર તો અહીં આવ્યાં છો તે જ?'

'ના, આ બહેન તો નવાં જ છે. અમે ત્રણ.'

'તમે બીજો કંઈ વ્યવસાય કરો છો?'

'બધા જ કરીએ છીએ.'

'શું?'

'લગભગ નોકરી.'

'એટલે તમે આખો સમય આ કામ નથી કરતા?'

'ના. એમ કરવામાં જીવનનિર્વાહનો પ્રશ્ન આડો આવે છે.'

'એ માટે તો કોઈ સંસ્થા વ્યવસ્થા કરી શકે.'

'પણ અમને એ પસંદ નથી.'

ચંદ્રમોહન આગળ ન બોલ્યો. એના મનમાં આ મિત્રોને મળ્યાની શાંતિ જણાવા લાગી. અજાણપણે એનાથી ત્યાં આવેલી બંને બહેનો પ્રત્યે ધારીને જોવાઈ ગયું. એમના મોં ઉપર જિજ્ઞાસા અને ભક્તિ સિવાય કંઈ નહોતું.

'ત્યારે અમે રજા લઈએ.'

બધાં ઊભાં થયાં. ચંદ્રમોહન પણ ઊભો થયો. એક બહેને બારણા તરફ જતાં જતાં પૂછ્યું:

'તમારે ત્યાં કોઈને આવવું હોય તો?'

'જરૂર આવી શકે.' ચંદ્રમોહન બોલ્યો.

'ત્યાં રહેવા માટે કંઈ નિયમો છે?'

'નિયમો છે. પણ બધા અણલખ્યા. તમે તો એ બધા નિયમો જાણો જ છે.'

'એ જાણવા ઇચ્છે છે કે પરિણીતો માટે ત્યાં સ્થાન છે?' અત્યાર સુધી મૂંગો રહેલો યુવક બોલ્યો. ચંદ્રમોહન જાણી ગયો કે એ બંને પતિપત્ની છે.

'અત્યારે કોઈ પરિણીત ત્યાં નથી. પણ એમને માટે સ્થાન તો છે જ—કદાચ વિશેષ સ્થાન છે.'

'એમ કેમ?'

'એ વધુ સ્થિર હોય.'

'સુશીલાની એવી ઇચ્છા છે કે અમે બંને ત્યાં આવીએ.'

'જરૂર આવો.'

'પણ મને એમાં તકલીફ લાગે છે.'

'શી તકલીફ છે?' ચંદ્રમોહન ઉત્સાહથી બોલ્યો અને ઉમેર્યું. 'ઉતાવળ ન હોય તો જરી બેસો. મને નવરાશ જ છે.'

સૌ પાછાં વળ્યાં ને બેઠાં.

'પહેલી તકલીફ એ કે અમે અતિ સામાન્ય સ્થિતિનાં માણસો છીએ. અત્યારે હું પોસ્ટઑફિસમાં કારકુન છું. મને માસિક સાઠ રૂપિયા મળે છે, એમાં અમારા બે ઉપરાંત મારાં વૃદ્ધ માતાપિતા પણ છે.'

'એ ક્યાં રહે છે?'

'એ તો અમારે વતન — ગામડામાં.'

'એમનું ખર્ચ તો બહુ જૂજ આવતું હશે.'

'હા, મહિને પંદર રૂપિયા મોકલી શકું છું.'

'એટલા તો તમને ત્યાંથી પણ મળી રહે.'

'પણ એ રીતે દાન લેવું મને ગમે નહિ.'

'દાન શાનું? તમે ને તમારાં પત્ની કામ નહિ કરો?'

'પણ એ દ્રવ્ય તો જાહેરનું ગણાય ને?'

'તો પોસ્ટઑફિસનું દ્રવ્ય કોનું છે?'

પેલો યુવક જરી મૂંઝાયો. જવાબ ન આપી શક્યો.

'તમે તમારો સંપૂર્ણ સમય દેશને આપો તો દેશનો ધર્મ છે કે એણે તમારી અનિવાર્ય જરૂરિયાતો પૂરી પાડવી જ.'

'પણ મને એ રીતે લેવું ગમતું જ નથી.'

'એ જુદો પ્રશ્ન છે. લેવું અયોગ્ય નથી એટલું જ કહેવાનો મારો આશય છે.' ચંદ્રમોહન બોલ્યો. 'અહીં તો રાતનો સમય સેવાકાર્યમાં આપતાં હશો?'

'રાત્રે અમે બંને જઈએ છીએ. સવારે હું એકલો જાઉં છું.'

'તમારા કામનાં ફળો દેખાય છે?'

'સ્થૂળ રીતે જ જોઈએ તો દેખાતાં નથી. પણ હૃદય એમ કહે છે કે ફળ મળે છે.'

'એમ કેમ?'

'ભંગીભાઈઓની સ્થિતિ અતિ ભયંકર છે. અમારા જેવાં સેંકડો સ્ત્રીપુરુષો એ કામમાં પડે ત્યારે જ એ આજની સ્થિતિમાંથી ઊગરી શકે એમ છે. અમે તો ઊંડા જખમને ઠંડક આપવા જેટલું કામ પણ માંડ કરી શકીએ છીએ. એ રૂઝવવાનું તો થાય ત્યારે ખરું.'

'તમને બંનેને એ કામ પ્રિય છે?'

'મારાથી એમને વિશેષ પ્રિય છે.' યુવક સહેજ સ્મિત સાથે નમ્રતાથી બોલ્યો. 'એમણે જ મને એ તરફ ખેંચ્યો છે.'

'એમ?'

'હા. એક સાદા પ્રસંગથી જ એનું જીવન પલટાઈ ગયું. અમારા માળામાં એક ભંગી બાઈ એક બાળકને અડી ગઈ તેમાં એને માર પડ્યો ને એની આંખ ફૂટી ગઈ. એ પ્રસંગે મારાં પત્નીને હલાવી મૂકી. એણે ભંગી બાઈનો પક્ષ ખેંચી માર પણ ખાધો ને એ માળો પણ છોડ્યો. છેવટ જતાં એ ભંગીવાસમાં સેવા કરવા પણ પહોંચી ગઈ.'

'અત્યારે ક્યાં રહો છો?'

'સવર્ણો વચ્ચે જ રહીએ છીએ: ગુલાલવાડીમાં.'

'તો હવે ત્યાં આવવાની ઇચ્છા થાય તો આવજો.'

વાતને સમેટતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો અને બધાં ઊભાં થયાં.

●

# નાસે છે

**અજાણ્યાં** મિત્રોને છેક નીચે સુધી વળાવીને ચંદ્રમોહન પાછો ફર્યો ત્યારે એના દિલમાં આશ્ચર્ય અને આનંદની મિશ્રિત લાગણી વહેતી હતી. પોતાના ઓરડામાં આવીને એ બેઠો ત્યારે એના મનમાં અચાનક રીતે પ્રવીણા-વિશાખા-ઉપેન્દ્ર અને આ અજાણ્યાં યુવક-યુવતીઓ વિષે સરખામણી થઈ ગઈ. પેલાં લોકોની સરખામણીમાં આ કેટલાં સાદાં, નિર્મળ, સામાન્ય અને ભોળાં લાગતાં હતાં! 'એમાં શ્રેષ્ઠ કોણ?' એવો પ્રશ્ન પણ મનમાં ઊઠ્યો. આંખ અને દિલ બંનેનો અભિપ્રાય એ હતો કે તેજ, સંસ્કાર અને ચાપલ્ય તો વિશાખા-પ્રવીણામાં હતું, એ લોકો જો આ રંગે રંગાય તો સોળે કળાએ દીપી ઊઠે; આ લોકો સ્વચ્છ અને નિરુપદ્રવી હતાં. કેવળ 'આજ'નો જ ખ્યાલ કરતાં તો ચંદ્રમોહનને આ બીજાં મિત્રો દેશને વધુ ઉપયોગી જણાયાં. પણ વિશાળ ભાવિ સમક્ષ કેવળ આજનો જ વિચાર કેમ થઈ શકે? ચંદ્રમોહનનું હૃદય જાણે પ્રશ્ન કરતું કે વિશાખાની આંખમાં ભાવિનું જે તેજ દેખાય છે તે આ ભલી ભોળી બેનમાં ક્યાંથી આવી શકે! આ બેન સેવા કરી શકે, કોઈનાં આંસુ લૂછી શકે, કોઈને માટે પોતાની જાતને ઘસી નાખી શકે, પરંતુ જડમાં યે ચેતનાની વિદ્યુત્ મૂકવાની શક્તિ તો સજ્ઞાન વિશાખામાં જ જન્મ પામે. ચંદ્રમોહનનું હૃદય આખરી નિર્ણય આપતું હતું કે વિશાખા એ વિદ્યુત્શક્તિ છે અને આ બહેનો આ પૃથ્વી ઉપરની દૂધ આપતી, સેવા કરતી ગોમાતા છે.

'પણ જવાનું શું?' એ ઝબકારો મનમાં ઊઠતાં જ વિશાખા ને પ્રવીણા જાણે દૂર ખસી ગયાં. આંખો સહેજ પહોળી થઈ. કપાળમાં કરચલીઓ પડી ગઈ. 'મુંબઈ મારું નથી' એવું ભાન જાગૃત થયું અને કંઈક ખંખેરી નાખતો હોય એમ ચંદ્રમોહન કોચ ઉપરથી ઊભો થઈ ગયો.

આજે એને જવું હતું, નક્કી જવું હતું. એણે નિશ્ચય કરી લીધો હતો અને વિચાર કરી કરી એ નિશ્ચયને પુષ્ટિ પણ આપી હતી. છતાં ય એ પ્રશ્ન કેમ ફરી ફરીને ડોકિયાં કરતો હતો? કેમ એના હાથને લમણાં ઉપર મુકાવતો હતો? કેમ એની આંખોને બારી તરફ અને કાનને દાદર તરફ ખેંચતો હતો? ચંદ્રમોહન બધું સમજતો હતો—અતિશય આછા ભાવે. પણ એના મનની સપાટી ઉપર તો મુંબઈ છોડવાનો વિચાર જ જોરદાર હતો.

સાંજ પડવા આવી હતી. આખો દિવસ કુનેહપૂર્વક પિતાથી દૂર રહ્યો હતો. હવે જો જવું જ હોય તો થોડા કલાકની વાર હતી. 'પિતાને કહેવું? રજા માગવી?' એ પ્રશ્નો ફરી ફરી ઊઠતા હતા. રજા ન માગવામાં નિર્બળતા લાગતી હતી. માગવામાં છેલ્લી ઘડીએ અમંગળ થવાનો ભય હતો. છેવટ, એક કાગળ મૂકીને જ ચાલ્યા જવાનો વિચાર દૃઢ થયો.

'પણ વિશાખા? એને તો ન જ જણાવવું.' તુરત જ જવાબ મળ્યો, પણ એ જવાબની દૃઢતાને ઓગળતાં યે વાર ન લાગી. 'જણાવવામાં શું?' મને દલીલ કરી. ચંદ્રમોહન જવાબમાં બોલ્યો, 'સાચી વાત છે. જણાવવામાં શું? અને આ રીતે ચાલ્યો જાઉં એ સારું પણ કેમ ગણાય? મારી અને મારી રાષ્ટ્રીયતાની કિંમત શી? જણાવવું તો જોઈએ.' આખરી નિર્ણય ઉપર મન ફરતું હતું ત્યાં બીજો સવાલ ઊઠ્યો: 'એ જ વખતે

પ્રવીણાની વાત ઊપડશે તો ? પ્રવીણા પણ મળવા માટે આવશે તો ? એની આંખોમાંથી આંસુ ટપકશે ને હોઠ ધ્રૂજશે તો ? અને......અને હું વિશાખાને પથ્થર જેવો કઠોર લાગીશ તો ?'

મન પાછું પડવા લાગ્યું, ને એમ રાત પડી ગઈ. હવે માત્ર બે કલાકનો જ સમય હતો. કોઈ ગુનેગારની પેઠે નાસવું હોય એમ છાતી કોઈ કોઈ વખતે ધડકી જતી હતી. જણાવવા ન જણાવવાના વિચારો શમી જતા હતા. જણાવવાનું જોર જ ન રહે એવી મનની દશા થતી જતી હતી. ઓરડામાં કોઈ જ નહોતું છતાં આંખો વિકળ બની જતી હતી.

અને પછી ઘેરથી નીકળવાને અર્ધો જ કલાક રહ્યો. ઉપરના દાદર ઉપર પિતાજીનાં પગલાં સંભળાયાં. નીચેથી પણ કોઈ આવતું જણાયું. ચંદ્રમોહન, લોખંડી છાતી ધરાવતો પુરુષ, ધ્રૂજવા લાગ્યો. પરંતુ એનો ભય ખોટો પડ્યો. ઉપરથી તો છગન ઊતરતો હતો અને નીચેના દાદરના તો માત્ર ભણકારા જ હતા.

એ ઝપાટાબંધ તૈયાર થઈ ગયો. સાથે લઈ જવા જેવું થોડું ઘણું હતું તે પણ મૂકી ગયા સિવાય છૂટકો નહોતો. એણે છગનને બોલાવ્યો અને કહ્યું : 'પિતાજીને કહેજે કે આજે હું પાર્લા એક મિત્રને ત્યાં સૂવાનો છું.' છગનને એ શબ્દો સાચા ન લાગતા હોય એમ 'ભાઈ' તરફ ટાંપી રહ્યો. ચંદ્રમોહને ફરીને એ જ શબ્દો ભારપૂર્વક કહ્યા અને ઉમેર્યું કે 'સવારે આઠેક વાગે આવી જઈશ.' એણે મનમાં ધાર્યું હતું કે 'નવ વાગે મારી ટપાલ મળી જશે.'

અને એ નીચે ઊતર્યો, આંખ અને અંગની સ્થિરતા ગુમાવીને. રસ્તા ઉપર આવીને એણે ઉપર જોયું તો બારીમાં છગન ઊભો હતો. મનમાં ભય પેઠો, છતાં એ ત્યાંથી ઝડપભેર ચાલતો બીજા રસ્તા ઉપર આવ્યો, અને ગાડી ભાડે કરી સ્ટેશનનો રસ્તો લીધો. આખે રસ્તે મન

ભયભીત હતું. કોઈ પણ પળે વિશાખા, ઉપેન્દ્ર, પ્રવીણા કે શાન્તુ મળી જવાની બીક હતી અને જો છગન શંકા પ્રગટાવશે તો પિતાજી સ્ટેશન ઉપર પહોંચશે જ એ ખાતરી હતી. જવાશે કે નહિ જવાય તેની ચિંતા ઉગ્ર બનતી જતી હતી છતાં એ સ્ટેશન પાસે પહોંચતાં જ નીચે ઊતરી, ગાડીભાડું ચૂકવી, ટિકિટ લેવા દોડ્યો.

ટિકિટ લઈને એ ગાડીમાં પહોંચ્યો ત્યારે ગાડી ઊપડવાને વીસ મિનિટની વાર હતી. આ વીસ મિનિટ શાંતિથી પસાર થઈ જાય તે માટે એનું હૃદય જાણે તલસતું હતું. એ લપાઈને બેસવા ઈચ્છતો પણ આંખો પ્લેટફૉર્મ ઉપર ફર્યા જ કરતી હતી.

દસ મિનિટ પસાર થઈ હતી અને હવે માત્ર દસ જ મિનિટ રહી હતી, પરંતુ એ ખળભળી ઊઠે એવા આંચકા સાથે એણે પિતાજીને અને છગનને પ્લેટફૉર્મમાં દાખલ થતા જોયા. એ ધ્રૂજી ગયો. 'શું કરું ? પાછળની બાજુએ ઊતરી જાઉં ? સામે જઈને મળું ? સંતાઈ જાઉં ?' એક ક્ષણમાં ઘણા વિચારો આવી ગયા. પિતાજી લથડતા પગે એના ડબ્બા સામે જ આવી રહ્યા હતા. ચંદ્રમોહનથી ન રહેવાયું. એ એકદમ નીચે ઊતર્યો ને પિતાજીના ચરણમાં પડ્યો. દેવપ્રસાદની આંખમાંથી આંસુનાં ટીપાં ખરી પડ્યાં. છગનની આંખો પણ સજળ બની. પ્લેટફૉર્મ ઉપર એ સ્થળે માણસોનું એક ટોળું જમા થઈ ગયું.

દેવપ્રસાદ કંઈ બોલ્યા નહિ. એમણે છગન સામે જોયું. છગને પાસે ઊભેલા મજૂરને લઈ સેકન્ડ ક્લાસ તરફ ચાલવા માંડ્યું. ચંદ્રમોહન કંઈ સમજ્યો નહિ. 'પિતાજી પણ આવે છે કે શું ?' એક આંચકા જેવો વિચાર એના મનમાંથી પસાર થઈ ગયો, પરંતુ એમાં આનંદ અને આશ્ચર્ય વચ્ચે એણે જોયું તો એના સામાન ઉપરાંત એક ફળનો કરંડિયો જ હતો. છગનને સામાન મુકાવી 'ભાઈ'ના હાથમાં સેકન્ડ ક્લાસની ટિકિટ અને એક બંધ પાકીટ આપ્યાં. ચંદ્રમોહનની આંખો

ભીની થઈ ગઈ. દેવપ્રસાદ તો એ જ મંગળ મૌન ધારણ કરી પુત્ર સામે જોતા ઊભા હતા.

પાંચ મિનિટના ડંકા થયા ત્યારે દેવપ્રસાદે હાથના ઈસારાથી ચંદ્રમોહનને બેસી જવા માટે કહ્યું. ચંદ્રમોહન ફરીને પિતાના ચરણમાં પડ્યો. પિતાએ ફરીને એના માથા ઉપર હાથ મૂક્યો ને આંખમાં ધસી આવતાં આંસુને રોક્યાં.

ચંદ્રમોહન બેઠો અને ગાડી કોઈની શેહ રાખ્યા વિના ચાલવા લાગી. દેવપ્રસાદને પોતે પડી જશે એમ લાગ્યું એટલે છગનને બોલાવ્યો, એટલું ચંદ્રમોહન જુએ ને સમજે તે પહેલાં તો ગાડી પ્લેટફૉર્મ છોડી ગઈ.





## ૮

# મનની મૂર્તિ

વિશાખા ચંદ્રમોહનને ત્યાંથી પાછી ફરી ત્યારે જાણે હારીને નીકળી હોય એટલી હતાશ થઈ ગઈ હતી. ઘેરથી નીકળતી વખતે જે ભય હતો તે છેવટ જતાં ખરો પડ્યો હતો. ચંદ્રમોહનની મૂંઝવણ વખતે વિશાખાને થોડીક ક્ષણો માટે પોતાની મહત્તાનું ભાન થયું હતું તે સર્વ રીતે નાશ પામતું હતું. ચંદ્રમોહન એના મૂળ રૂપમાં તો પ્રથમ દિવસે સભામાં દેખાયો હતો એવો જ તેજસ્વી હતો એમ એને લાગવા માંડ્યું. પોતાના ઘર સુધી પહોંચતાં એને જે વિચારો આવ્યા તેમાં મુખ્ય વિચાર એ જ હતો કે 'મારે જવું જ નહોતું જોઈતું.

એને હું સમજાવી લઈશ, મનાવી લઈશ, એવું અભિમાન એક ક્ષણને માટે પણ રાખવું જ નહોતું જોઈતું.'

પણ હવે શું થાય? ચંદ્રમોહનના મન ઉપર એના વિષે જે છાપ પડવાની હતી તે તો પડી ગઈ હતી. એ છાપ કેવી હશે તે વિશાખા વિચારતી હતી. એને લાગતું હતું કે 'ચંદ્રમોહને આજે મને એક મૂર્ખ અને તદ્દન સામાજિક પ્રાણી તરીકે ઓળખી લીધી હશે.' વિશાખાના મન ઉપર એક એવી અસર હતી કે ચંદ્રમોહનની દૃષ્ટિમાં પોતાનું થોડુંક પણ મહત્ત્વ છે. આજે એ દૃષ્ટિ લુપ્ત થયાની એના દિલમાં ખાતરી થતી હતી.

એ ઘેર પહોંચી ત્યારે પ્રવીણા એની રાહ જોઈને બેઠી હતી. દાદર ઉપર પગ મૂકતાં જ પ્રવીણાના કરુણ અને આતુર નયનો એની દૃષ્ટિ સમક્ષ તરી આવ્યાં. પોતાનું દુઃખ અને પોતાની અલ્પતા એ તુરત જ ભૂલી ગઈ. 'પ્રવીણાને શો જવાબ આપીશ? શી રીતે જવાબ આપીશ?' વિશાખાનું હૃદય ફફડવા લાગ્યું.

પ્રવીણા તો પગનો ઘસારો સાંભળતાં જ બારણામાં આવી. એની આંખોમાં સાચે જ કંઈક પી જવાનો તલસાટ ભર્યો હતો. વિશાખાએ એને જોતાં હસવાનો પ્રયત્ન કર્યો, પણ એના હૃદયનો ફફડાટ અને શંકા છાનાં ન રહી શક્યાં. પ્રવીણાની આંખોમાંથી તલસાટ ચાલ્યો ગયો અને આંખનું અમી સુકાઈ જતું હોય એમ ભયભરી આંખે વિશાખાનો જવાબ સાંભળવા માટે એના મોં તરફ તાકી રહી.

વિશાખાએ હાથ ઝાલી એને અંદર લીધી અને ઓરડાનાં બારણાં બંધ કર્યાં. બંને કોચ ઉપર બેઠાં. વિશાખાને કેમ બોલવું તે સૂઝયું નહિ, એટલે એણે પ્રવીણાનું માથું પોતા તરફ ખેંચી લઈ એ ઉપર પોતાનું માથું ઢાળ્યું. પ્રવીણા સમજી જ ગઈ હતી છતાં કંપિત સ્વરે બોલી:

'શું થયું?'

'કંઈ નહિ' વિશાખાએ એમને એમ પડ્યાં રહી જવાબ આપ્યો.

'સ્પષ્ટ ના કહી?' પ્રવીણાએ પૂછ્યું.

'હા, અને બીજું પણ કહ્યું.' વિશાખાએ પોતાનું માથું ઊંચકી લઈ પ્રવીણાનું માથું પણ ઊંચું કર્યું.

'શું?'

'કે પ્રવીણાબેનને સમજાવજો કે લગ્ન કરતાં મહાન, મંગલ અને રસમય બીજાં જીવનકાર્યો છે.'

'એ...મ?' પ્રવીણાની આંખમાંથી ભીનાશ અને કંઠમાંથી કંપ દૂર થઈ ગયાં.

'એમ નહિ.' વિશાખા તુરત જ બોલી ઊઠી. 'એમણે કટાક્ષમાં નથી કહ્યું. મને ઘણી ઘણી વાતો કરી, પણ આ શબ્દો અત્યંત મહત્ત્વના હતા એટલે મને યાદ રહી ગયા.'

પ્રવીણા શાંત પડી.

'એમણે કહ્યું શું?'

'એ જ કે લગ્ન કરવાની મારી ઇચ્છા જ નથી.'

'ખરું છે.' પ્રવીણા નીચું જોઈને બોલી.

'છતાં યે મેં પૂછ્યું કે, શા માટે? એમણે જવાબ આપ્યો કે તમારા ને મારા જીવનરસો જુદા છે.'

'સાચું છે.' પ્રવીણા ફરીને બોલી. એની આંખો નીચે જ હતી.

'એટલે હવે......' પ્રવીણાનું મોં ઊંચું કરતાં વિશાખાએ વાક્ય પૂરું કર્યું. 'તારે એ આશા છોડવી જોઈએ.'

'ખરું છે.' પ્રવીણા શૂન્યભાવે એ જ શબ્દો બોલી ગઈ. વિશાખાએ જોયું તો એની આંખમાં ભાન ન હોય એવું લાગ્યું.

'તું સૂઈ જઈશ અત્યારે?' વિશાખાએ પૂછ્યું.

'ના, હવે હું ઘેર જઈશ.'

'કેમ?' વિશાખા ચમકી. એને ભય લાગ્યો.

'હવે કામ પૂરું થયું. આશા પણ પૂરી થઈ.'

'પણ ઘેર શું કામ છે? આજે અહીં રહે.'

'અહીં શા માટે? હવે ત્યાં જ.'

'ક્યાં?' વિશાખાએ ફાટતા સ્વરે પૂછ્યું.

'બીજે ક્યાંય નહિ. મારે ઘેર.'

વિશાખા પ્રવીણાનો ઉસ્કેરાટ સમજી ગઈ. તે એ પણ જાણી ગઈ કે આ ઉસ્કેરાટ શમતાં જ આ આંખોમાંથી શ્રાવણની વાદળીઓ વરસશે. એણે વિશાખાના ગળા ઉપર હાથ મૂકતાં, મહા પરાણે સ્મિત લાવીને કહ્યું.'

'મને પણ છોડી દેવી છે શું?'

પ્રવીણા કંઈ બોલી નહિ.

'આપણે એ દિશામાં હવે જોવું જ નહિ.' વિશાખા બોલી.

'પણ તું તો વહેલી મોડી એ પ્રદેશમાં જશે જ ને?'

'હું?' વિશાખા ચમકી. એક પળ શાંત રહી એણે જવાબ આપ્યો. 'ના, હું પણ નહિ જાઉં. જશું ત્યારે બંને સાથે જ જઈશું.'

પ્રવીણાના મોં ઉપર હતાશાની ઝાંખપ હતી ત્યાં સંતોષની એક રેખા ઊપસી આવી.

'એ ક્યારે જવાના છે?'

'એ મેં પૂછ્યું જ નહિ, પણ હમણાં રહેશે એમ ધારું છું.'

'એમણે બીજું શું કહ્યું ?'

'બસ, એ જ.'

'તેં ન કહ્યું કે હું...'

'મેં બધું કહ્યું પ્રવીણા ! તું અત્યારે સૂઈ જા. ફરી વાત કરશું.'

'જાણ્યા પહેલાં કેમ સુવાય ?'

'તો જાણી લે કે એ તને તરછોડતા નથી, પણ લગ્ન જ કરવા નથી ઇચ્છતા. મેં એમને કહ્યું કે તમારા જીવનરસો એ જ પ્રવીણાના જીવનરસો બનશે. એમણે જવાબ આપ્યો કે મારી ભારતમાતા નિર્વ્યાજ અને નિર્મળ ભક્તિ માગે છે. પ્રવીણાબેનને યોગ્ય લાગતું હોય તો મારા વિના પણ આ જીવનરસો કેળવવા જોઈએ.'

'એમનું કહેવું સાચું છે.' પ્રવીણા પડતા અવાજે બોલી. 'હું એમને યોગ્ય જ નથી.'

'નહિ, નહિ પ્રવીણા ! એવું એમણે કહ્યું નથી, વિચાર્યું પણ નથી. આપણે ધારીએ છીએ તે કરતાં એ ઘણા મહાન છે.'

પ્રવીણા ચૂપ રહી. વિશાખાના છેલ્લા શબ્દોથી એ સ્થિર થઈ ગઈ હોય એમ લાગ્યું. એણે ભીની આંખો સાડીના છેડા વતી લૂછી નાખી અને વિશાખા કંઈ કહે તે પહેલાં જ ત્યાંથી ઊઠીને આંખો મીંચી પલંગ ઉપર સૂઈ ગઈ.

આંખ મીંચાયેલી હતી, મન મીંચાએલું નહોતું. એટલે ચંદ્રમોહનની આકૃતિ લાલ લાલ રંગોની વચ્ચે દેખાવા લાગી. પ્રવીણાએ જોયું તો ચંદ્રમોહનના મોં ઉપર તોછડાઈની કે ગર્વની એક પણ રેખા નહોતી, ત્યાં નિર્મળ તેજ, ગૌરવ અને નિશ્ચય હતાં. પ્રવીણાને કંઈક આદેશ મળતો હોય એમ એની આંખોમાંથી કશુંક ઝરી રહ્યું હતું. પ્રવીણાની હૃદયફલક ઉપર વિશાખાના શબ્દો ચીતરાયા હતા તે જાણે ઘાટા બનતા હતા.

# વતનમાં

ગોપાળભાઈનો આવેલો કાગળ ચંદ્રમોહનને મોકલી આપ્યા પછી મનુભાઈ કે સુભદ્રાબેને એક પણ કાગળ લખ્યો નહોતો. કાગળ ન લખવાનું કારણ એમણે એ ધાર્યું હતું કે ચંદ્રમોહન મુંબાઈમાં નિરાંતપૂર્વક રહીને આનંદપુરમાં બનેલા છેલ્લા પ્રસંગોથી પોતાના મનને પૂરેપૂરું મુક્ત કરી શકે. સુભદ્રાબેન અને મનુભાઈ પ્રત્યેક દિવસે વધુ ને વધુ નિકટ આવતાં જતાં હતાં અને ચંદ્રમોહન ત્યાં હાજર નહોતો એટલે ત્યાંના કામનો ભાર ઉપાડતાં પોતાની શક્તિનો અને મર્યાદાઓનો અનુભવ કરતાં હતાં. એવો તો એક દિવસ પણ ન જતો કે જ્યારે એ બંનેએ સાથે મળી ચંદ્રમોહનની પ્રચંડ શક્તિની પ્રશંસા ન કરી હોય. કોઈ પણ કામ કરતાં એમને ચંદ્રમોહનની ગેરહાજરી દેખાઈ આવતી હતી–લોકોમાં ચંદ્રમોહનના નામની અદ્‌ભુત અસર હતી એવું તેઓ પ્રત્યેક પ્રસંગે જોઈ શકતાં હતાં. ગામડામાં પથરાયેલા ગ્રામસેવકોને પણ હમેશ નવા પ્રાણનું સિંચન જોઈતું હતું અને તે ચંદ્રમોહન વિના જાણે મળી શકતું જ નહોતું. મનુભાઈ અને સુભદ્રાબેનને ખાતરી થતી હતી કે ચંદ્રમોહન જો આ પ્રદેશમાં ન હોય તો તેઓ વધુમાં વધુ એક કે બે ગામડાં જ માત્ર સંભાળી શકે. એ કરતાં વિશેષ કરવાનું એમનું સામર્થ્ય નહોતું.

ગોપાળભાઈનો પત્ર એ પછી આવ્યો જ નહોતો. છેલ્લો ક્ષમાપત્ર લખી તેઓ મનથી હળવા બન્યા હતા, પરંતુ ચંદ્રમોહનને એક વખત જોઈ લેવાની ઇચ્છા મનમાં જોર કરતી જ હતી. કેટલી યે વખત અર્ધી રાત્રે કે વહેલી સવારે કોઈનો પગરવ સાંભળતાં એમને

ચંદ્રમોહન આવ્યાનો ભ્રમ થઈ જતો અને પિતાનું વાત્સલ્ય ઊછળી આવતું. કોઈક ક્ષણે 'આવું મમત્વ મને ન છાજે' એવું મનમાં થઈ આવતું. પરંતુ એ મમત્વ એટલું મધુર અને એટલું નિર્મળ હતું કે મોહમમતા તજવાનો આધ્યાત્મિક ઉપદેશ આપતી મનની ડોશી વધુ બોલી શકતી જ નહિ.

ઘણા દિવસ વીત્યા છતાં ચંદ્રમોહન ન આવ્યો એટલે એમણે માન્યું કે મારા પ્રથમના કાગળનો આઘાત એ ભૂલ્યો નહિ હોય. ગોપાળભાઈને એ માટે રોષ ન આવ્યો. ચંદ્રમોહનનો દોષ પણ ન દેખાયો. પોતે હવે સહન કરવું જ જોઈએ-એક નિર્મળ મૈત્રીના ભંગનું દુઃખ ઉપાડવું જ જોઈએ એવો મન સાથે નિશ્ચય કરી એમણે શાંતિ ધારણ કરી લીધી. કોઈક ક્ષણે બીજો કાગળ લખવાનું દિલ થઈ આવતું, પરંતુ બળપૂર્વક તેઓ પોતાના મનને પાછું વાળી લેતા હતા. એમને લાગતું હતું કે આટલી સજાને માટે તો તેઓ યોગ્ય જ હતા.

આ રીતે ચંદ્રમોહન મુંબઈમાં હતો છતાં એના જીવનના આદિ ઝરણરૂપ ગોપાળભાઈ અને મનુભાઈ પાસે એના આત્માનો કલરવ હમેશાં ચાલુ જ રહ્યો હતો. ચંદ્રમોહનને મુંબઈ છોડતાં ગમે તેટલી વેદના થઈ હોય, પરંતુ જેમ એ આનંદપુર તરફ આવવા લાગ્યો તેમ એનું હૃદય કોઈ અવર્ણનીય લાગણીઓથી ઊભરાવા લાગ્યું. આનંદપુર છોડયે વર્ષો કે મહિનાઓ પણ નહોતા વીત્યા છતાં ઘણે વર્ષે પોતાના આત્મજનને ભેટવા, ફરી એની ગોદમાં સમાઈ જવા જતો હોય એવો આનંદ એને થવા લાગ્યો. વિશાખા ને પ્રવીણા આંખ આગળ આવી જતાં હતાં, આનંદપુર તરફ ધસ્યા જતા મનના પૂરને થંભાવવાનો ઘડીકવાર પ્રયત્ન કરતાં હતાં, પરંતુ ચંદ્રમોહનને હવે કોઈ રોકી શકે એમ નહોતું. એના મનનો વેગ માની

પકડી પાડવા મથતા ભૂખ્યા બાળક જેવો હતો.

ચંદ્રમોહને કોઈને જણાવ્યું નહોતું કે પોતે આવે છે. પોતે પણ ક્યાં જાણતો હતો કે એ કઈ ઘડીએ મુંબઈ છોડવાનો છે! આનંદપુરની પાસે એની ગાડી આવી પહોંચી ત્યારે એનાં રોમેરોમ ખડાં થઈ ગયાં. આંખો ફાડીને આખી સીમમાં એણે નજર ફેરવવા માંડી. મુંબઈ એના મનમાંથી અદૃશ્ય થઈ ગયું હતું. સીમ ઉપર નજર ફેંકતાં જ એનાં ભૂખ્યાં, દુખ્યાં, કંગાળ મિત્રો–સ્વજનો નજર સામે તરી આવ્યાં. વિશાખા ને પ્રવીણાનાં સ્મરણો શરમાઈને સંતાઈ ગયાં હતાં. એ કંગાળોની મહા પ્રચંડ જમાતની આડે ઊભા રહેવાની કોઈની હિંમત પણ નહોતી. ચંદ્રમોહનના મોં ઉપર વિષાદની છાયા પથરાઈ ગઈ. એક પણ પ્રસંગ એણે યાદ કર્યો નહિ–એને યાદ આવ્યો નહિ, પણ જ્યાં ન રહેવું જોઈએ ત્યાં એ રહ્યો હોય એવો વિષાદ એના દિલમાં છવાઈ ગયો.

પોતે ગાડીના ડબ્બાના એક નાના ખાનામાં જ બેઠો હતો. પાસેના ડબ્બામાં આનંદપુરનાં ખેડૂત સ્ત્રી–પુરુષો ને એક બે વેપારી બેઠાં હતાં. એ સૌને ચંદ્રમોહન ઓળખતો હતો અને એ સૌ ચંદ્રમોહનને જાણતાં હતાં, છતાં ન સમજાય એવા સંકોચને કારણે અને કંઈક એકાંત ભોગવવાની ઇચ્છાથી ચંદ્રમોહન એમને મળ્યો જ નહોતો. ગાડી પ્લૅટફૉર્મ ઉપર આવતાં એ નીચે ઊતર્યો અને સ્ટેશન પાસે ઊભેલાં લગભગ તમામ સ્ત્રી–પુરુષો એની આજુબાજુ વીંટળાઈ વળ્યાં. સ્ટેશન–માસ્તર પણ નમસ્કાર કરીને ચંદ્રમોહનને આવકાર આપતા હતા. ચંદ્રમોહને સૌનાં મુખ ઉપરના આનંદનું પ્રતિબિંબ ઝીલી પોતાના મનને મુંબઈની ગૂંગળામણમાંથી સંપૂર્ણપણે મુક્ત કર્યું.

મનુભાઈ અને સુભદ્રાબેનને ખબર નહોતી, પરંતુ ગામની 'વાનરસેના' દોડીને ત્યાં ખબર આપી આવી અને બંને હર્ષ પામતાં સામે આવ્યાં. થોડીક વાર તો આશ્ચર્ય અને આનંદનું વાતાવરણ

વ્યાપી ગયું. ચંદ્રમોહનના મનની મૂંઝવણ નાશ પામી હતી અને મોં ઉપર સ્મિત ફરકતું હતું, પણ પ્રેમ વરસાવતાં આ સ્વજનો પાસે શું બોલવું તે એને સૂઝતું જ નહોતું. સૌની આંખમાંથી આનંદ ઝરતો હતો તે જોઈને એની આંખો પણ આનંદ અને આભારથી ચમકતી હતી. રહેવાના મકાન પાસે આવી ચંદ્રમોહને નમસ્કાર કરી પ્રેમથી ખેંચાઈ આવતા લોકોને વિદાય આપી.

મકાનમાં દાખલ થતાં એણે આજુબાજુ નજર ફેરવી તો બધું એમનું એમ હતું અને એનું જ હતું એમ લાગ્યું. સુભદ્રાબેન અને મનુભાઈ આદરભર્યાં પ્રેમથી એનું નિરીક્ષણ જોઈ રહ્યાં હતાં. એમનાં મોં ઉપર સંતોષની પ્રસન્નતા તરવરતી હતી.



## ૧૦

## સુખદુ:ખના સમાચાર

**સ્નાન**-ભોજનથી પરવારી ચંદ્રમોહન મિત્રો સાથે વાતોએ વળગ્યો. પોતાનાં બધાં થાણાંના એણે ઝીણવટથી સમાચાર પૂછવા માંડ્યા. નાનામાં નાની વિગતોમાં ચંદ્રમોહનને રસ લેતો જોઈને સુભદ્રાબેનને સાનંદાશ્ચર્ય થયું.

'સુભદ્રાબેનને તો ફાવી ગયું છે ને?' સામાન્ય વાતો પૂરી કર્યા પછી ચંદ્રમોહને પૂછ્યું. સુભદ્રાબેન હસ્યાં. મનુભાઈએ પણ હસીને જ જવાબ આપ્યો.

એ પછી ચંદ્રમોહને ગામના આગેવાનો અને ગ્રામસેવકોના વ્યક્તિગત સમાચારો પૂછવા માંડ્યા. એના મનમાં કંઈક અવનવું બન્યાનો ભય હતો, પરંતુ એણે જાણ્યું કે બધું જ કામ અને બધાંના વ્યવહારો સંતોષપૂર્વક ચાલ્યાં હતાં. એ ગયો તે દિવસે, ખરું કહીએ તો સૂર્યકાન્તનો પ્રસંગ બન્યો તે પહેલાં, જે સ્થિતિ હતી તે જ સ્થિતિ અત્યારે પ્રવર્તતી હતી. એક પણ જવાબમાં સૂર્યકાન્ત કે લખમીચંદ શેઠનું નામ પણ ન આવ્યું તેથી ચંદ્રમોહનને થોડું આશ્ચર્ય થયું, પરંતુ એ આશ્ચર્ય સુખ ઉપજાવનારું હતું એટલે એ વિષે એણે સીધો પ્રશ્ન ન પૂછ્યો.

તે દિવસે સાંજે સુભદ્રાબેન અને મનુભાઈ સાથે એ ગામમાં ફરવા નીકળ્યો. વેપારીઓ, ગરાસિયાઓ, ખેડૂતો—એ સૌને ત્યાં જતાં એણે એ જ પ્રેમ અને આદરભરી લાગણી અનુભવી. અંધારું થયે પાછા ફરતાં એના મનમાં લખમીચંદ શેઠને મળવાનો વિચાર પણ આવવા લાગ્યો. સૂર્યકાન્તના પ્રસંગ પહેલાં જ એ લખમીચંદ શેઠને અને એનાં નિત્યકર્મને સારી રીતે જાણતો હતો. ગામના એ ધણીને પારખી લીધા પછી ચંદ્રમોહને એની સાથેનું વર્તન સ્પષ્ટ કરી નાખ્યું હતું. લખમીચંદ શેઠ આ ગામમાં છે જ નહિ એમ માનીને જ એ વર્તતો હતો. કોઈ વખતે એની સામેની જ ફરિયાદમાં કોઈ ખેડૂત કે વેપારીને મદદ કરવી પડે એવી સ્થિતિ આવતી ત્યારે પણ લખમીચંદ શેઠ કોઈ પરગામનો માણસ હોય કે જે બ્રિટિશ સલ્તનતને ઉખેડવા માટે એ પ્રતિજ્ઞાબદ્ધ થયો હતો તેનું જ એક અંગ હોય એમ એ વર્તતો હતો. એ જાણતો હતો કે લખમીચંદ શેઠ પ્રસંગ આવ્યે એનાં તમામ ગ્રામથાણાંઓને ઉખેડી નાખવાનું ચૂકે નહિ. સૂર્યકાન્તના પ્રસંગ વખતે એ ભય ઊભો પણ થયો હતો, પરંતુ એ વખતે લખમીચંદ શેઠે સૂર્યકાન્તના દોષને સૌનો દોષ ન બનાવતાં સૂર્યકાન્તના બચાવનો માર્ગ લીધો તેથી એ પ્રસંગે એ ભય ટળી ગયો હતો.

મનુભાઈની વાતમાંથી લખમીચંદ શેઠ વિષે કશું જાણી શકાયું નહોતું. અને એ વિષે કશું જ ન બન્યું હોય એમ માની શકાતું નહોતું, એટલે એણે લખમીચંદ શેઠને ત્યાં જવાની ઇચ્છા જુદી જ રીતે પ્રગટ કરી. એણે પૂછ્યું:

'લખમીચંદ શેઠનું કેમ ચાલે છે?'

'જેમ ચાલતું હતું એમ જ.' મનુભાઈએ સહેજ દુઃખ સાથે જવાબ આપ્યો.

'આપણે એને ત્યાં જતાં આવશું?'

'શા માટે જવું જોઈએ? એ માણસને મુદ્દલ મહત્ત્વ જ ન આપવું જોઈએ.'

'એ જ રીતે એ આપણો વિરોધ કરે છે?'

'એથી પણ ભૂંડી રીતે.'

ચંદ્રમોહન જરા ગંભીર બનીને બોલ્યો:

'તમે એ વિષે તો આખા દિવસમાં કશું બોલ્યા જ નહિ.'

'શું બોલું? હું પોતે પણ પૂરું જાણતો નથી. અવારનવાર મારા કાને વાતો આવે છે, પરંતુ એ તરફ બેદરકાર રહેવામાં જ આપણું ને આપણી પ્રવૃત્તિઓનું શ્રેય છે એમ હું માનું છું.'

ચંદ્રમોહન કંઈ બોલ્યો નહિ. લખમીચંદ શેઠને મળવાની અને એના વિષે જાણવાની એની ઇચ્છા અત્યારે તો એણે દાબી દીધી.

'ગોપાળભાઈના કંઈ સમાચાર છે?' થોડેક આગળ ચાલતાં ચંદ્રમોહને પૂછ્યું.

'તમને કાગળ મોકલ્યો હતો તે પછી નથી.' મનુભાઈએ જવાબ આપ્યો અને ઉમેર્યું. 'પરંતુ હવે આપણે એક વખત ત્યાં જઈ આવવું જોઈએ.'

'મારી પણ એવી જ ઇચ્છા છે.' ચંદ્રમોહને જવાબ આપ્યો, અને સુભદ્રાબેન તથા મનુભાઈ એકમેક સામે પ્રસન્નતાથી જોઈ રહ્યાં.

'પણ એમ થાય છે કે પંદરેક દિવસ પછી જઈએ. ચાર દિવસ તો મને બધાં થાણાંઓ ફરતાં થશે, એ પછી થોડા દિવસ અહીં સ્થિર રહું અને પછી જઈએ.' ચંદ્રમોહન બોલ્યો.

'પંદર દિવસ તો વધુ થાય. આઠેક દિવસ પછી જઈએ. એમનો કાગળ આવ્યે ઘણા દિવસ થઈ ગયા. એ પછી કાગળ જ નથી એટલે એમ લાગે છે કે તેઓ નિરાશ થઈ ગયા હશે.'

'એમ કરીશું.' ચંદ્રમોહન બોલ્યો.

'મેં તો તમારું હરિપુર હજી જોયું જ નથી.' સુભદ્રાબેન બોલ્યાં.

'પણ જાણ્યું તો છે ને?' ચંદ્રમોહન હસ્યો.

'સારી રીતે.' સુભદ્રાબેન પણ હસ્યાં.

'અહીંના કાર્યનાં વિચારબીજ ત્યાં રોપાયાં છે.' ચંદ્રમોહન બોલ્યો અને સહેજ ગંભીર બન્યો.

'આવત કાલે ક્યારે ગામડાંઓમાં જવું છે?' સુભદ્રાબેને વાત બદલાવી.

'સવારમાં જ નીકળી જઉં એમ થાય છે.'

''કુમારીસંડળ' અને 'સ્ત્રીમંડળ'માં ક્યારે આવશો?'

'સ્ત્રીમંડળનું કામ શરૂ થઈ ગયું, શું?'

'તમને સંતોષ થાય એટલી સરસ રીતે ચાલે છે. પચાસ બહેનો નિયમિત આવે છે. હું તો એકલી પૂરી પણ નથી પડી શકતી.'

'કાલે એ જોઉં. રાત્રે ગામડાંમાં જઈશ.' ચંદ્રમોહન બોલ્યો એટલું જ મનુભાઈ અને સુભદ્રાબેને સાંભળ્યું. એના મોં ઉપરના ફેરફાર અંધારાને લઈ બંનેમાંથી કોઈ જોઈ શક્યું નહિ.

'બંનેના વર્ગો બપોરે જ ચાલે છે ને?'

'હા, બપોરે જ. એ જ ફાવે એવો સમય છે. મને આશા છે કે એકાદ મહિનામાં સો બહેનો થઈ જશે.' સુભદ્રાબેન હર્ષપૂર્વક બોલ્યાં.

આટલે સુધી વાત પહોંચી ત્યાં એમનું મકાન આવી પહોંચ્યું. આ મકાનને આજ લગી લોકો 'છાવણી' 'સમિતિનું મકાન' 'ચંદ્રભાઈનું ઘર' વગેરે કહેતા હતા. સુભદ્રાબેને હમણાં એનું નામ 'સૈનિકનિવાસ' રાખ્યું હતું. ચંદ્રમોહન હજી એ જાણતો નહોતો. સવારે એ આવ્યો ને આખો દિવસ રહ્યો ત્યારે પણ એણે બારણાં ઉપર લટકાવેલું પાટિયું જોયું નહોતું. અત્યારે મકાનમાં દાખલ થતાં એની પાટિયા ઉપર નજર પડી. અંધારું હતું એટલે છેક પાસે જઈને એણે વાંચ્યું અને પાછળ ઊભેલાં સુભદ્રાબેન અને મનુભાઈને અભિનંદન આપ્યાં, 'સરસ નામ રાખ્યું છે. કોની આ શોધ છે?'

'સુભદ્રાબેનની. પાછળ નાનો બાગ બનાવ્યો છે તે જોયો?'

'એમ?'

'થોડાં શાકભાજી પણ વાવ્યાં છે.'

'રેંટિયાશાળા તો રાખી છે ને?' સૈનિકનિવાસમાં દાખલ થતાં ચંદ્રમોહન હસતો હસતો બોલ્યો.

'રાખી જ નથી, વિકસાવી પણ છે. લગભગ દોઢું કામ થાય છે.'

'ત્યારે તો સુભદ્રાબેને બહેનોનું મૂલ્ય વધાર્યું.'

'હા, હવે તો એ બીજી બહેનો માગ્યા કરે છે.' મનુભાઈ બોલ્યા.

'તમે મુંબઈથી કોઈને ખેંચી ન લાવ્યા.' સુભદ્રાબેન હસતાં હસતાં બોલ્યાં. ચંદ્રમોહન એક ક્ષણ ડઘાઈ ગયો ને પછી બોલ્યો:

'કદાચ એકાદ બે બહેનો આવે.'

'તો તો અમારી શક્તિનો અમે પૂરો પરિચય તમને કરાવીએ.' સુભદ્રાબેન બોલ્યાં. 'કોણ આવે એમ છે?' એમણે ઉમેર્યું.

'સુશિક્ષિત બહેનો છે.' ચંદ્રમોહને ગંભીરતાથી જવાબ આપ્યો.

'સાથે કેમ ન લાવ્યા?'

જવાબ આપતાં ચંદ્રમોહન ખમચાયો છતાં બોલ્યો. 'મારે અચાનક જ આવવાનું થયું.'

'તો આવતી કાલે કાગળ લખી નાખો.'

'એમ નહિ, હજી તો એ વિચાર કરશે.'

'તમે સમજાવો તો વિચાર એ નિર્ણયનું રૂપ જ લઈ લે.'

ચંદ્રમોહન મૂંગો રહ્યો.

'સૂર્યકાન્ત ત્યાં છે ખરું?' મુંબઈની વાત નીકળી એટલે મનુભાઈએ પૂછ્યું.

'હા. બે ત્રણ વખત મળ્યો હતો?'

'મળ્યો હતો? ઘેર આવેલો?'

'હા. બહુ ભયંકર માણસ નીકળ્યો. વેર લેવા જેવું જ બોલતો હતો.'

'એ લેશે પણ ખરો.'

'અહીં કંઈ સમાચાર છે?'

'લખમીચંદ શેઠ ઉપર કાગળ આવતા લાગે છે.'

'શા ઉપરથી જાણ્યું?'

'લોકોમાં વાતો પ્રસરે ને!'

'ખાસ કંઈ છે?'

'ખાસ તો શું? હવે આપણે ઊખડી જવાના છીએ. આપણને

ઉખેડી નાખવાનાં સાધનો મળી ગયાં છે, વગેરે. નક્કર હકીકત કશી જ નહિ.'

'એ માણસ ત્રાસ તો આપશે જ.' ચંદ્રમોહન બોલ્યો.

'સહન કરવું ને જાગ્રત રહેવું, બીજો રસ્તો જ શો ? એક વખત આપણો સાથી હતો એટલે આપણે એનાં પાપોનાં ભાગીદાર તો ખરાં જ ને ? કોઈ ને કોઈ રૂપે એની સજા ભોગવવી.' મનુભાઈ બોલ્યા; વાતાવરણ ગંભીર બની ગયું.

'આવા અંતરાયો ઊભા ન થતા હોય તો આપણું કામ કેટલી સરળતાથી અને કેટલી ઝડપથી ચાલે ?' સુભદ્રાબેન બોલ્યાં.

'આપણા કામનો જ, અને સાચું કહીએ તો આપણી સામે સંકટો પડચાં છે તેનો જ, એ એક હિસ્સો છે. સૂર્યકાન્ત દ્વારા પ્રજાનું ભ્રષ્ટ માનસ જ બધું બોલી ને કરી રહ્યું છે. એ બિચારો એકલો શું કરવાનો હતો !' મનુભાઈ બોલ્યા.

વાતો શાંત પડી. ત્રણે ય મિત્રો—આનંદપુર પ્રદેશનાં નવસર્જકો—વિચારમાં ને ચિંતામાં પડચાં પછી થોડીક વારે છૂટાં પડચાં ને એ જ 'સૈનિકનિવાસ'માં પોતપોતાના અંગત કામે વળગ્યાં.

## ૧૧

# પ્રેરણાનું દાન

**એ** રાત્રે ચંદ્રમોહન નિરાંતે ઊંઘી શક્યો નહિ. લખમીચંદ શેઠ અને સૂર્યકાન્તે થોડી વાર એને હેરાન કર્યો. એ પછી સુભદ્રાબેનની વાતોએ દૂર પડેલાં વિશાખા ને પ્રવીણાને નજીક આણ્યાં. હર્ષશોકની લાગણીઓમાં ખેંચાતાં એણે માંડ માંડ રાત પસાર કરી. પાછલી રાત્રે એણે એમ વિચાર્યું કે સવારમાં ગામડાંમાં જતો રહું તો આ મથામણ શમી જાય અને જે મારું છે ને જેનો હું છું તેજ મારા અંતરમાં વ્યાપી જાય. પણ સવારે ઊઠતાં જ સુભદ્રાબેને વાતવાતમાં ' કુમારી-મંડળ ' અને ' સ્ત્રીમંડળ ' નું આમંત્રણ તાજું કર્યું એટલે એ વિચાર છોડવો પડ્યો.

બપોરે બારેક વાગે 'સ્ત્રીમંડળ'માં જવાનો સમય થયો ત્યારે એનું મન સહેજ મૂંઝાતું હતું, પરંતુ 'સ્ત્રીમંડળ'ના મકાન પાસે આવતાં એણે બપોરના તડકામાં પણ લગભગ પાંચસો સ્ત્રીઓને ચોકમાં બેઠેલી જોઈ ત્યારે એની મૂંઝવણ ખસવા લાગી અને મન ઉપર એક પ્રકારનો ઉલ્લાસ પ્રસરવા લાગ્યો. એણે ધ્યાનપૂર્વક જોયું તો આ બહેનો ઉપરની સુભદ્રાબેનની અસરને એ પારખી શક્યો. લગભગ બધી બહેનો ઘડીકમાં એની તરફ અને ઘડીકમાં સુભદ્રાબેન તરફ ભક્તિભર્યા ચહેરે જોઈ રહી હતી. ચંદ્રમોહને ઊભા ઊભા જ સહેજ આશ્ચર્યથી સુભદ્રાબેનને પૂછ્યું:

' આજે સભા જેવું ગોઠવ્યું છે કે શું ? '

'ગોઠવ્યું નથી, પણ થઈ ગયું છે. ગઈ કાલે મેં કહેલું કે આવતી કાલે ચંદ્રભાઈને અહીં લઈ આવશું, એ વાત પ્રસરી જણાય છે.'

'હું ભાષણ તો નથી કરવાનો.' ધીમેથી ચંદ્રમોહન બોલ્યો.

'મારે કરાવવું પણ નથી. આ બધી બહેનો તમને સારી રીતે ઓળખે છે. મારે તો મારા કામનો હિસાબ જ તમને આપવો હતો.'

'પણ અત્યારે કરવાનું શું? વર્ગો તો હું જોઈ શકીશ નહિ.'

'એ માટે વળી બીજી વખત. અત્યારે હું થોડું બોલીશ. તમે બેસજો.'

ચોકના લીમડાના ઝાડ નીચે ગોઠવેલા આસન ઉપર ચંદ્રમોહન અને સુભદ્રાબેન બેઠાં. ગામના એક ગરીબ પણ પ્રતિષ્ઠિત પટેલનાં પત્ની પણ ઉપર બેઠાં. સુભદ્રાબેને ઊભાં થઈ પોતે ચંદ્રમોહનને આજે શા માટે તેડી લાવેલાં છે તે બહેનોને સમજાવ્યું અને એમ કરીને 'સ્ત્રીમંડળ'ના કામમાં કાર્યકરોની કેવી ખોટ છે અને કાર્યકરો હોય તો હજી કેટલું કામ થઈ શકે એમ છે તે જણાવ્યું. ચંદ્રમોહનને ન ઓળખનાર ત્યાં કોઈ નહોતું છતાં બહારથી મહેમાન આવ્યા હોય એટલા આદરપૂર્વક ઘણી બહેનોએ એને સાંભળવાની ઇચ્છા બતાવી. ચંદ્રમોહન ઊભો થઈને સહેજ હસ્યો અને પછી પોતાની ખુશાલી પ્રગટ કરી સુભદ્રાબેનની શક્તિની એણે પ્રશંસા કરી. એ પૂરું કરીને બેસવા જતો હતો ત્યાં પેલાં પટેલપત્નીએ એને પૂછ્યું. 'હવે બીજાં સુભદ્રાબેન ક્યારે લાવશો? એમના એકલાંથી આટલી બહેનો નહિ સચવાય.'

'બીજાં સુભદ્રાબેન અહીંથી જ ઊભાં કરવાં જોઈએ.' ચંદ્રમોહન હસતો હસતો બોલ્યો. પેલાં બહેન ગાંજ્યાં જાય એવાં નહોતાં. એમણે કહ્યું:

'તો તમે ભાઈઓ કેમ આટલા બધા છો? પાંચ બહેનો લઈ આવશો તો અહીંથી બીજી પચાસ ઊભી થશે.'

ચંદ્રમોહન જવાબ ન આપી શક્યો. એમની વાત મંજૂર કરતો હોય એમ એ બોલ્યો, 'હું એ વિચારમાં જ છું. ઈશ્વરની કૃપા હશે તો આપણે બીજી બહેનોને પણ અહીં ખેંચી શકીશું.'

સુભદ્રાબેન ફરીને થોડું બોલ્યાં અને તે દિવસની સભા પૂરી થઈ. એ પછી એ બંને 'કુમારીમંડળ' માં ગયાં. લગભગ આઠથી પંદર વર્ષ સુધીની સુકુમાર બાળાઓથી આખો ઓરડો ભરાયેલો હતો. ચંદ્રમોહન સૌની સમક્ષ થોડી વાર બેઠો અને રમૂજભર્યા સવાલો પૂછી દેશના કેટલાક પ્રશ્નો સમજાવ્યા. એનું મન પ્રફુલ્લ થઈ ગયું. 'સૈનિકનિવાસ' થી નીકળતી વખતે જેટલી મૂંઝવણ હતી તેટલો જ ઉલ્લાસ ભરીને એ પાછો ફર્યો. સુભદ્રાબેનના આવવાથી આ પ્રદેશ ભાગ્યશાળી બન્યો છે એમ એને લાગવા માંડ્યું.

તે સાંજે એ ગામડાંમાં જવા માટે નીકળ્યો. મનુભાઈએ સાથે આવવાની સહેજ ઇચ્છા પ્રગટ કરી હતી, ચંદ્રમોહન એકલો જ જવા ઇચ્છતો હતો. એણે કહ્યું કે હું બે કે ત્રણ દિવસમાં જ બધાં ગામો ફરી આવીશ. એકલા જવાની પાછળ કારણ એક જ હતું. એનું મન હજી ફરી ફરીને મૂંઝાઈ જતું હતું. એ પ્રયત્ન કરતો હતો છતાં આ પ્રદેશના વાતાવરણ સાથે એનું સમગ્ર હૃદય હજી એકતાર થતું નહોતું. આજે બપોરે 'સ્ત્રીમંડળ' અને 'કુમારીમંડળ' ની મુલાકાતે એનામાં જે ઉલ્લાસ પૂર્યો હતો તે ગામડાંઓને જોઈને સ્થિર અને ચિરંજીવ થશે એવી આશાએ એ એકલો જ ગામડાંના ઉજ્જડ રસ્તે ચાલ્યો જતો હતો.

રાત પડી ગઈ હતી. પહેલું ગામ આનંદપુરથી ચારેક માઈલ દૂર હતું. ચંદ્રમોહન ઉતાવળે પગલે ચાલતો હતો. આજુબાજુ અંધારું ઘેરાતું જતું હતું. ઝાડ, પાન, ગામ, નદી, ટેકરા બધું અંધારામાં

ડૂબી ગયું હતું. ઇચ્છા ન હોય તોયે અંતરમાં ડૂબકી મારવાનું દિલ થાય એવું ગંભીર વાતાવરણ હતું. ચંદ્રમોહન ઘેરાયેલો તો હતો જ. તેમાં આ વાતાવરણે સાથ પૂર્યો. એણે વિચાર વિના આજુબાજુ નજર ફેરવી અને અંધારામાં પડેલા પોતાના પ્રદેશને આંખ ભરીને જોવા લાગ્યો. અકથ્ય લાગણીઓથી એનું દિલ ઊભરાવા લાગ્યું. છેલ્લા દિવસોમાં મન ઉપર જે થર ચડયા હતા તે એક પછી એક ઓગળી જતા હોય ને મૂળ સ્વરૂપ જ બાકી રહેતું હોય એમ એનું મન સત્યાગ્રહના દિવસોનું સ્મરણ કરવા લાગ્યું. પહેલવહેલો એ આ પ્રદેશમાં કયારે આવ્યો હતો, કેમ આવ્યો હતો, કોની સાથે આવ્યો હતો એ બધું એ યાદ કરવા લાગ્યો. પોતાનો હૃદયપ્રદેશ હજી પૂરો ઊઘડયો જ નહોતો એ દિવસની મનોરમ લાગણીઓ એને મધુર લાગી. એ પછી એ ગામેગામ ને વગડેવગડા ઘૂમેલો એ દિવસો પણ સ્મરણપટ ઉપર ચડી આવ્યા. પોતે શું બોલતો હતો, શું વિચારતો હતો, શું આચરતો હતો એ યાદ આવતાં મનમાં મસ્તી ઊભરાવા લાગી. એના સ્પર્શથી આ પ્રદેશે સંજીવની અનુભવી હતી છતાં અત્યારે એને લાગવા માંડયું કે એનો પ્રદેશ પાછો પડી રહ્યો છે. પોતાની જાતનું જ પ્રતિબિંબ જોતો હોય એમ એને એનો પ્રદેશ તે દિવસના થનગનાટથી મુક્ત જણાવા લાગ્યો. એણે ફરીને આજુબાજુ નજર ફેરવી લીધી. અંધારું એવું જ હતું. તમરાંના અવાજ પણ આવતા હતા. નજીક લાગતા ગામનાં કૂતરાંનું ભસવું પણ સંભળાતું હતું, છતાં એ કશું ન હોય અને એ આખો પ્રદેશ ચેતનમય માનવીનું રૂપ લઈને એની સામે આવ્યો હોય ને એને બધું યાદ આપી આપી જવાબો માગતો હોય એવી લાગણીઓ એના દિલમાં થવા લાગી. ચંદ્રમોહને આકાશમાં નજર ફેરવી તો એના એ જ અનંત તારલાઓ એને પ્રેરણા આપતા ઝબૂકતા હતા. છેલ્લા કેટલાય દિવસથી આવું આકાશ એણે જોયું જ ન હોય એવું થઈ આવતાં મમત્વ વધવા લાગ્યું.

ચાર માઈલનો પંથ પૂરો થવા આવ્યો હતો. મનનો પંથ તો આગળ ને આગળ વધતો જ જતો હતો. ચંદ્રમોહનનું મન વિચાર કરવા તરફ કે નિર્ણય કરવા તરફ નહોતું. ખરું કહીએ તો એનું મન એક બાજુ ખસી ગયું હતું અને એનું હૃદય ત્યાંના વાતાવરણમાંથી શક્તિની પ્રેરણા ગ્રહી રહ્યું હતું. ખેતરાઉ પવન કંઈ કંઈ સદેશા આપતો હતો. ટમટમતા તારાઓ કંઈ કંઈ પ્રેરણા વરસાવતા હતા. ઘેરું અંધારું જાણે નિશ્ચયનું દાન કરતું હતું. સમગ્ર કુદરત જાણે ચંદ્રમોહનને સ્વસ્થ કરી એના મૂળ સ્થાને સ્થાપવાને ઇચ્છતી હતી.

રંગપર આવી પહોંચ્યું. પાંચસો માણસની વસ્તીના એ ગામડાની વચ્ચોવચ ચંદ્રમોહનનો પ્રતિનિધિ ગામના ચોરા ઉપર રહેતો હતો. અત્યારે ગામ ઊંઘી ગયું હશે એવી ચંદ્રમોહનની ધારણા હતી, પણ એણે જોયું તો ગામ જાગતું હતું. લગભગ પચાસ જેટલા માણસો ચોરા ઉપર બેઠા હતા. એક ઝીણું ફાનસ ટમટમતું હતું. ગ્રામસેવક સૌની વચ્ચે બેસી કંઈક વાતો કરી રહ્યો હતો. ચંદ્રમોહન ધીમે પગલે ચોરા ભણી જતો હતો. એના કાનમાં એના જુવાન સાથી પ્રભુદાસના શબ્દો અથડાતા હતાઃ

'......સત્યાગ્રહ થશે જ. આજે નહિ તો બે વરસે, પાંચ વરસે પણ લડાઈ વિના આરો આવશે નહિ.'

લોકોમાંથી એક વૃદ્ધ ખેડૂત પૂછતો હતોઃ

'આ ફેરે પણ સૌને ઘરબાર ને માલમત્તા છોડવાં પડશે?'

પ્રભુદાસ જવાબ આપતો હતોઃ

'બધું ય છોડવું પડશે. બાલબચ્ચાં ને સગાંવહાલાં પણ છોડવાં પડશે ને કદાચ આપણા પ્રાણ પણ છોડવા પડશે. આ વખતની લડાઈ આકરી થશે. દર વખતે એમ થાય છે. પહેલી કરતાં બીજી લડાઈ આકરી હતી અને ત્રીજી લડાઈ એથી યે આકરી હશે.'

ચંદ્રમોહન ચોરાની દીવાલ પાસે થંભી ગયો હતો–શું થાય છે તે જોવા કે સાંભળવા માટે નહિ, પણ પોતાના અનુજ બંધુની પ્રેરણા ઝીલવા.

'ક્યારે લડાઈ થાશે ઈ કાંઈ ખબર પડે ?' કોઈએ પૂછ્યું.

'એવું પુછાય જ નહિ. લડાઈ તો આજે થાય, પણ આપણામાં જોર ક્યાં ? સંપ ક્યાં ? જે દિવસે જોર ને સંપ આવે તે દિવસે લડાઈ થાય. આપણે લડવા માટે નથી લડવું, સ્વરાજ માટે લડવું છે.'

'પણ આ ગામ તો તૈયાર છે.'

'એ તો ખરે વખતે ખબર પડશે. એક ગામે લડાઈ ન થાય. આખો દેશ તૈયાર જોઈએ.'

ચંદ્રમોહન અંધારામાંથી બહાર નીકળ્યો અને પગથિયાં ચડતો ચડતો ઉપર આવ્યો. સૌથી પહેલું ધ્યાન પ્રભુદાસનું જ ગયું. એ આશ્ચર્ય અને આનંદ પામતો ઊઠ્યો. ચંદ્રમોહન ઉતાવળે પગલે નજીક આવ્યો અને બંને સેવકો ભેટી પડ્યા. ગામલોક હર્ષ પામતું ઊભું થયું. ચંદ્રમોહને સૌને નમસ્કાર કર્યા ને બેઠા.

●

# સુખદ મિલન

**ચંદ્રમોહનને** જેવો અનુભવ રંગપરમાં થયો તેવો જ અનુભવ પોતાના પ્રદેશનાં લગભગ તમામ ગામોમાં થયો. સૂર્યકાન્તના ગામ વિષે એના મનમાં બીક હતી તે પણ ખોટી પડી. એ ગામ સૂર્યકાન્તને ભૂલી ગયું હતું અને નવા આવી વસેલા આત્મારામના ચારિત્ર્યની સુગંધથી સુવાસિત બન્યું હતું. ચંદ્રમોહન ગયો ત્યારે એના પગ ધ્રૂજતા હતા અને એ પાછો ફર્યો ત્યારે દૃઢ પગલે ચાલતો હતો. સૂર્યકાન્તનો બનાવ, પ્રવીણા–વિશાખાના સંસર્ગે ઊભું કરેલું હૃદય-દૌર્બલ્ય એ બધું લય પામ્યું હોય એમ એ પૂર્વવત્ વિદ્યુતવેગી અને તેજસ્વી બની પાછો ફર્યો હતો.

ચંદ્રમોહનના ગયા પછી સુભદ્રાબેન અને મનુભાઈ વચ્ચે એના વિષે વાતો થઈ હતી. એ બંનેનાં મન ઉપરની છાપ એ હતી કે ચંદ્રમોહન મુંબઈ જઈને વધુ અસ્વસ્થ બની આવેલો છે. પરંતુ 'સ્ત્રીમંડળ' અને 'કુમારીમંડળ'ની એની મુલાકાતથી એવી આશા બંધાઈ હતી કે આ અસ્વસ્થતા દૂર થતાં સમય લાગશે નહિ. ચંદ્રમોહન ગામડાં ફરીને પાછો આવ્યો ત્યારે આ બંને મિત્રોએ પોતાની આશાને મૂર્તિમંત જોવાની ધારણા રાખી હતી તે એને જોતાં જ ફળી. મુંબઈથી આવેલા ચંદ્રમોહનમાં જે ગાંભીર્ય જણાયું હતું [illegible] થઈ ગયું હતું. અને પ્રજાના

લાડીલા આગેવાન ચંદ્રમોહનમાં જે જોમ, તરવરાટ અને ઉલ્લાસ હતાં તે પાછાં આવ્યાં હતાં. ગામડાંમાંથી પાછા આવતાંની સાથે જ પોતાના અગાઉના ક્રમ પ્રમાણે ચંદ્રમોહને એક પછી એક અનુભવો વર્ણવવા માંડ્યા. પોતાનો પ્રદેશ સ્વરાજની કૂચમાં આજે ક્યાં સુધી પહોંચ્યો છે ને હવે કેટલો પંથ બાકી છે તે એણે આ બંને મિત્રોને સમજાવ્યું. ગામડાંઓની પોતાની પ્રવૃત્તિ જોતાં જોતાં પોતે કેવી કેવી લાગણીઓ અનુભવી તે પણ કહ્યા વિના એ ન રહી શક્યો. સુભદ્રાબેન અને મનુભાઈ ચંદ્રમોહનની સ્વસ્થતા અને ઉત્સાહથી આનંદિત બન્યાં.

ત્યાર પછીના ત્રણ દિવસ એ આનંદપુરમાં રહ્યો. આ સમય દરમિયાન એણે ગ્રામસેવકોના અહેવાલો વાંચી નાખ્યા. મનુભાઈ અને સુભદ્રાબેનનાં કામનું પણ ઝીણવટથી અવલોકન કરી લીધું અને એ સમગ્ર કામ ઉપરનો પોતાનો અભિપ્રાય અને નવાં કામની યોજનાઓ વર્ણવતો એક પરિપત્ર તૈયાર કરી બધા ગ્રામસેવકોને મોકલી આપ્યો. એ પછી તાલુકાના બીજા પ્રશ્નો ઉપર એણે ધ્યાન આપ્યું. જેમ જેમ એ કામમાં ખૂંચતો ગયો તેમ તેમ એનું હૃદય મુક્તિ અનુભવવા લાગ્યું.

ચોથે દિવસે મનુભાઈએ એને હરિપુર અને ગોપાળભાઈનું સ્મરણ કરાવ્યું. ચંદ્રમોહનને એ યાદ જ હતું, પરંતુ કામનો રસ એટલો મધુર બન્યો હતો કે ખસવાની ખાસ ઇચ્છા થતી નહોતી. ચંદ્રમોહને પહેલાં તો કહ્યું કે થોડા દિવસ પછી જઈશું, પરંતુ સુભદ્રાબેનની પણ તીવ્ર ઇચ્છા છે એવું જાણતાં એ તૈયાર થઈ ગયો. ગોપાળભાઈને કશા યે ખબર આપ્યા વિના ત્રણે ય મિત્રો એ રાત્રે હરિપુર જવાને રવાના થઈ ગયાં.

વચ્ચે કૃષ્ણનગર આવતું હતું. મનુભાઈના આગ્રહથી એક દિવસ ત્યાં મનુભાઈને ઘેર સૌ રોકાયાં અને શહેરની એક જાહેર સભામાં ને વિદ્યાર્થીઓની સભામાં ચંદ્રમોહને ભાષણ આપ્યું. કૃષ્ણનગર ચંદ્રમોહનથી

અપરિચિત નહોતું છતાં યે આ ભાષણે એને ત્રણચાર નવા મિત્રો કરી આપ્યા. મનુભાઈને લાગ્યું કે જો ચંદ્રમોહન એક પ્રવાસ કરે તો આનંદપુરનું સેવકમંડળ ચારગણું વધી જાય, પરંતુ તે સાથે જ એ સૌને સાચવવાની જવાબદારીનો પણ એને ખ્યાલ આવી ગયો અને પરિણામ એ આવ્યું કે આનંદપુર આવવા તૈયાર થયેલા કૃષ્ણનગરના ત્રણ જુવાનોને એ વખતે તો એણે ટાઢા પાડી રોકી મૂક્યા.

એ પછી ત્રણે ય મિત્રો પગે ચાલતા હરિપુર જવા ઊપડ્યા. કેટલે વખતે ચંદ્રમોહન આ માર્ગ ઉપર ફરીને ચાલતો હતો! વચ્ચે નદીનાં કેટલાં નીર વહી ગયાં! ચંદ્રમોહન વિચારે ચડ્યો ને ગંભીર બનતો ગયો. પ્રથમપહેલી જેની પાસે દીક્ષા લીધી તેનો જીવનપ્રવાહ પણ એની આંખ આગળ તાદૃશ થયો. છેલ્લા પત્રે સાંત્વન આપ્યું હતું. સંતોષ પણ આપ્યો હતો છતાં તે પહેલાંના પત્રો ભૂલી શકાયા નહિ. 'આજે શું થશે?' ચંદ્રમોહનના મનમાં પ્રશ્ન ઊઠ્યો. 'ગોપાળભાઈ પ્રેમથી સત્કારશે? કે સંયમ ને નિવૃત્તિનો ઉપદેશ આપશે?' ગોપાળભાઈ તરફથી કશી પ્રેરણા મળે એવી આશા તો ચંદ્રમોહનને હતી જ નહિ, પરંતુ તેઓ માત્ર શાંત પ્રેમ બતાવે તો સારું એમ એનું અંતર બોલતું હતું.

સવારની મધુર ઠંડીમાં ત્રણે ય ઝડપથી ચાલતાં હતાં. ચંદ્રમોહન પોતાના વિચારમાં હતા તેમ મનુભાઈ અને સુભદ્રાબેન પણ પોતપોતાના વિચારમાં હતાં; મનુભાઈના મનમાં ગોપાળભાઈને મળવાની ભાવનામાં આદર અને ભક્તિનો રંગ હતો અને સુભદ્રાબેનના દિલમાં ઉત્સુકતા અને આનંદ બંને હતાં. સુભદ્રાબેન રસ્તે ચાલતાં આ બંને મિત્રો વિષે વિચારતાં હતાં. મનુભાઈનો ઘનિષ્ઠ પરિચય એમણે કરી લીધો હતો, પરંતુ એમના પ્રમાણમાં ચંદ્રમોહનનો પરિચય દૂરનો અને ઉપરનો જ હતો. ચંદ્રમોહનથી જ એ ખેંચાયાં હતાં અને મનુભાઈએ ચંદ્-

મોહનની પુષ્કળ વાતો કરી હતી, છતાં એ પરિચય અધૂરો અને ઉપરછલ્લો જ હતો. ગમે તેવા સ્વજનની આંખે જોવું ને પોતાની આંખે જોવું એ બે વચ્ચેનો ફેર સુભદ્રાબેન સમજતાં હતાં. રસ્તે ચાલતાં એ થોડાં પાછળ રહી ગયાં હતાં. સૌથી આગળ મોટાં ડગ ભરતો, ગંભીર વિચારમાં ઊંડો ઊતરતો ચંદ્રમોહન ચાલતો હતો. એની પાછળ નાનાં પણ ઝડપી પગલે મનુભાઈ ચાલતા હતા અને સુભદ્રાબેન તો ઠીક ઠીક પાછળ હતાં. એ ઘડીઘડી આગળ ચાલતા ચંદ્રમોહનને જોઈ રહેતાં હતાં. એમના મનમાં થતું હતું કે આ જુવાન શક્તિના અવતાર જેવો તો છે જ. ચંદ્રમોહનની વાણી એમણે સાંભળી હતી. સૂર્યકાન્તના બનાવ વેળા એણે પોતાનું હૃદય ચીર્યું હતું તે પણ એમણે જોયું હતું. હજી ચાર દિવસ પહેલાં જ ગામડામાંથી પાછા ફરીને એણે સૂત્રબદ્ધ યોજનાઓ રજૂ કરી હતી તે પણ તાજી હતી. છતાં પરિચય અધૂરો હતો કારણ કે ચંદ્રમોહનના ઉલ્લાસ અને ગાંભીર્યના પ્રવાહો ક્યાંથી ઉદ્ભવે છે તે સુભદ્રાબેન જાણતાં નહોતાં. આજે હરિપુર તરફ જતાં એનું મસ્તક શા માટે વિચારભારથી નમેલું છે તેની એમને ખબર નહોતી. હરિપુરનું પાદર નજીક આવ્યું તે પહેલાં તો સુભદ્રાબેનના મનમાં ચંદ્રમોહનનું હૃદયતલ પારખવાનો વિચાર દૃઢ થઈ ગયો. મનુભાઈએ જે શક્તિનું વર્ણન કર્યું હતું અને જેનું આછું દર્શન પોતે પણ કર્યું હતું તે અખંડ રહે એવી વૃત્તિ મનમાં દૃઢ થતી હતી જિજ્ઞાસાની સાથે એ ભાવનાનું મિલન થતાં આત્મીય અનુરાગ પેદા થતો હતો.

હરિપુર આવી ગયું. નદીના કાંઠા પાસે આવ્યાં ત્યારે સૂર્ય આકાશ ઉપર ચડી રહ્યો હતો અને આખી સૃષ્ટિ તેજનું સ્નાન કરતી હતી. મનુભાઈએ કલ્પ્યું કે ગોપાળભાઈ અત્યારે વાડીમાં કામ કરતા હશે. ચંદ્રમોહને માન્યું કે એમની ઓરડીમાં વિચારમગ્ન સ્થિતિમાં બેઠા હશે, સુભદ્રાબેનને તો હજી એ સ્વરૂપની કલ્પના કરવી પણ બાકી હતી.

ગોપાળભાઈની વાડી પણ આવી પહોંચી. વાડીનો ઝાંપો બંધ હતો. જીવાબાપા કોસ બાંધવાની તૈયારી કરતા હતા. મનુભાઈએ કાંટાના ઝાંપા વચ્ચે હાથ નાખીને અંદરની સાંકળ ઉઘાડી. સુભદ્રાબેનની આંખો ગોપાળભાઈને ઢૂંઢી રહી હતી. ચંદ્રમોહન વધુ ગંભીર બન્યો હતો. અંદર દાખલ થતાં જીવાબાપાએ સમાચાર આપ્યા કે ગોપાળભાઈ નદીના સામે કાંઠે એક ઝૂંપડામાં હમણાં રહે છે. ચંદ્રમોહનનું મોં આ સમાચારથી સહેજ બગડ્યું. મનુભાઈને આશ્ચર્ય થયું. જીવાબાપા પાસેથી વધુ જાણવાની એમને ઇચ્છા થઈ, પણ ચંદ્રમોહનનો અણગમો પારખી જઈ એ પાછા ફર્યા, ચંદ્રમોહન પણ પાછો ફર્યો. સુભદ્રાબેન તો અપરિચિત હતાં એટલે એમણે પાછા જ ચાલવાનું હતું.

નદીની રેતી અને પાણી વટાવી ત્રણે ય સામે કાંઠે પહોંચ્યાં ત્યાં સુધીમાં દરેકના મનમાં અનેક વિચારોએ ઘૂમરી ખાઈ લીધી હતી. મનુભાઈને થયું કે કશાક કારણસર ગોપાળભાઈએ આ એકાંત પસંદ કર્યું હશે. ચંદ્રમોહનને લાગ્યું કે એમની નિવૃત્તિને આટલેથી પણ સંતોષ નહિ થતો હોય. સુભદ્રાબેનને લાગ્યું કે પોતે ખરેખર એક નવીન પુરુષને જોવા જઈ રહ્યાં છે.

સામો કાંઠો ચડતાં જ ગોપાળભાઈની ઝૂંપડી દેખાવા લાગી. નાનકડી કાંટાની વાડ વચ્ચે એક ઝૂંપડી બાંધેલી હતી. બહાર એક ખાટલો પડ્યો હતો. નજીકમાં છાંયડો કરી નીચે ગાયને બાંધી હતી. મનુભાઈ સૌથી પહેલાં ઝૂંપડી પાસે પહોંચ્યા. ગોપાળભાઈ પલાંઠી વાળી, આંખો બંધ કરી, ઝૂંપડીની વચ્ચે બેઠા હતા. મનુભાઈને તુરત જ શ્રીમદ્ રાજચંદ્રની એક ધ્યાનસ્થ અવસ્થાની છબીનું સ્મરણ થઈ આવ્યું. પગરવ સાંભળતાં ગોપાળભાઈએ આંખ ઉઘાડી અને બારણામાં જોતાં જ એમના મોં ઉપર હર્ષ તરી આવ્યો. તેઓ તુરત જ ઊઠ્યા. આગળ નજર માંડે ત્યાં ચંદ્રમોહનને જોયો. ચંદ્રમોહન ગોપાળભાઈને

જોઈને કંઈ પણ વિચારે તે પહેલાં ગોપાળભાઈ છેક નજીક આવી પહોંચ્યા. ચંદ્રમોહન નમવા ગયો ત્યાં તો ગોપાળભાઈએ એને બાથમાં લઈ લીધો. મનુભાઈ આનંદપૂર્વક જોઈ રહ્યા હતા. સુભદ્રાબેન આશ્ચર્ય અનુભવતાં ધીમું હસતાં હતાં. ચંદ્રમોહનના મોં ઉપરનું ગાંભીર્ય ખસી જઈ ત્યાં નિર્મળ નમ્રતાના ભાવો પથરાતા હતા. ગોપાળભાઈની આંખોમાં હર્ષનો ચમકાર વધતો જતો હતો.

એ મિલન પ્રવૃત્તિ–નિવૃત્તિના મતભેદ કે સિદ્ધાંતભેદથી પર હતું. ત્યાં માત્ર પ્રેમ જ હતો.



## ૧૩

## નિવૃત્તિનો ભાર

પ્રેમ અને વાત્સલ્યને લઈ ગોપાળભાઈને ગળે ડૂમો ભરાતો હતો. તેઓ સૌના ખબર અંતર પૂછવા ઇચ્છતા હતા, પણ બોલી શકતા જ નહોતા. થોડી વાર સુધી તો આવેલ સ્વજનોને બેસવાનું કહેવાનું પણ એમને યાદ ન રહ્યું. મનુભાઈ હસતા હસતા ઝૂંપડીમાં દાખલ થયા એટલે બધા એમની પાછળ અંદર ગયા અને પાથરેલી સાદડી ઉપર બેઠા. મૌનની મીઠી પળો થોડીક ક્ષણો સુધી માણી લીધા પછી ગોપાળભાઈ બોલ્યા.

'સૌ સુખમાં તો છો ને?'

સૌએ સ્મિત વેરીને જવાબ આપ્યો. હવે શું પૂછવું, શું બોલવું તે હર્ષવશ બનેલા ગોપાળભાઈને સૂઝયું નહિ. એ હાસ્ય વેરતા

ચંદ્રમોહન સામે જોઈ જ રહ્યા હતા. મનુભાઈ ગોપાળભાઈના મનની સ્થિતિ સમજી ગયા હતા એટલે એમણે પ્રેમના ભારને હળવો કરવા પ્રયત્ન કર્યો. તેઓ બોલ્યા:

'તમારો છેલ્લો કાગળ આવ્યો ત્યારે ચંદ્રભાઈ મુંબઈ ગયા હતા.'

એ પણ આનંદ પામવા જેવું હોય એમ ગોપાળભાઈ બોલ્યા : 'એમ ? ક્યારે ત્યાંથી પાછા ફર્યા ?'

'દશેક દિવસ થયા.' ચંદ્રમોહન બોલ્યો.

'પિતાજી તો પ્રસન્ન છે ને ?'

'સારું છે.'

'આ બહેન કોણ ?' ગોપાળભાઈનું હૃદય હળવું થતાં એમણે પૂછ્યું.

'સુભદ્રાબેન' મનુભાઈ બોલ્યા. 'અમારી સાથે કામ કરે છે. એમનો સાચો પરિચય તો તમે એમનું કામ જુઓ ત્યારે જ થાય.'

'એ તો તમે સૌ સાથે છો એટલે ક્યારેક જોઈશ તો ખરો જ ને ?' ગોપાળભાઈએ જવાબ આપ્યો.

'હમણાં અહીં રહો છો ?' મનુભાઈએ પૂછ્યું.

'હા, દશેક દિવસથી અહીં આવ્યો છું.' ગોપાળભાઈ સહેજ ગંભીર થતાં બોલ્યા.

'વાડી જીવાબાપા જ સંભાળે છે ?'

'હા, બે વખત અહીં આવીને સમાચાર આપી જાય છે.'

ચંદ્રમોહનના મનમાં થયું કે પૂછી જોઉં : 'શા માટે વાડીમાં નથી રહેતા ?' પણ એ અનુચિત જણાતાં એ મૂંગો રહ્યો, પરંતુ સુભદ્રાબેનથી પૂછી જવાયું,

'અહીં આટલે દૂર શા માટે રહો છો?'

'એકાંત માટે.'

'વાડીમાં એકાંત જેવું નથી?'

'છે, પણ અહીં વિશેષ.'

સુભદ્રાબેન આગળ ન પૂછી શક્યાં. ગોપાળભાઈના અવાજમાં, જવાબમાં, મુખભાવમાં એમણે જે જોયું તેમાં ત્યાગ તો હતો જ, પરંતુ કોઈ ત્યાગમાં ઉલ્લાસ અને મસ્તી હોય છે તો કોઈ ત્યાગમાં ગમગીની અને ગાંભીર્ય હોય છે. ગોપાળભાઈનો ત્યાગ એમને બીજા પ્રકારનો લાગ્યો. ત્યાં ચર્ચાને અવકાશ જ નહોતો. તેઓ કશું ન બોલ્યા એટલે ફરી મૌન વ્યાપી ગયું. ફરી મનુભાઈએ મૌન તોડ્યું.

'આજે તો અમારી સાથે વાડીમાં જ રહેશો ને?'

'જરૂર. અહીં તમારા માટે જગ્યા જ ક્યાં છે?' ગોપાળભાઈ હસ્યા અને બોલ્યા. 'તમે આવ્યાં છો એ જીવાબાપા જાણે છે ને? નહિ તો બધાંને ઉપવાસ થશે.'

'જીવાબાપા નહિ જાણતા હોય તો યે ઉપવાસ તો નહિ થાય. વાડીમાં અમને મનફાવતું મળી રહેશે.' મનુભાઈ બોલ્યા.

'પણ આપણે ત્યાં જ જઈએ તો? નહાવા કરવાનું પણ પતાવીએ.' ચંદ્રમોહન બોલ્યો; એટલે 'હા, હા, એમ જ કરીએ' એમ કહેતાં ગોપાળભાઈ પણ ઊઠ્યા અને સૌ બહાર નીકળ્યાં. સુભદ્રાબેન ગોપાળભાઈનું કૃશ શરીર જોઈ રહ્યાં હતાં. જો કે એમની ચાલવાની ઝડપથી એમને આશ્ચર્ય થતું હતું.

'નિરાંત લઈને આવ્યાં છો ને?' ચાલતાં ચાલતાં ગોપાળભાઈ બોલ્યા.

'કશું વિચાર્યું જ નથી.' મનુભાઈએ જવાબ આપ્યો.

'તો થોડાક દિવસ રહી જાવ. સારું લાગશે'

મનુભાઈએ ચંદ્રમોહન સામે જોયું. ચંદ્રમોહન બોલ્યો.

'સાંજે નહિ તો કાલે સવારે તો જવું જોઈએ. અમારામાંથી એકાદ ત્યાં હોય તો હજી ચાલ્યું જાય.'

કોઈ કશું બોલ્યું નહિ. સૌ કર્તવ્ય સમજતાં હતાં.

વાડીએ આવી સૌ સ્નાન વગેરેથી પરવાર્યાં. જે ઓરડીમાં ચંદ્રમોહન રહ્યો હતો ત્યાં આવતાં પોતાની મુગ્ધ કુમાર–અવસ્થા એને યાદ આવી ગઈ. પેલી પાટ હજી ત્યાં જ પડી હતી. ગોપાળભાઈની ઓરડી બરાબર એવી જ હતી.

થોડીવારે જીવાબાપા રોટલા, શાક અને દૂધનું બોઘરું લઈને આવી પહોંચ્યા. ગોપાળભાઈને આજે સાપ્તાહિક ઉપવાસ હતો એટલે એમણે ભોજન ન લીધું. ચંદ્રમોહનને સારું ન લાગ્યું, પરંતુ કંઈ યે બોલ્યા વિના મનુભાઈ અને સુભદ્રાબેન સાથે એણે જમી લીધું.

'જમ્યા પછી શું?' જમતાં જમતાં જ ચંદ્રમોહનને વિચાર આવતો હતો. સવારથી અત્યાર સુધીમાં હજી ત્રણ કલાક પસાર થયા હતા. કોઈ વાત કે કોઈ વિચાર એવો ઊભો થતો જ નહોતો કે જેને લઈ સમય પસાર થઈ શકે. ચંદ્રમોહનને થોડી અકળામણ જણાવા લાગી. સવારે મળતી વેળાએ એણે પ્રેમ અનુભવ્યો પણ પછી શું? આખો દિવસ આ નિવૃતિપરાયણ પુરુષ પાસે કરવું શું?

જમ્યા પછી બધાં એક ઝાડ નીચે બેઠાં. ગોપાળભાઈએ જ ધીમે ધીમે ત્યાંના કામના સમાચારો પૂછવા માંડ્યા. મુખ્યત્વે મનુભાઈ અને કોઈક વેળા ચંદ્રમોહન જવાબ આપતા હતા. પરંતુ બે કલાક કરતાં વધુ સમય એ સમાચાર ચાલી શક્યા નહિ. સાંજ પડવાને હજી ઘણી વાર હતી અને વાતચીતમાં નક્કી કર્યું હતું કે આવતી કાલે સવારે અહીંથી નીકળવાનું છે. એટલે હવેનો સમય કાઢવાનું મુશ્કેલ હતું. આ મૂંઝવણ માત્ર ચંદ્રમોહનની જ નહોતી, મનુભાઈ અને સુભદ્રાબેન પણ એ મૂંઝવણમાં પડ્યાં હતાં.

આડીઅવળી વાતો કરતાં બીજો એક કલાક પસાર કરી નાખ્યો. એ પછી સુભદ્રાબેને એક માર્ગ શોધ્યો. એમણે કહ્યું, ‘ આપણે ગામમાં અને આજુબાજુની વાડીમાં જઈએ તો ? ’

સૌએ સૂચના વધાવી લીધી. ગોપાળભાઈ ત્યાં જ રહ્યા અને આ ત્રણેય મિત્રો ફરવા માટે નીકળી પડયાં. સાંજ નમવા આવી ત્યાં સુધી આ મિત્રો આજુબાજુ ફર્યાં. સૌના મનમાં ગોપાળભાઈ વિષે ચર્ચા કરવાની ઇચ્છા હતી, પરંતુ સૌ સમજણપૂર્વક મૌન રાખી રહ્યાં હતાં. પાછા ફરતી વખતે ચંદ્રમોહને કહ્યું : ‘ આપણે અત્યારે જ જઈએ તો ? ’

મનુભાઈએ જવાબ આપ્યો : ‘ આજની રાત તો રહીએ. ગોપાળભાઈને પણ સારું લાગશે. ’

છેવટ રહેવાનું જ કર્યું. વાડી પાસે તેઓ આવ્યા ત્યારે ગોપાળભાઈ પરસાળમાં બેઠા બેઠા તંબૂરના ઝણઝણાટ સાથે એક એક ભજન ગાઈ રહ્યા હતા. એમનો કંઠ તો મીઠો હતો જ અને એમાં ભક્તિનું માધુર્ય ભળ્યું હતું એટલે સૌને આનંદ આવ્યો. ભજન પૂરું થયું એટલે દૂર ઊભેલાં મિત્રો પરસાળ ઉપર આવ્યાં અને હસીને એમની સામે બેઠાં.

‘ બહુ ફરી આવ્યાં ? ’ ગોપાળભાઈ બોલ્યા.

‘ હા. ’ મનુભાઈએ જવાબ આપ્યો.

‘ અત્યારે જમવું તો છે ને ? ’

‘ ઇચ્છા નથી. વાડીમાંથી કેળાંપોપૈયાં ખાઈ લીધાં છે. ’

‘ સારું કર્યું. ’

‘ તમે અહીં શું કરો છો ? ’ સુભદ્રાબેને પૂછ્યું.

‘ પ્રભુભજન. ’ ગોપાળભાઈએ હસીને જવાબ આપ્યો.

‘ કંઈ કામ કરો છો ? ’ જાણતાં છતાં સુભદ્રાબેને ફરી પૂછ્યું.

'એ જ કામ.'

'કંઈક કરતા હો તો?'

'એનો જવાબ મનુભાઈ આપશે.' ગોપાળભાઈએ છેલ્લો જવાબ આપી દીધો એટલે વાત આગળ ન વધી શકી. સુભદ્રાબેન સમજી ગયાં ને બોલ્યાં,

'ત્યારે એકાદ ભજન સંભળાવો.'

ગોપાળભાઈને એ ગમ્યું. એમણે પડખે પડેલો તંબૂર ઉપાડયો અને તાર ઉપર આંગળી મૂકતાં જ રોમાંચ અનુભવ્યો. તારો ઝણઝણ્યા અને એમના કંઠમાંથી સૂર નીકળ્યો:

अखियाँ हरिदरशन की प्यासी



## ૧૪

# પ્રવીણાની સ્થિતિ

વિશાખા અને પ્રવીણાને ખબર નહોતી કે ચંદ્રમોહન મુંબઈ છોડી ગયો છે. એ તો એમ જ સમજતાં હતાં કે લાગણીઓને તાણ ન ભોગવવી પડે તે ખાતર તેઓ પોતે જ એને મળવા નથી જતાં. વિશાખાએ તે દિવસે આવીને જે વાતો કરી હતી તે વાતોએ પ્રવીણાનું મન ફેરવી નાખ્યું હતું. તમામ આશાઓ છોડી દીધી હોય એમ એ શાંત બની ગઈ હતી. ઉપરથી એમ લાગતું હતું કે ચંદ્રમોહન એના જીવનમાંથી ચાલ્યો ગયો છે, પરંતુ અંતરની ઊંડી દુનિયામાં ચંદ્રમોહન

વ્યાપી ગયો હતો એવું વિશાખા ને ઉપેન્દ્ર જાણતાં હતાં. આ બંને સ્વજનોની હૂંફે પ્રવીણા અત્યારે જીવી રહી હતી.

પ્રવીણા અને વિશાખાએ બીજે દિવસથી કૉલેજમાં જવાનું બંધ કર્યું હતું. પ્રવીણા તો ત્યાં જઈ શકે એવી એના મનની સ્થિતિ જ નહોતી અને વિશાખા એને એકલી મૂકીને જઈ શકે એવો એનો સ્વભાવ કે મૈત્રી નહોતી. એ હમણાં પ્રવીણાને ત્યાં જ આવીને રહી હતી. ઉપેન્દ્ર પોતાના વ્યવસાયમાં રોકાયેલો હતો છતાં એનું હૃદય સારી પેઠે વેદના ભોગવતું હતું. ચંદ્રમોહન ગયો તે પછીના ત્રણેક દિવસ સુધી એના ગયાના સમાચાર કોઈને મળ્યા ન હતા. પ્રવીણાનું હૃદય વધુ ને વધુ શાંત પડતું જતું એટલે એ તો ચંદ્રમોહન ત્યાં છે કે નથી તે વિષે વિચારતી જ ન હતી. પરંતુ વિશાખા લગભગ દરરોજ સવાર, બપોર ને સાંજે એવી આશા રાખતી કે હમણાં જ ચંદ્રમોહન આવવો જોઈએ. એણે પોતાના મન સાથે એક વાતનો તો નિશ્ચય કર્યો જ હતો કે ચંદ્રમોહન જો આવે તો એની સાથે બહુ જ સહજ-પણે વર્તવું અને આવું કશું બની ગયું હતું કે બન્યું છે તે વિસારી મૂકવું.

પણ ચંદ્રમોહન તો ચાર દિવસ સુધી દેખાયો જ નહિ ત્યારે વિશાખાને એના વિષે જાણવાની જિજ્ઞાસા થવા લાગી. આ ત્રણ દિવસમાં એકાદ વખતના અપવાદ સિવાય એની ને પ્રવીણાની વચ્ચે ચંદ્રમોહન વિષે વાત થઈ જ નહોતી. પરંતુ પ્રવીણાના મોં ઉપર હૃદયના પ્રતિબિંબ જેવું શાંત તેજ પ્રસરતું જતું હતું તેની વિશાખાને ચિંતા થતી હતી. વિશાખા સમજતી હતી કે પ્રવીણાના હૃદયમાં હવે એકેય પ્રકારની આશા નથી, ગડમથલ નથી, તોફાન નથી, ત્યાં તપમૂર્તિના નિશ્ચયનું કોઈ અલૌકિક તેજ વ્યાપતું જાય છે. આ તેજ પોતાને કે કોઈને દઝાડનાર નહોતું છતાં એમાં ઉલ્લાસનો સર્વથા અભાવ હતો તેથી વિશાખાને પોતાની પ્રવીણા કોઈ જુદા જ માર્ગે જતી હોય એવું લાગ્યા કરતું હતું. એ એટલું તો સમજી જ ગઈ હતી કે પ્રવીણાએ ચંદ્રમોહનની આશા મૂકી દીધી છે, એટલું જ નહિ

પરંતુ એ હૃદયમાં નવી કોઈ આશા ઊગી શકે એવી ધરતી જ નથી રહી. પ્રવીણાના જીવનમાં ચંદ્રમોહન નહિ, પણ એની સ્મૃતિ ને કલ્પનામૂર્તિ જ હવે સારસર્વસ્વ છે એ વિશાખા જાણતી હતી.

આ સ્થિતિ પ્રવીણાને તો અસહ્ય નહોતી કારણ કે એણે માનવી સહી શકે એવા મંથનને અંતે એવો નિશ્ચય જ કરી લીધો હતો. એણે પોતાના જીવન જળમાં ડૂબકી મારીને જોઈ લીધું હતું કે ત્યાં એક જ મોતી હતું અને તે ચંદ્રમોહન. એ મોતી કદી યે ઉપર આવી એને શોભાવે એવી એને આશા નહોતી અને હવે એવી અપેક્ષા યે એણે છોડી દીધી હતી. પોતાની આંખો મીંચીને એણે જે મૂર્તિનું દર્શન કર્યું હતું એ જ એની જીવનમૂર્તિ બની હતી.

પરંતુ એ સ્થિતિ વિશાખાની નહોતી. વિશાખાના જીવનમાં સ્વતંત્ર રીતે ચંદ્રમોહનનું સ્થાન એક પ્રેરક અને તેજસ્વી પુરુષનું હતું. પ્રવીણાના જીવનમાં એ પ્રેરક પુરુષે જે સ્થાન મેળવ્યું હતુ એનું વિશાખાને વધુ મહત્ત્વ હતું. વિશાખા પ્રવીણાને ચાહતી હતી. સ્ત્રી સ્ત્રીથી જ સંતોષ પામી શકે તો એ કદી યે પ્રવીણાથી દૂર ન ખસે એવી એની લાગણી હતી. એ પ્રવીણા આજે કોઈ અજાણ્યા દરિયામાં ડૂબતી હોય એવું એને લાગતું હતું. પ્રવીણા જ્યાં જતી હતી ત્યાં સન્માન અને જીવનશાંતિ હોત તો વિશાખા એનો વિયોગ ખુશીથી સહન કરી લેત. એવો વિયોગ સહેવામાં પ્રવીણાના સુખની કલ્પના એને આનંદ અને બળ આપતી હતી. પરંતુ અત્યારે પ્રવીણા જ્યાં જતી હતી ત્યાં સન્માન, સુખ કે શાંતિ નહોતાં, ત્યાં તો કેવળ કલ્પના, હમેશ દૂર જ રહેતા આકાશી તારલાનું સૌંદર્ય અને અરણ્યનું સંગીત હતાં. આવે સ્થળે વિશાખા પોતાની પ્રવીણાને કેમ જવા દે!

પણ ત્યારે કરવું શું? ચંદ્રમોહનને કંઈ જ ન કહેવાનો નિશ્ચય થઈ ગયો હતો. કંઈ કહેવામાં સાર નથી એવી પાકી ખાતરી પણ

થઈ ગઈ હતી. પછી તો જે કંઈ કરવાનું હતું તે પ્રવીણા ઉપર જ કરવાનું હતું. એના ઉપર શું થઈ શકે? ચંદ્રમોહનને એના હૃદય પ્રદેશમાંથી શી રીતે દૂર કરી શકાય? જીવનમાં બીજું ઘણું મહાન અને મંગલમય છે એમ શી રીતે સમજાવી શકાય? વિશાખા વિચારતી અને કશા યે નિર્ણય વિના શાંત બની જતી હતી. પરંતુ એવી પ્રત્યેક શાંતિ વખતે એને થતું હતું કે ચંદ્રમોહન દેખાતો કેમ નથી!

છેવટ પાંચમે દિવસે એનાથી ન રહેવાયું. એણે ઉપેન્દ્રને પૂછી જોવાનું વિચાર્યું. સાંજે ઉપેન્દ્ર ઘેર આવ્યો ત્યારે વિશાખા એને પૂછવાનું વિચારતી હતી ત્યાં એ જ બોલ્યો:

'ચંદ્રમોહન ગયાના સમાચાર તમે સાંભળ્યા?'

વિશાખા ચમકી ગઈ. 'ક્યાં? ક્યારે?' એ બોલી.

'પાંચેક દિવસ થઈ ગયા.' ઉપેન્દ્રે જવાબ આપ્યો. 'મેં પણ આજે જ સાંભળ્યું, એમના એક મિત્ર સૂર્યકાન્ત પાસેથી.'

પ્રવીણા બાજુની આરામખુરશી ઉપર પડી હતી તેણે સહેજ ઊંચું જોયું. એના મોં ઉપર ફેર પડ્યો ન પડ્યો ને એ હતી તેવી જ શાંત બની ગઈ.

વિશાખાનું આશ્ચર્ય દૂર ન થયું. એ બોલી:

'કેમ જણાવ્યા વિના જ ગયા હશે?'

'એમને આ બધું સારું નહિ લાગ્યું હોય.' ઉપેન્દ્ર બોલ્યો. વિશાખા ગંભીર બની ગઈ. ચંદ્રમોહનના જવાનું કારણ એ સમજી શકી, પણ એનો ભાવાર્થ એનાથી ન સમજાયો. 'શી અસર લઈને ગયા હશે?' એના મનમાં પ્રશ્ન ઊઠ્યા વિના ન રહ્યો. ઉપેન્દ્ર સાથે વાત કરવાની એને ઇચ્છા થઈ, પરંતુ પ્રવીણા ત્યાં હાજર હતી એટલે એ કશું બોલી નહિ. બીજે દિવસે સવારે જ્યારે પ્રવીણા નહાવા ગઈ હતી ત્યારે વિશાખાએ ઉપેન્દ્રને પૂછ્યું,

'તમે આ વિષે શું વિચારો છો?'

'કંઈ જ નહિ. કંઈ વિચારી જ શકાતું નથી.'

'તમને આ બાબતમાં લગીર પણ આશા છે?'

'લેશ માત્ર નહિ.'

'તો હવે...'

'એ જ પ્રશ્ન છે. પ્રવીણાનું મન શી રીતે પાછું વાળવું એ જ આપણે શોધવાનું છે. જો આમ ને આમ ચાલશે તો પ્રવીણા એનું આરોગ્ય ને તેજ બંને ખોઈ બેસશે.'

'શું થઈ શકે?'

'કોઈ રીતે એ બધું ભુલાવવું જોઈએ.'

'અત્યારે તો અશક્ય દેખાય છે. થોડા જ દિવસની વાત છે છતાં વર્ષોનો પ્રેમ હોય એવી સ્થિતિ થઈ છે.' વિશાખા બોલી.

'એટલે જ મને થોડીક આશા છે. મને એમ થાય છે કે જેટલી ઝડપથી આ પ્રેમ ઉદ્‌ભવ્યો છે એટલી જ ઝડપથી શમી નહિ જાય?'

'મને એમ નથી લાગતું. પ્રવીણા સાવ બદલાઈ જ ગઈ છે.'

'તો શું થાય?' ઉપેન્દ્ર નિરાશ થઈને બોલ્યો.

'એ જ તો પ્રશ્ન છે. આમ તો ન જ ચાલવા દેવાય.'

વાત આગળ ચાલતી હતી ત્યાં ટુવાલથી માથાના વાળ ઝાપટતી પ્રવીણા ત્યાં આવી પહોંચી. વિશાખાએ જોયું તો પ્રવીણાના સ્નાનશુદ્ધ અંગ ઉપર સાધુતા દેખાતી હતી. ઉપેન્દ્ર બેનને જોતો, કંઈક દુઃખી થતો ત્યાંથી જતો રહ્યો.

ઉપેન્દ્રના ગયા પછી વિશાખા શાંત જ રહેવા ઇચ્છતી હતી

છતાં એ ન રહી શકી. એનાથી પૂછી જવાયું : 'પ્રવીણા ! આમ ક્યાં સુધી ચાલશે ?'

પ્રવીણા મોટા અરીસા સામે ઊભી રહી વાળ ઠીક કરતી હતી. મોં ફેરવ્યા વિના જ એણે શાંત અવાજે જવાબ આપ્યો : 'છેવટ સુધી.'

'પણ આમ નિષ્ક્રિય જ પડયાં રહેવું છે ?'

'ના, ના.'

'તો પછી ?'

'એ વિચારું છું.' વાળ ઠીક કરી પ્રવીણાએ મોં ફેરવ્યું. 'એમ થાય છે કે જે એમનો જીવનરસ છે તે મારો બનાવું.'

'એટલે ?' વિશાખા ચમકી ગઈ.

'એટલે બીજું કંઇ નહિ. તને હૃદય ખોલીને કહું તો એમ કરીને એમની સાથે લગ્ન કરવા ઇચ્છું છું.'

'એથી એ લગ્ન કરશે ?'

'એ નહિ કરે, હું કરીશ.' પ્રવીણા બોલી–શાંત અને નિશ્ચલ સ્વરે.

'હું સમજી શકતી નથી.' કંઇક સમજતી હોય છતાં ન માની શકતી હોય એમ વિશાખા બોલી.

'તો સમજ. ચોકખું કહું: એને છોડી શકું એમ નથી. બીજા કોઈને એ સ્થાન આપી શકું એમ નથી. એ ઇચ્છે છે ને કરે છે એવું કરીશ. એમના કામમાં એમનું સાંનિધ્ય અનુભવીશ.'

'ગામડામાં જઈશ ?' વિશાખા ચમકીને બોલી.

'તું રજા આપશે તો જઈશ, પણ આનંદપુર નહિ. બીજા કોઈ પુરમાં.'

વિશાખા સ્તબ્ધ બની ગઈ. એણે ધાર્યું હતું કે પ્રવીણા ચંદ્રમોહનની કલ્પનામૂર્તિને જ વરી છે, અત્યારે જાણ્યું કે એના જીવન-કાર્યને વરવાનો પણ એણે નિશ્ચય કર્યો છે. એ નમ્ર બનીને બોલીઃ

'એટલે કૉલેજ છોડી દીધી?'

'એટલે જ. અને આ મુંબઈ પણ છોડવું છે. એમણે તો છોડી દીધું ને?'

'ક્યાં જઈશું?' વિશાખા કોચ ઉપર બેસીને બોલી. પ્રવીણા એની પાસે આવી.

'તું આવશે?'

વિશાખાએ જવાબમાં માત્ર સામે જ જોયું. પ્રવીણા એ આંખના ભાવો સમજી ગઈ.

'તો આપણે બંને મોટાભાઈની રજા લઈને જઈએ.' પ્રવીણા બોલી.

'પણ ક્યાં જઈશું? આપણે એકલાં!'

'કોઈ સ્થળે કોઈની સાથે રહેશું.'

'ત્યાં જ જઈએ તો? એ વાતો ભૂલી જઈએ.'

પ્રવીણાના મોં ઉપર સ્ફૂર્તિ આવી હતી એ દૂર થઈ ગઈ. એણે આંખથી કહી દીધું કે 'શી રીતે ભૂલી શકાય? એ તો જીવનમાં એકરસ બની ગયું છે.'

'પ્રવીણા!' વિશાખા ગંભીર સ્વરે બોલીઃ 'આખી જિંદગી આ રીતે ન વાતાવી શકાય. એમની ઇચ્છા નથી તો પછી શા માટે એમની પાછળ પડવું?'

'હું ક્યાં પાછળ પડું છું? એમને હું કોઈ દિવસ મળવાની પણ નથી. મારા હૃદયની સ્થિતિ તારા ને મોટાભાઈ સિવાય આ જગતમાં બીજું કોઈ જાણી શકવાનું નથી.'

'પણ હું તો કહું છું કે જીવનનું એક દુઃખદ પ્રકરણ ગણી એ ભૂલી જાન તો શું ખોટું ? શા માટે એ સંઘરી રાખવું ?'

'એ પ્રકરણ દુઃખદ નથી વિશાખા !' પ્રવીણા બોલીઃ ' હું એમને મેળવી શકી હોત તો મારા સુખની અવધિ થાત; પણ મેળવી શકી તો યે શું ? બીજું કશું કરવું કે કલ્પવું તે કરતાં એમ કલ્પના મને સુખકર છે. એ પ્રકરણ દુઃખદ નથી, સુખદ છે.'

'પણ તારી જિંદગીની તો હજી શરૂઆત જ છે. તું અત્યાર વૈરાગી બની જઈશ ?'

'આ વિરાગ છે ? મારે વૈરાગી બનવું પણ નથી. હું માનું કે જે રાત્રે મેં એમને જીવનસ્વામી તરીકે સ્વીકારવાનો સંકલ્પ કં તે દિવસથી જ હું પરિણીત છું. તેઓ ભલે અપરિણીત હોય. મ તેની શી ચિંતા ?'

વિશાખાના ગળે પ્રવીણાની દલીલ ન ઊતરી, પણ વધુ વ કરવામાં સાર નથી એમ માનીને એણે વાત બદલી:

'કયા ગામડામાં જઈશું ?'

'મોટાભાઈને પૂછીએ, પછી વિચારી શકાય.'

'મોટાભાઈ ના જ પાડશે.'

'મને પણ એમ જ લાગે છે, પણ હું એમને સમજાવીશ.'

'તેઓ આ સ્થિતિમાં તને અળગી કરે જ નહિ. બહુ કહેશે કે અહીં જ ગમે તે પ્રવૃત્તિ કરો.'

પ્રવીણાને એ સાચું લાગતું જ હતું એટલે એ આગળ ન બોલ પણ મોટાભાઈની સંમતિ મેળવવાની આશા એણે છેક ગુમાવી ની

## ૧૫

# સ્મરણ સળગે

અનુભાઈ અને સુભદ્રાબેન હરિપુરથી પાછાં ફરતાં ગમે તે અસર લઈને આવ્યાં હોય, પરંતુ ચંદ્રમોહનને તો 'ગોપાળભાઈ ભ્રમમાં પડ્યા છે' એ પોતાની માન્યતા વધુ સાચી લાગી. બીજે દિવસે ગોપાળભાઈની વિદાય લઈ હરિપુર છોડ્યું ત્યાં સુધી ચંદ્રમોહને ગોપાળભાઈની ઉગ્ર બનતી જતી નિવૃત્તિમાં અકર્મણ્યતાનાં જ દર્શન કર્યાં હતાં. આનંદપુર આવીને પ્રવૃત્તિમાં મશગૂલ થયા પછી જ એ ગોપાળભાઈની નિવૃત્તિને ભૂલી શક્યો.

મુંબઈથી પાછા ફરીને એણે પોતાના હૃદયને એ પ્રદેશ સાથે એકતાર કરી દીધું હતું. એના મનમાં જે જે કાર્યરેખાઓ દોરાયેલી હતી તેનો હવે અમલ કરવાનો હતો. એણે હરિપુરથી પાછા ફરીને તમામ ગ્રામસેવકોનું સંમેલન બોલાવ્યું અને તેમાં આજસુધીમાં થયેલાં કામની સૌએ સાથે મળીને ઝીણવટપૂર્વક તપાસ કરી. ચંદ્રમોહનના પોતાના દિલમાં જે નવીન યોજનાઓ હતી તે એણે સંમેલન પાસે રજૂ કરી અને સંમેલને એકમતે એનો સ્વીકાર કર્યો. એની યોજનામાં મુખ્ય તત્ત્વ પ્રદેશના વિસ્તારનું હતું અને આજ-સુધી દરેક ગામનું કામ બીજા ગામના કામથી સ્વતંત્ર રીતે ચાલતું હતું તેને બદલે એ બધાં ગામોની બધી પ્રવૃત્તિઓને સાંકળી લેવાની યોજના હતી. ચંદ્રમોહનના મત પ્રમાણે એ યોજના સફળ થાય તો આ પ્રદેશનું બળ ચારગણું વધી શકે એમ હતું. આખો પ્રદેશ એક જ તાલ અનુભવે તો જમીનદારો, શાહુકારો કે સરકારના બળને એની પાસે નમ્યે જ છૂટકો થાય એમ ચંદ્રમોહન વિશ્વાસપૂર્વક માનતો

હતો. બધા ગ્રામસેવકો એના મિત્રો તો હતા જ, પરંતુ એની પ્રેરણાથી જ આ કામમાં પ્રાણ દઈને લાગી રહ્યા હતા.

આ નવી યોજનાનો સ્વીકાર કરાવ્યા પછી ચંદ્રમોહને એક પછી એક ગામ ફરવા માંડયાં. બીજી બાજુ દેશના વાતાવરણમાં પણ નવી ચમક આવી રહી હતી. મહાસભાના અધિકાર હેઠળ સાત પ્રાંતોનું શાસન આવ્યું હતું. મહાસભાવાદી પ્રધાનો જે કાર્યો કરતા હતા તેનું સાચું ફળ તો લોકસેવકોના સહકારથી જ પ્રાપ્ત થઈ શકે એમ હતું. ચંદ્રમોહને નિશ્ચય કર્યો હતો કે મહાસભાની સરકાર દ્વારા મળતા દરેક લાભનો પોતાના પ્રદેશ માટે પૂરેપૂરો ઉપયોગ કરવો. ચંદ્રમોહન એમ તો માનતો જ હતો કે પ્રધાનપદના આ પ્રયોગને અંતે ૧૯૩૦–૩૨ ને આંટી જાય એવું યુદ્ધ જ આવવાનું છે એટલે લોકજાગૃતિ અને લોકસંગઠનનાં કામમાં જરી પણ મંદ પડતો નહોતો. મનુભાઈ અને સુભદ્રાબેન એની સાથે જ હતાં. સુભદ્રાબેનની પ્રવૃત્તિઓ જોઈને ચંદ્રમોહનને ખાતરી થતી કે આગામી યુદ્ધમાં આ પ્રદેશની સ્ત્રીઓ પુરુષશક્તિ સાથે બરાબરીમાં અવશ્ય ઊભી રહેશે, પરંતુ એક ખોટ હમેશ એને સાલ્યા કરતી. સુભદ્રાબેન એની પાસે બીજી બહેનો માટે અનેક વાર માગણી કરતાં, ચંદ્રમોહનને ત્યારે વિશાખા ને પ્રવીણાનું સ્મરણ થઈ આવતું, પણ દૃઢતાપૂર્વક એ મુંબઈના વિચારોને દૂર ઠેલી મૂકતો અને પોતાના કામમાં લાગી જતો.

એક વહેલી સવારે ગામડાંઓ ફરવા માટે એ નીકળ્યો હતો. સુભદ્રાબેન એની સાથે હતાં. આજુબાજુ હજી અંધારું વ્યાપેલું હતું. ચારે બાજુ નીરવ શાંતિ હતી. બંને ઝડપથી ચાલતાં હતાં. ભાગ્યે જ એમાંથી કોઈ કશું બોલતું હતું, પણ એ આખે રસ્તે ચંદ્રમોહનને વિશાખા ને પ્રવીણાના વિચારો આવ્યા જ કર્યા. ઘણી વાર એણે એ વિચારોને હડસેલી મૂકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ઘડીઘડી એ બંને કુમારિકાઓ એની પાસે આવીને એ પ્રદેશમાં આવવાની જાણે માગણી

કરવા લાગી. ચંદ્રમોહનને એટલું તો થઈ આવ્યું કે પોતે મુંબઈથી નીકળ્યો ત્યારે વિશાખાને મળ્યો હોત તો સારું હતું. એ પછી ત્યાંના બધા પ્રસંગો અતિશય ઘેરા રૂપમાં એની આંખ સામે તરવરવા લાગ્યા. ઘડીકવાર ત્યાંની મૂંઝવણનો અહીં પણ ઉદય થયો, પરંતુ એ મૂંઝવણની અંદર પણ ન છોડી શકાય એવો એક મધુર રસ એ અનુભવવા લાગ્યો.

એ આખા દિવસમાં તેઓ ચારેક ગામ ફર્યાં અને જે કામ કરવાનું હતું તે કામ પણ કર્યું, પરંતુ ત્યાંથી પાછાં ફરતાં સુધી વિશાખા–પ્રવીણાનો માનસિક સાથ એણે છોડયો નહિ. છેક રાત્રે સૈનિકનિવાસમાં એ પહોંચ્યો ત્યારે એને થાક જણાવા લાગ્યો. સુભદ્રાબેન એના મનની સ્થિતિ મુદ્દલ પામી શકયાં નહોતાં. એમને માત્ર એટલું જણાયું હતું કે ચંદ્રમોહનની તબિયત કંઈક અસ્વસ્થ છે. નિવાસમાં આવ્યા પછી એમણે એ વિષે પૂછયું પણ ખરું. પરંતુ ચંદ્રમોહને હસીને ‘ કંઈ નથી ’ એમ કહી દીધું.

શરીરથી થાકેલાને આરામ આપનારી ને મનના થાકેલા ઉપર ત્રાસ ગુજારનારી રાત ધીમે પગલે વહી જતી હતી. સૈનિકનિવાસનાં બધાં સૈનિકો નિરાંતે ઊંઘતાં હતાં. એકલો ચંદ્રમોહન પથારી ઘસતો હતો. મુંબઈ છોડયે આજે એકાદ મહિનો વીત્યો હતો. આજ સુધી બળપૂર્વક દૂર ઠેલેલા વિચારો આખા મનઃપ્રદેશમાં ફરી વળ્યા હતા. જે શરીર, મન અને બુદ્ધિને એ પોતાના જીવનકાર્યમાં રોકી રાખતો હતો તે આજે શિથિલ બનીને મુંબઈનાં સ્મરણોમાં અટવાઈ પડયાં હતાં. આખો દિવસ મુંબઈના વિચારોનો માર સહન કરીકરી એને દૂર કરવાની વૃત્તિ અને શક્તિ એ જાણે ગુમાવી બેઠો હતો. હૃદયની ગુફામાં બળપૂર્વક દબાવી રાખેલું બધું એક સામટા જોર સાથે સપાટી ઉપર આવ્યું હોય એમ એ પોતાની સ્થિતિ અને સ્થાનને અત્યારે ભૂલી ગયો હતો. એક વખત તો એણે મુંબઈમાં પગ મૂકયો ને

ઉપાડ્યો ત્યાં સુધીના બધા પ્રસંગો યાદ કરી લીધા અને જેવી લાગણીઓ મુંબઈમાં અનુભવી હતી તેવી જ લાગણીઓ ફરીને અનુભવી. આ બધા પ્રસંગોમાં સૌથી મહત્ત્વનો પ્રસંગ પ્રવીણાની લાગણીનો હતો, પરંતુ સૌથી તીવ્ર સ્મરણ તો વિશાખાનું જ આવ્યા કરતું હતું. જે દિવસે પોતે ધ્રૂજેલો ને જે દિવસે વિશાખા સ્તબ્ધ બનીને એના ઓરડામાં બેઠી હતી એ દૃશ્ય ફરીફરીને આંખ સામે આવ્યા કરતું હતું. વિશાખાથી એ ડરતો હતો અને છતાં યે એને મળવા ઇચ્છતો હતો એ મનોભાવ ભુલાતા નહોતા.

રાતના લગભગ બે વાગવા આવ્યા હતા. ચંદ્રમોહનની આંખો મીંચાયેલી હતી, પરંતુ મન તદ્દન ખુલ્લું પડયું હતું. ત્યાં એને મળવા માટે પ્રવીણા, વિશાખા, ઉપેન્દ્ર, શાન્તુ સૌ કોઈ આવ્યાં હતાં, પરંતુ પોતાનું કામ પૂરું કરીકરી જાણે સૌ ચાલ્યાં ગયાં. પ્રવીણા ને વિશાખા બે જ બેસી રહ્યાં. વિશાખા નિર્મળ અને તેજભરી આંખે એના સામે જોઈ રહી હતી, જ્યારે પ્રવીણાની આંખો જમીન ઉપર ખોડાયેલી હતી. પ્રવીણાના નિઃશ્વાસનો અવાજ ધીમે ધીમે કાનમાં સંભળાતો હતો. વિશાખાની દૃષ્ટિમાં ફેર પડતો જ નહોતો. થોડીક વાર એવી સ્થિતિ રહ્યા પછી પ્રવીણા પણ જાણે ઊભી થઈ. ધીમા અને લથડતા પગે એ ત્યાંથી ચાલતી થઈ. વિશાખા હવે એકલી જ બેઠી હતી. ચંદ્રમોહન પણ એકલો જ હતો. અને પછી ચંદ્રમોહને એની સાથે અગમ્ય વાતો કરવા માંડી.

લગભગ ચાર વાગે ચંદ્રમોહન ખરેખર નિદ્રાધીન થયો. એણે જ્યારે મનને મીંચ્યું ત્યારે એની પાસે વિશાખા બેઠી હતી. એ નિર્મળ હતી, તેજસ્વી હતી, નિખાલસ હતી. ચંદ્રમોહન સહેજ ધ્રૂજી જતો હતો પણ એનું હૃદય કોઈ કોઈ પળે હીંચકા લેતું હતું. એના મનમાં મીઠાશ વ્યાપેલી હતી અને કલ્પનામાં સૌંદર્ય પ્રસરી જતું હતું.

ત્રણેક કલાક સૂઈને એ લગભગ સાત વાગે ઊઠયો. એ ઊઠયો ત્યારે સહેજ ગભરાઈ ગયો. એ ભાગ્યે જ આટલો મોડો ઊઠતો હતો. એણે જોયું તો મનુભાઈ અને સુભદ્રાબેન કામ ઉપર ચાલ્યાં ગયાં હતાં.

## ૧૬

# મનની દશા

**ચંદ્રમોહન** સ્વસ્થ થયો ત્યારે એને લાગ્યું કે પોતે ગઈ રાત્રે ધરતીને છોડીને આકાશમાં ઊડી ગયો હતો. પોતાની તમામ લાગણીઓ ને કલ્પનાઓ નિર્મળ હતી, પરંતુ એણે તો બધી લાગણીઓ દીન-દુઃખિયાંને જ અર્પણ કરી હતી એમ એ માનતો હતો, એટલે ઘડીક વાર ખેદમાં ડૂબી ગયો. એને થયું કે 'મારે આવું કલ્પવું જ ન જોઈએ'. પછી એણે ગઈ કાલના વિચારો ને કલ્પનાઓના તાર મેળવવા માંડ્યા. એણે જોયું તો વિશાખા ને પ્રવીણાનું સ્મરણ પોતાના પ્રદેશના દલિતોના વિચારમાંથી જ જન્મ્યું હતું, ખરેખર એમ જ હતું કે મનની લાગણીનો એ એક વેશ હતો, તે જોવા માટે એ ઊંડો ન ઊતર્યો. પરંતુ પોતે જે કલ્પનામાં ચડી ગયો તે માટે તો એને શરમ જ આવવા લાગી.

'પણ કામનું શું?' ચંદ્રમોહનનું મન ફરી ચકાવો લેવા લાગ્યું. એને થયું કે 'મારે કલ્પનાઓ ને સ્મરણો તજવાં પણ જોઈએ. એ બહેનો અહીં આવે...અને આવે જ, એનું મન બોલી ઊઠ્યું. 'તો સારું જ છે ના! સુભદ્રાબેનને સાથ મળશે. એ બહેનોની જીવનશક્તિ વેડફાઈ રહી છે તેનો મારા દેશને લાભ મળશે. અને એ કેટલી તેજસ્વી છે!' કલ્પના ફરીને ચંદ્રમોહનના મન ઉપર ચડી બેઠી. પોતે શું વિચારતો હતો એ ક્ષણભર ભૂલીને ગઈ કાલનું જાગૃતસ્વપ્ન જોવા લાગ્યો.

અને બરાબર ત્યારે જ બારણામાં કોઈનાં મોટાં પગરખાં ખખડયાં. ચંદ્રમોહને ભય પામીને ઊંચું જોયું તો દેખાવે સાદો, હસતો, પણ મનનો ભયંકર આદમી પેલો લખમીચંદ શેઠ એણે જોયો. ચંદ્રમોહને ઊભા થઈ મોં ઉપર સ્મિત લાવી શેઠને આવકાર આપ્યો. એક પળમાં ચંદ્રમોહનના મનમાં શુભાશુભ કલ્પનાઓ જન્મવા લાગી.

'મુંબઈથી આવીને તો મળ્યા જ નહિ.' લખમીચંદ શેઠ નીચે બેસતાં બોલ્યા.

'હા, કામ ઘણું ચડી ગયેલું એટલે રોકાઈ ગયો, અને મળવા જેવો પ્રસંગે ય શો હોય!'

'પણ મળ્યા હોત તો તમારી પાસેથી જ સાચી વાત સાંભળત ને?'

'શાની વાત?' ચંદ્રમોહન ચમકીને બોલ્યો.

'બીજું તો શું હોય! પણ મુંબઈમાં તમે લગન કરવા ગયા હતા એમ સાંભળ્યું.'

'કોણે કહ્યું?' ચંદ્રમોહન હસવાનો પ્રયત્ન કરતો બોલ્યો.

'બીજું કોણ કે'? અહીં તો ઊડતી વાત સાંભળીએ.'

'હં' ચંદ્રમોહને વાતને ટૂંકાવી.

'હમણાં તો રહેવાના છો ને?' લખમીચંદ શેઠે વાતનું રૂપ જાળવી રીતને બદલાવી.

'હા.'

'મેં સાંભળ્યું છે કે પાછા મુંબઈ જાઓ છો.'

'સાંભળ્યું હશે!' ચંદ્રમોહન સહેજ રોષમાં બોલ્યો.

'તમારે ન કહેવું હોય તો ન કહેશો. હું તો એટલા માટે પૂછું છું કે સાચી વાતની ખબર પડે ને લોકવાયકાથી દોરવાઈએ નહિ.'

'શાની લોકવાયકા?' ચંદ્રમોહનનો અવાજ કડક થયો.

'બીજી શેની? આ...મેં કહ્યું ને કે તમે લગન માટે...'

'પણ એમાં લોકોને શું?'

'લોકોને? ઘણાં તો તમને સાધુ પુરુષ સમજે છે ને?'

ચંદ્રમોહન કંટાળ્યો. કોઈ પણ રીતે વાતને કાપવા માટે એ બોલ્યો:

'સારું, બીજું કાંઈ કામ છે?'

'ના. ના, બીજું શું હોય?' ઠંડા પેટે લખમીચંદ શેઠ બોલ્યા.

'તો મારે બહાર જવું છે.' ચંદ્રમોહન ઊભો થતાં બોલ્યો.

'ભલે.' લખમીચંદ શેઠ કરડાકીમાં બોલ્યા ને ઊભા થયા. જતાં જતાં એમનાથી ન રહેવાયું હોય એમ બોલ્યા:

'મુંબઈ જાવ ત્યારે જણાવજો એટલે હું સૂર્યકાન્તને ખબર આપું. તમને મળવા આવે ને?'

ચંદ્રમોહન કંઈ ન બોલ્યો. એની આંખમાં લોહી આવ્યું પણ એણે મન ઉપર કાબૂ રાખ્યો. લખમીચંદ શેઠ દેખાતા બંધ થયા ત્યાં સુધી એ રોષભરી આંખે બારણામાં જ ઊભો રહ્યો. પાછો ફર્યો ત્યારે એનો રોષ હેઠો બેઠો. પરંતુ તે સાથે જ ગઈ કાલના ઉજાગરાનો કે અત્યારની વાતોનો એને થાક જણાવા લાગ્યો. સૂર્યકાન્તને એ ભૂલી ગયો હતો. મુંબઈનાં મીઠાં સ્મરણોની વચ્ચે સૂર્યકાન્તનું એક પણ દશ્ય એણે જોયું નહોતું. અત્યારે એ જ એને દેખાવા લાગ્યું. સૂર્યકાન્ત બેત્રણ વખત મળવા માટે આવ્યો હતો. એની આંખમાં વેરનું ખંધું હાસ્ય હતું. એની વાણી મીઠી પણ કાતિલ હતી. અત્યારે ચંદ્રમોહનને લાગ્યું કે મુંબઈમાં એ એની પાછળ જ ભમતો હશે. અને એમ લાગતાં જ ચંદ્રમોહનનાં ગાત્રો ઢીલાં થવા લાગ્યાં.

પોતે વિશાખાની સાથે વરસતા વરસાદે ગાડીમાં આવ્યો હતો ત્યાંથી માંડીને મુંબઈ છોડયું ત્યાં સુધીનું બધું જ સૂર્યકાન્તે જોયું હોય એમ એને લાગવા માંડયું. કશું અનિષ્ટ બન્યું નહોતું છતાં પોતે ધ્રૂજ્યો હતો, ગભરાયો હતો, મૂંઝાયો હતો, ભાન ભૂલીને સડક ઉપર ઊભો રહી ગયો હતો—એ બધું શરમજનક લાગવા માંડયું. ગઈ રાતનાં સ્મરણો જેટલાં મધુર લાગ્યાં હતાં તેટલાં જ આજનાં સ્મરણો કડવાં લાગવા માંડયાં. પાંચેક મિનિટમાં તો એનું શરીર જાણે થાકથી કળવા લાગ્યું અને મૂંઝવણ ઊભી થવા લાગી.

લગભગ અગિયાર વાગ્યાનો સમય થયો. ચંદ્રમોહન બહાર જઈ શક્યો નહિ, એ વિચારો છોડી શક્યો નહિ, મનની ગભરામણ ઉકેલી શક્યો નહિ. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ એ વધુ ઢીલો પડતો ગયો. પોતે કોણ છે, કયાં છે, તે ભૂલી જઈને એક સામાન્ય માણસની પેઠે લાગણીઓમાં ઝોલાં ખાવા લાગ્યો. એ વખતે કોઈ છાની રીતે આવીને એના મુખભાવ અવલોકે તો ચંદ્રમોહન વિષેની એની કલ્પના જ બદલાઈ જાય, એવી એના મનની અને મુખની સ્થિતિ થઈ ગઈ હતી.

પાએક કલાક પછી દીવાલ ઉપર ટિંગાડેલા ઘડિયાળના ડબ્બા ઉપર એની નજર પડી, એ સહેજ ચમક્યો ને ઊઠયો, સુભદ્રાબેન અને મનુભાઈનો આવવાનો સમય થઈ ગયો હતો, ચંદ્રમોહન હજી નાહ્યો પણ નહોતો. એણે ઝટપટ નાહી લીધું. નહાવાથી થોડી સ્ફુર્તિ પણ આવી, પરંતુ એ વિચારો તો હતા તેવા જ ઉગ્ર રૂપમાં કાયમ રહ્યા. એક ઝબકારો મગજમાં આવી ગયો. 'મારાં સાથીઓને – મનુભાઈ–સુભદ્રાબેનને–મારે આ બધી વાતો ન જણાવવી જોઈએ? એમનાથી ગુપ્ત રાખવામાં પાપ નથી?' જવાબ તો તુરત ન મળ્યો, પરંતુ પોતે કંઈક છાનું રાખી રહ્યો છે તેનો ભાર જણાવા લાગ્યો.

એ વિચારો આગળ વધતા હતા અને તે સાથે જ મુંબાઈના પ્રસંગો ફરીફરીને આંખ સામે આવી જતા હતા. ગઈ કાલનું માધુર્ય અને થોડીક વાર પહેલાંની કટુતા એકમેકમાં ભળી ગયાં હોય એમ એક સાથે જ સુખદુ:ખની લાગણીઓ મનમાં ઊઠવા લાગી. લાંબું વિચાર્યું નહોતું છતાં 'આ સ્વજનોને કહેવું જ જોઈએ' એવું મનમાં થવા લાગ્યું. એ જ વખતે બારણામાં સુભદ્રાબેન દેખાયાં. રસ્તા ઉપર નજર ગઈ ત્યાં મનુભાઈ પણ આવતા જણાયા. પ્રગટ થવા માગતી વાતો મનમાં દબાઈ જવા લાગી. છાનો ભય વ્યાપી જતો હોય એમ ચંદ્રમોહને એ વાતો ને વિચારો જાણે છુપાવવાનો યત્ન કર્યો. એ બેઠો હતો ત્યાંથી હસતો હસતો ઊઠ્યો ને સામે આવ્યો.

પછી ત્રણે ય મિત્રો સાથે જમવા બેઠાં. ચાલુ વાતોમાં ચંદ્રમોહન રસ બતાવતો હતો, પરંતુ ઘડીઘડીમાં એનાથી ગંભીર થઈ જવાતું હતું. મનુભાઈ અને સુભદ્રાબેન એના મનની સ્થિતિ જાણી શક્યાં નહિ. પરંતુ ચંદ્રમોહન કંઈક અસ્વસ્થ છે એમ તો એ બંનેને લાગ્યું જ. જમીને ઊઠ્યા પછી પરસાળમાં આવીને બેઠાં ત્યારે મનુભાઈએ પૂછ્યું:

'આજે કંઈ તબિયત સારી નથી?'

'સારું છે.' ચંદ્રમોહન બોલ્યો ને હસ્યો.

'સવારે મોડા ઊઠ્યા ને અત્યારે પણ અસ્વસ્થ જણાયા એટલે મને થયું...'

'રાત્રે મોડો સૂતેલો.' ચંદ્રમોહને વાતને ટૂંકાવી. મનુભાઈ આગળ ન બોલ્યા. થોડી વાર રહીને સુભદ્રાબેને વાત શરૂ કરી:

'લખમીચંદ શેઠ અહીં આવેલા?'

'હા. કેમ?' ચંદ્રમોહનથી જરા ચમકી જવાયું.

'મેં એમને આ તરફ આવતાં જોયેલા.' સુભદ્રાબેન બોલ્યાં.

એમણે ને મનુભાઈએ ધાર્યું કે ચંદ્રમોહન એ વિષે કંઈક કહેશે, પરંતુ ચંદ્રમોહન કંઈ ન બોલ્યો એટલે એમણે માન્યું કે એમાં કશો સાર નહિ હોય. ચંદ્રમોહન તો ગંભીર બની ગયો હતો. દબાવી દીધેલો વિચાર 'મુંબઈની વાતો કહેવી જોઈએ' તે ફરીને મનની સપાટી ઉપર આવી ગયો. મુખ ઉપરના ભાવો છાના ન રાખી શકાયા. એ વિચારતો હતો ત્યાં ટપાલ આવી. ચંદ્રમોહનને રોજની સ્વાભાવિકતાથી કાગળોની થોકડી, છાપાંઓ વગેરે લીધાં. એક પછી એક કાગળ એ વાંચવા લાગ્યો. અજાણ્યા અક્ષરનું એક કવર આવતાં એ ચોંકયો. સરનામાની સામી બાજુએ મોકલનારનું નામ–ઠેકાણું લખેલું હતું. ચંદ્રમોહન પ્રયત્ન છતાં ગભરામણ ઢાંકી શકયો નહિ. એ કવર એમ ને એમ એક બાજુ મૂકી દઈ એણે ઝડપથી બીજી ટપાલ ઉપર નજર ફેરવવા માંડી. મનુભાઈ અને સુભદ્રાબેન આશ્ચર્યથી જોઈ રહ્યાં અને પછી કંઈક સમજી જઈ ટપાલ કે છાપાં જોયા વિના ત્યાંથી ઊઠયાં. ચંદ્રમોહન એ બંનેને ઊઠતાં જોઈ રહ્યો. તેઓ શા માટે ઊઠયાં તે સમજ્યો પણ ખરો, પરંતુ કશું બોલી શકયો નહિ. એકલો પડતાં બાકીની ટપાલ એક બાજુ મૂકી પેલું કવર હાથમાં લીધું. ફરીને મોકલનારનું નામ વાંચ્યું. મોતીના દાણા જેવા અક્ષરે વિશાખાનું નામ–ઠેકાણું લખેલું હતું.

●

# વિચારનાં વાદળ

**મ**નુભાઈ અને સુભદ્રાબેન ત્યાંથી ભારે મન લઈને ઊઠયાં અને બહાર નીકળતાં જ એમની વચ્ચે વાત શરૂ થઈ.

'ચંદ્રભાઈના જીવનમાં કંઈક ઘૂંટાયા જ કરતું લાગે છે. તેઓ આપણને કહી શકતા નથી.' સુભદ્રાબેન દુ:ખ પામ્યાં હોય એમ બોલ્યાં.

'મને પણ એમ લાગે છે. મેં માનેલું કે મુંબઈ જઈ આવીને તેઓ સ્વસ્થ થઈ શકશે, પણ એવું થયું લાગતું નથી. કામમાં મશગૂલ દેખાય છે ને નવીનવી યોજનાઓ પણ ઘડે છે, પરંતુ એમના ચિત્તની વ્યગ્રતા કોઈ કોઈ ક્ષણે ખુલ્લી પડી જાય છે.'

'લખમીચંદ શેઠની વાત તેઓ જાણે કહી શકયા જ નહિ અને પેલો પત્ર જોઈ કંઈક ગભરાઈ ગયેલા જણાયા.'

ન સાંભળ્યું હોય એમ મનુભાઈએ જવાબ આપ્યો: 'મને થાય છે કે એમને મુંબઈના સમાચાર પૂછી લઉં. મેં આશા રાખેલી કે તેઓ કહેશે, પરંતુ કશું જ ન બન્યું હોય અથવા કંઈક ગંભીર બની ગયું હોય એમ તેઓએ મૌન જ પસંદ કર્યું છે.'

એ પછી બંને વચ્ચે લખમીચંદ શેઠ વિષે વાતો થઈ. ચંદ્રમોહન આવ્યા પછી લખમીચંદ શેઠે ધીમેધીમે કેટલીક નવી વાતોને વહેતી મૂકી હતી તે હવે મનુભાઈના કાન સુધી આવવા લાગી હતી. ચંદ્રમોહન તો એ વિષે કશું જાણતો જ નહોતો. સવારમાં લખમીચંદ

શેઠની મુલાકાત થઈ તેથી એ અકળાયો હતો અને એમની વાતોથી સચિંત બન્યો હતો, પરંતુ લોકોની વચ્ચે કેવી વાતો પ્રચાર પામી રહી છે તેની એને ગંધ પણ નહોતી. મનુભાઈને આજ સવારે જ એક વેપારી અવનવી વાતો કરી ગયો હતો. એ વખતે એ વાતોને મનુભાઈએ હસી કાઢી હતી, પરંતુ જમી રહ્યા પછી જે બન્યું તેથી એમના મનમાં ચિંતા થવા લાગી. સુભદ્રાબેન અને એ તો થોડી વારમાં જ છૂટાં પડચાં. પણ મનુભાઈના મનમાંથી એ વાતો ખસી નહિ. એમણે મન સાથે નક્કી કર્યું કે જો રાત્રે ચંદ્રમોહન એ વિષે વાત ન ઉચ્ચારે તો પોતે ઉચ્ચારવી અને એ વાતનો મર્મ સમજવો.

ચંદ્રમોહન મનુભાઈના આ વિચાર વિષે કશું જાણતો નહોતો. પરંતુ એ બંને બહાર ગયા પછી કાગળ ઊઘડતાં સુધીમાં એના મનમાં જાણે ખાતરી થઈ ગઈ હતી કે હવે વાતો કહેવી જ પડશે–કહેવી જ જોઈએ. વિશાખાના કાગળમાં શું હશે તે વિષે એ કંઈ નવીન કલ્પી શકયો નહોતો. એને એમ લાગતું હતું કે પ્રવીણાની દુઃખી સ્થિતિનું વર્ણન હશે. પરંતુ કાગળ વાંચતાં જ એ ઊંડા વિચારમાં પડી ગયો. ટૂંકા કાગળમાં લખ્યું હતું- '...પ્રવીણા માટે ફરીને સૂચન મૂકવા આ કાગળ નથી લખતી. તમે કોઈને જણાવ્યા વિના ચાલ્યા ગયા એ વિષે આશ્ચર્ય વ્યક્ત કરવા અને પ્રવીણાની આજે શી સ્થિતિ છે તે જાણવા માટે જ પત્ર લખું છું...પ્રવીણા તમારે માર્ગે છે. એ હૃદયથી તમને, તમારા કાર્યને, તમારા જીવનરસને પરણી ચૂકી છે. એણે નિશ્ચય કર્યો છે કે તમે ન મળો તો તમારો જીવનરસ તો મેળવવો જ. ઉપેન્દ્રભાઈએ રજા ન આપી, સલાહ પણ ન આપી એટલે એ તમારા જેવા ગામડામાં તો નથી જઈ શકી, પરંતુ અહીં રહીરહી તમારા જીવનરસનું ચિંતવન કરે છે. ગાંધીજીનો રેંટિયો અને તમારું સ્મરણ એનો આધાર બન્યાં છે. થોડા દિવસમાં હરિજનોમાં કંઈક કામ કરવા જવાનું વિચારી રહી છે. કૉલેજ તો એણે તમે ગયા તેને આગલે દિવસે જ છોડી દીધી છે.

'તમને થશે કે શા માટે આ કાગળ હું તમને લખું છું. જવાબ આટલો જ છે: પ્રવીણાની સ્થિતિ તમને સતત જણાવ્યા કરવી અને જો શકય હોય તો તમારી સ્થિતિ પણ મારે જાણવી, એમ મેં નક્કી કર્યું છે. તમે કાર્યશીલ જુવાન છો એટલે પ્રવીણાની કોઈ પણ સ્થિતિ તમારા કાર્યને મંદ નહિ બનાવે એવી હું આશા રાખું છું. પ્રવીણાનું હૃદય હજી આળું છે એટલે તમારા સમાચારો, જો તમે લખશો તો, તેમાંથી જણાવવા જેવા હશે તે હું તેને જણાવીશ.

'મારે વિષે તો કંઈ લખવાનું છે જ નહિ. એટલું લખું કે પ્રવીણાની પાસે જ રહું છું ને શક્તિ હશે ત્યાંસુધી રહેવાનો નિશ્ચય છે...

'તમારું કામ સુંદર રીતે ચાલતું હશે. પત્ર લખજો...'

ચંદ્રમોહન કાગળ વાંચી વિચારમાં ને વિચારમાં ફાડવા જતો હતો, પણ અટકી ગયો. મનુભાઈ અને સુભદ્રાબેન કેવી રીતે ઊડચાં હતાં તેનું સ્મરણ તાજું હતું. તેઓ આ કાગળનો શો અર્થ કરશે તે કલ્પી શકાતું નહોતું, પરંતુ મનમાં એમ તો લાગતું જ હતું કે એક સ્વજન તરીકે મારે એમની પાસે કોઈ જાતનો પડદો રાખવો જ ન જોઈએ.

'પણ એમને કઈ વાત કહેવી? પ્રવીણાની?...એમાં શો વાંધો હતો? ત્યારે?...વિશાખા...અને સૂર્યકાન્ત મળ્યો હતો તે?' ચંદ્રમોહનનું ઊઘડવા જતું હૃદય સંકોચાવા લાગ્યું; 'નાસીને આવ્યો એ તો કેમ કહેવાય?' મન નબળું બનીને બોલી ઊઠયું. 'પણ... પણ...' તુરત જ દલીલ શરૂ થઈ 'જે વાતમાં કંઈ માલ નથી, કશું ઇષ્ટ કે અનિષ્ટ નથી તે કહું કે ન કહું તે સરખું જ છે, કહેવાથી ગેરસમજ થાય એવું હોય તો ન કહેવું એ જ સારું નહિ?' અને જાણે નક્કી થવા લાગ્યું કે આ કાગળ અને એની આસપાસની જ વાત કરવી.

'પણ આ કાગળમાં પ્રવીણાની સ્થિતિ વર્ણવી છે...' એ મનમાં બોલ્યો ને દુઃખ પામવા લાગ્યો, પ્રેમ અને વિરહની વાતો એણે સાંભળી–વાંચી હતી તે સાચી લાગવા માંડી. 'પણ થઈ શું શકે?' એનું સેવકહૃદય બોલતું હતું: 'એમણે આ સ્થિતિમાંથી નીકળી જવું જોઈએ. મારી પાછળ દુઃખી થવાથી એ બધું ખોઈ બેસશે.' ચંદ્રમોહનને લાગ્યું કે 'પ્રવીણા ખોટે માર્ગે ચાલી રહી છે. આ રીતે પ્રેમ થાય જ નહિ–કરાય જ નહિ.' થોડી વાર વિચારતાં પ્રવીણાને સમજાવીને એક કાગળ લખવો એમ એના મનમાં નક્કી થવા લાગ્યું. એને થયું કે પોતાના મનનો ભાર હળવો થયો છે. બે વાત નક્કી થઈ ગઈ. મનુભાઈને આ કાગળ વંચાવવો અને એની આસપાસની સ્થિતિ જણાવવી. પ્રવીણાને સમજાવીને એક પત્ર લખવો. એને ખ્યાલ આપવો કે જિંદગીમાં બીજું ઘણું મહાન, મંગલ અને રસમય છે; પણ વિશાખા? નવો પ્રશ્ન ઝબૂક્યો. પ્રવીણા માટે એ જે સહન કરી રહી હતી તે માટે માન ઊપજ્યું. 'એણે પણ કોલેજ છોડી દીધી હશે? એ પણ પ્રવીણાની પેઠે જ ગામડામાં જવાનું વિચારતી હશે?' મનમાં પ્રશ્નો ઊઠવા લાગ્યા. વિચારમાં થોડાંક ડગલાં ભર્યાં ત્યાં એમ થયું કે 'એ બંને અહીં જ આવી જાય તો શું ખોટું છે? પ્રવીણાના હૃદયને શાંતિ થશે. વિશાખાને પણ સારું લાગશે...અને સુભદ્રાબેન તો રાજી થશે જ.' ચંદ્રમોહનને લાગ્યું કે એ બંનેને અહીં બોલાવવાં એ જ ઉત્તમ માર્ગ છે. એથી બધું જ શિવ અને સુન્દર થશે.

ચંદ્રમોહન ફરીને કલ્પનામાં રમમાણ થવા લાગ્યો. વિશાખા ને પ્રવીણા પોતાની પડખે જ એને દેખાવા લાગ્યાં. 'સાંજે મનુભાઈને કાગળ વંચાવું, વાત કરું, સુભદ્રાબેનને પૂછું ને પછી બોલાવું.' એમ જાણે નક્કી થવા લાગ્યું. આંખ આગળ ઊભું થયેલું ધુમ્મસ જાણે વીખરાઈ ગયું. ચારે બાજુ એણે પ્રકાશ જોયો, ચંદ્રમોહનનું હૃદય

આનંદથી પુલકિત થવા લાગ્યું, એને લાગ્યું કે એ પછી પોતાની અસ્વસ્થતા દૂર થઈ જશે.

પરંતુ એ યોજનામાં લગીર આગળ વધે ત્યાં સૂર્યકાન્ત અને લખમીચંદ શેઠનો ઓછાયો પડવા લાગ્યો. સફેદ દૂધ જેવો પ્રકાશ હતો ત્યાં ધાબાં જણાવા લાગ્યાં. સહેજ આગળ નજર કરતાં વૃદ્ધ ગોપાળભાઈનો ચહેરો દેખાયો. પોતે વિશાખાના ઘર સામે ઊભો રહી ગયો હતો તે અને બીજું બધું યાદ આવવા લાગ્યું, મનની રચેલી સૃષ્ટિ એક ક્ષણમાં અલોપ થઈ ગઈ. વિચારનો આરંભ કરતાં પહેલાં જ્યાં આછું ધુમ્મસ દેખાતું હતું ત્યાં કાળાં વાદળાં દેખાવા લાગ્યાં.



## ૧૯

# સૂતેલી લાગણીઓ

'તમારે ફરીને મુંબઈ જવું જોઈએ.'

ચંદ્રમોહનની ટૂંક વાત સાંભળી લીધા પછી સુભદ્રાબેને સ્ત્રીહૃદયનો ઉચ્ચાર કર્યો. મનુભાઈ એ સલાહમાં સંમત હોય એવું જણાયું. ચંદ્રમોહનની આંખો વિચારભારમાં નમેલી જ રહી ગઈ.

રાતના નવેક વાગે વાતો થતી હતી. થાકેલા ચંદ્રમોહને મનુભાઈ અને સુભદ્રાબેન પાસે પેલો કાગળ મૂકી દીધો હતો. કાગળ વાંચીને એ બંને વિચારમાં પડ્યાં હતાં. દરિયાવ દિલનાં એ મિત્રો હતાં. દુશ્મન વિષે પણ બૂરી કલ્પના ન કરે એટલાં એમનાં હૃદયો ઊંચા હતાં.

એટલે આ કાગળ વાંચીને એમણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ, એમના મનમાં યે માઠી લાગણી ઉદ્ભવી નહિ. એક સ્વજનનું હૃદય જાણવા માટે જેવી જિજ્ઞાસા થાય એવી મુલાયમ લાગણીથી ચંદ્રમોહનને સાંભળવાને તેઓ ઉત્સુક બન્યાં.

ચંદ્રમોહન બધી વાત ન કરી શક્યો. પ્રવીણાની માગણી કેમ આવી, પોતે શું વિચાર્યું, શો જવાબ આપ્યો, તે એણે કહ્યું. વિશાખાનું માત્ર નામ જ આવ્યું–જેમ ઉપેન્દ્રનું આવ્યું. એ પછી સૂર્યકાન્ત વિષે થોડું કહ્યું. વાત પૂરી થઈ. આ વાતની મનુભાઈના મન ઉપર શી અસર થઈ તે તુરત જાણી શકાયું નહિ, પણ પ્રવીણાની સ્થિતિથી સુભદ્રાબેન ગદ્ગદિત થઈ ગયાં. એમને થયું કે 'ચંદ્રમોહન વધુ કોમળતાથી અને વધુ સમભાવથી ના પાડી શક્યો હોત. પ્રવીણા ભલે એને પ્રાપ્ત ન કરી શકત, પણ એની મૈત્રીથી ગૌરવ તો લેત.' આ વિચાર આવતાં એણે ચંદ્રમોહનને મુંબઈ જવાની સલાહ આપી. મનુભાઈનું મન પણ લગભગ એ જ રીતે કામ કરતું હતું તે એમની સંમતિથી જ જાણી શકાયું. એમના મોં ઉપર સુભદ્રાબેનની લાગણીનું પ્રતિબિંબ નહોતું.

ચંદ્રમોહન જવાબમાં કશું બોલ્યો નહિ એટલે સુભદ્રાબેન ફરીને બોલ્યાં: 'તમે એમને શાંતિથી સમજાવી શકશો. જો તેઓ સમજે...'

ચંદ્રમોહને ઊંચું જોયું. એ બોલ્યો :

'એમની લાગણીને ઉપાડવાનું મારામાં સામર્થ્ય નથી. હું એમ કહી શકું કે કેવળ લગ્ન જ એમને શાંતિ આપી શકે.'

'કંઈક ભૂલ થાય છે ચંદ્રભાઈ!' મનુભાઈ બોલ્યા. 'આ કાગળ અને તમારી વાત ઉપરથી એમ લાગે છે કે એ બહેન સંસ્કારી અને દૃઢ મનવાળાં છે. તમે એમને અહીં આ કાર્યમાં ન ખેંચી શકો? મને લાગે છે કે એથી એમને શાંતિ મળશે.'

ચંદ્રમોહને આ વિચાર ક્યાં નહોતો કર્યો? પણ એ પ્રશ્ન

બીજા હજાર પ્રશ્નો જન્માવે એવો એને ભય હતો એટલે એ કશું બોલ્યો નહિ.

'જો પ્રવીણાબેન અહીં આવશે તો મને પણ ઠીક પડશે. અને એ આવે તો બીજાં, વિશાખાબેન છે તે પણ આવે ખરું ?' સુભદ્રાબેન બોલ્યાં.

'આવે.' ચંદ્રમોહન બોલ્યો.

'તો તો તમે જરૂર મુંબઈ જાવ. આ પણ મહત્ત્વનું જ કામ છે.' સુભદ્રાબેન ભાર દઈને બોલ્યાં. ચંદ્રમોહન મૂંગો રહ્યો. મનુભાઈ બોલ્યા વિના ચંદ્રમોહન સામે જોઈ જ રહ્યા હતા. થોડીક વાર મૌન વ્યાપી ગયું.

'હું મુંબઈ તો નહિ જાઉં.' વિચારમાંથી જાગતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો. 'ધીમે ધીમે બધું સરખું થઈ જશે. જે આપણે નથી કરી શકતા તે સમય કરી શકે છે.'

ચંદ્રમોહન એવી રીતે બોલ્યો કે મનુભાઈ અને સુભદ્રાબેન પોતાને નાનાં જણાયાં. બંનેએ મૂંગા રહી એની વાત જાણે સ્વીકારી લીધી. ચંદ્રમોહન એમના મૌનનું રહસ્ય સમજી ગયો, પણ એના મનની સ્થિતિ અત્યારે આ પ્રશ્નને વધુ વિચારી કે ચર્ચી શકે એવી હતી જ નહિ. થોડી વાર વિચારમગ્ન બેસી રહ્યા પછી બધાં ત્યાંથી ઊઠ્યાં અને પોતપોતાની પથારીમાં ગયાં.

ચંદ્રમોહન એકલો પડ્યો એટલે એનું થાકેલું મન ફરી પાછું ધીમે ધીમે વિચાર કરવા લાગ્યું. પોતાની મુંબઈની વાતો વિષે મનુભાઈ અને સુભદ્રાબેનને જે અસર થઈ તે એણે ધાર્યા કરતાં ઊલટી અને સુખદ હતી. સુભદ્રાબેન અને મનુભાઈએ મુંબઈ જવા માટે અને પ્રવીણા–વિશાખાને આ પ્રદેશમાં લાવવા માટે જે આગ્રહ કર્યો તેની એણે ના તો પાડી હતી, પરંતુ એ પ્રશ્ન મનના આસન

ઉપરથી હજી ખસ્યો નહોતો. અને સવારે આવેલો વિશાખાનો કાગળ પણ ઝભ્ભાના ગજવામાં પડ્યો હતો.

ચંદ્રમોહન આંખ મીંચીને સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એને થયું કે પોતે આજનો આખો દિવસ પોતાના કાર્ય પ્રત્યે બેદરકારી સેવી છે. પોતાના જેવા સેવક માટે એ સારૂં ન કહેવાય. આવા અંગત પ્રશ્નોમાં સમય – શક્તિ નહિ વેડફવાં જોઈએ એવા વિચાર સાથે ઊંઘવાની કોશિશ કરવા માંડી. પણ ઊંઘ એટલી ભોળી નહોતી કે એના નમાલા પ્રયત્નથી આવી જાય. એ આવતી હતી અને વિચારની એક લહેર અનુભવતાં જ પાછી ચાલી જતી હતી. ચંદ્રમોહન વિચારને એક બાજુ મૂકતો હતો અને ફરી પાછો એમાં ડૂબી જતો હતો. અર્ધી રાત સુધી પ્રયત્ન કરીને માંડ એ ઊંઘને પામી શક્યો.

બીજે દિવસે એ વહેલો ઊઠ્યો. એણે નિશ્ચય કર્યો હતો કે આજે તુરત જ કામ ઉપર ચડી જવું છે, પરંતુ સવારમાં જ એક આફત આવી પડી. સવારની પહેલી ટપાલમાં મુંબઈના પેલાં અજાણ્યાં મિત્રોનો કાગળ આવી પડ્યો. સુશીલા અને એના પતિએ આનંદપુર આવવાનો નિશ્ચય કરી લીધો હતો. ચંદ્રમોહન પાસે સંમતિ માગી હતી. ચંદ્રમોહન એ કાગળ હાથમાં ઝાલીને ઘડીક વાર તો સ્તબ્ધ બની ગયો. પોતાની આસપાસ કેવું વિચિત્ર બની રહ્યું છે એમ એને થવા લાગ્યું. થોડી વાર પછી એ કાગળ એણે મનુભાઈ અને સુભદ્રાબેનને વંચાવ્યો અને તેઓ મુંબઈમાં મળ્યા હતા એ વિશે બધી વાત કરી ને એમની ઓળખાણ આપી.

ગઈ કાલે આવેલો વિશાખાનો કાગળ જે ગજવામાં હતો તે જ ગજવામાં આ કાગળ પણ એણે મૂક્યો અને પછી રેંટિયો લઈ કાંતવા માટે બેઠો. કાંતવામાં એ પાવરધો હતો એટલે એનું મન અનેક પ્રદેશમાં મુસાફરી કરતું હતું છતાં સુતર તો એકધારૂં જ આવ્યા કરતું હતું. ચંદ્રમોહન માનતો હતો અને ઘણાંને કહેતો કે રેંટિયા

દ્વારા ગામડાંનાં દુ:ખી લોકો સાથે અનુસંધાન સાધી શકાય છે, પરંતુ એના મનનું અનુસંધાન અત્યારે ગામડાં સાથે નહિ, પણ મુંબઈ સાથે સધાઈ ગયું હતું.

'હું મુંબઈ તો નહિ જાઉં.' એમ એણે કહી દીધું હતું, પરંતુ એ વચનની પાછળ બળ હતું કે નહિ તેની જાણે એને ખબર જ નહોતી. એ વચન અને એ વખતની મનની સ્થિતિ ભૂલી જઈને અત્યારે એ મુંબઈ જવાના લાભો વિચારતો હતો. મુંબઈ જઈને એ પ્રવીણાને સમજાવી શકશે એમ એને લાગતું હતું અને જ્યારે સુશીલા અને એનો પતિ આવવા ઇચ્છે છે તો વિશાખા અને પ્રવીણા પણ આવે જ એમ એને થવા લાગ્યું. એ બધાંના આવવાથી એનું કામ કેટલું વિસ્તરશે ને કેટલું સુંદર થશે એની સુખદ કલ્પના એને આવતી જ હતી, પરંતુ એ કલ્પનાની આરપાર વિશાખાનું એક રાષ્ટ્રસેવિકાના રૂપમાં પરિવર્તન થશે તેનું સૌંદર્ય એને આકર્ષતું હતું. 'વિશાખા કેટલી નિર્મળ, કેટલી તેજસ્વી ને કેટલી બુદ્ધિશાળી છે!' એ વિચારતો હતો. પ્રવીણા સમજુ હતી, સંસ્કારી હતી. વિશાખા કરતાં પોતાના દેશને વધુ ઓળખતી હતી છતાં એ વિશાખા પાસે ઝાંખી જણાતી હતી.

કાંતવાનું પૂરું થયું ત્યાં સુધી અને તે પછી સાંજ સુધીમાં જે જે કર્યું તે બધાની વચ્ચે મુંબઈ જવાનો વિચાર દૃઢ થતો જ ગયો. એ વિચારને મનના આસન ઉપરથી ઉથલાવી પાડવા માટે સૂર્યકાન્ત આવ્યો, પણ ચંદ્રમોહને એને સંભળાવી દીધું 'કે એવી વાતોથી હું ડરીશ નહિ. મને સાચું લાગશે તે હું અવશ્ય કરીશ.' લખમીચંદ શેઠને પણ એણે કહ્યું: 'અમારું વર્તન અમારી સચ્ચાઈની આખરે સાબિતી હશે.' ગોપાળભાઈ પાસે પણ જાણે એ બોલી આવ્યો: 'તમે નકામા શંકાશીલ બનતા નહિ, અમે સૌ તમારા ને અમારા દેશને ખાતર જ એકઠા થઈએ છીએ.' આટલા માણસોને વિદાય

આપી ત્યાં પિતા – વૃદ્ધ અને અશક્ત, ધ્રૂજતા હોઠ અને ભીની પાંપણે આંખ સામે તરી આવ્યા. મુંબઈ જવાની લાગણી એટલી પ્રબળ હતી કે પિતા અત્યારે મનઃચક્ષુ પાસેથી ખસી જાય એવી ઈચ્છા જોર કરવા લાગી. થોડી વાર પછી ઉત્સુક મને રસ્તો સુઝાડ્યોઃ 'પિતાને મળું જ નહિ તો ?'

અને મુંબઈ જવાનો વિચાર દૃઢ અને સ્થિર બન્યો.

●

૧૯

# ટૂંકા જવાબો

મુંબઈ જવાનો વિચાર દૃઢ થઈ ગયો હતો છતાં એક વખત ગામડાંઓ ફરી આવ્યા પછી જ એ વિષે છેલ્લો નિર્ણય કરવો એમ ચંદ્રમોહને પોતાના મન સાથે નક્કી કર્યું. રાત્રે મનુભાઈ અને સુભદ્રાબેન સાથે એ વિષે વાતો થઈ ત્યારે એણે જણાવ્યું કે 'વધુ વિચાર કરતાં મને મુંબઈ જઈ આવવાનું ઠીક લાગે છે' એ બંનેને તો આ વિચાર પસંદ જ હતો એટલે એ વિષે ખાસ ચર્ચા ન થઈ. મનુભાઈને આ પ્રદેશમાં, આ પ્રવૃત્તિમાં માણસો વધે એથી થોડી ચિંતા થઈ જ આવતી હતી, પરંતુ આ પ્રશ્નમાં સુભદ્રાબેન એની સાથે હતાં અને ચંદ્રમોહન કરતાં યે વિશેષ આગ્રહી હતાં એટલે એની ચિંતા ઓછી થતી હતી. નવી બહેનો આ કામમાં ઉમેરાશે તેનો લખમીચંદ શેઠ અને સૂર્યકાન્ત દુરુપયોગ કરશે જ એ વિષે એના મનમાં ખાતરી હતી પરંતુ સુભદ્રાબેનની કાર્યરચના એ બહેનોને અને સૌને લોકનિંદાથી સુરક્ષિત રાખશે એવી શ્રદ્ધા પણ એના દિલમાં ઉછાતી હતી.

ચંદ્રમોહન બીજે દિવસે કાર્યાલયનું કામ પૂરું કરીને ગામડાંઓમાં ઊપડી ગયો હતો. એના ગયા પછી સુભદ્રાબેન અને મનુભાઈ નવાં કામની રચના વિચારતાં હતાં. એ ત્રણેય જ્યારે કૃષ્ણનગર ગયાં ત્યારે ચારેક જુવાનો ગ્રામસેવા માટે તૈયાર થયા હતા તેમને પણ બોલાવી લેવા એવી સૂચના સુભદ્રાબેને કરી તે વધુ વિચારને અંતે મનુભાઈને સાચી લાગી. એમણે ગણતરી કરી જોઈ તો એમને જણાયું કે જેટલાં સેવકોને ધાર્યાં છે તેટલાં બધાં જ આવી જાય તો કામ તો વિશેષ થાય જ, પણ કાર્યપ્રદેશ પણ ઠીક પ્રમાણમાં વિસ્તારી શકાય. કામની વાતો કરતાંકરતાં એ બંને પ્રવીણાના પ્રશ્ન ઉપર પણ વિચારવા લાગ્યાં. સુભદ્રાબેને તો મનુભાઈના આશ્ચર્ય વચ્ચે કહી નાખ્યું કે 'મારો અભિપ્રાય તો એ છે કે ચંદ્રભાઈએ એમની સાથે લગ્ન કરી લેવાં જોઈએ' મનુભાઈને આ અભિપ્રાય સાચો ન લાગ્યો પણ ચંદ્રમોહન વિષે ચર્ચા કરવાનું એને ઠીક જ ન લાગ્યું એટલે એ મૂંગા રહ્યા.

મનુભાઈને એક બીજો પ્રશ્ન એ જ વખતે મનમાં ઉદ્‌ભવ્યો. આ નવી ભરતીની અસર ગોપાળભાઈના મન ઉપર કેવી થશે તેની એમને ચિંતા થવા લાગી. સુભદ્રાબેને કહ્યું કે 'એ તરફ ખરું જોતાં આપણે જોવું જ ન જોઈએ. એમની અને આપણી જીવન વિષેની કલ્પના જ જુદી છે.' મનુભાઈ એ બધું જ સમજતા હતા, પરંતુ ગોપાળભાઈ શું ધારે છે—શું ધારશે તેની એમના હૃદયને મોટી કિંમત હતી. ગોપાળભાઈ જે માર્ગે જતા હતા તે માર્ગ એમને પસંદ નહોતો. એમાં માનવજીવનનું અંતિમ કલ્યાણ છે એવો એમને વિશ્વાસ નહોતો, છતાં ગોપાળભાઈની ભક્તિ, તપ, નિર્વૈરતા વગેરે એમને આકર્ષતાં હતાં અને એ તરફ માનબુદ્ધિ ઉત્પન્ન કરાવતાં હતાં. ગોપાળભાઈના અભિપ્રાયને એ સત્ય માને એવી જીવંત શ્રદ્ધા એના દિલમાં નહોતી, પરંતુ એના અભિપ્રાયને બહુમૂલ્ય સમજી પોતાના પ્રશ્નને ફરી વિચારે એવો આદરભાવ તો એના દિલમાં હતો જ.

સુભદ્રાબેનની પેઠે એ એમ માની શકતા નહોતા કે 'ગોપાળભાઈના અભિપ્રાય તરફ જોવું જ ન જોઈએ.'

પરંતુ એમણે પોતાની ચિંતાને ફરીથી તો વ્યક્ત ન કરી. જ્યાં સુભદ્રાબેન અને ચંદ્રમોહન એક મત થતાં હોય ત્યાં પોતાનો આગ્રહ તજી દેવાની જ હમણાં એમને ટેવ પડતી જતી હતી. એ બંનેને પોતે પોતાથી મોટાં સમજતાં હતાં. બંને પ્રત્યે પ્રેમ અને આદરની ભાવના હતી. ચંદ્રમોહનની શક્તિ ઉપર એ મુગ્ધ હતો. એની પ્રચંડ પ્રવૃત્તિથી કોઈ વખત ભય પામતો હતો પરંતુ તે ભય સ્થિર અને ગંભીર સુભદ્રાબેનની સંમતિ પામતાં જ દૂર થઈ જતો હતો.

ચંદ્રમોહન પોતાના પ્યારા વતનમાં ઘૂમતો ઘૂમતો ગ્રામસેવકો પાસે નવી ભરતીની વાતો કરતો હતો. સૌને એની વાતો પ્રેરણાદાયી લાગતી હતી. આ પ્રદેશનું કાર્ય ગુજરાતમાં મોખરે તો આવી જ ગયું હતું, પરંતુ આ નવી ભરતીથી એક કાર્ય વધુ મજબૂત અને વધુ સુગ્રંથિત થશે એવી આશામાં સૌ રાચતા હતા. દરેક ગામમાં ચંદ્રમોહનને લાગતું હતું કે સ્ત્રીકાર્યકરની તો ખોટ છે જ. આ ખોટ અગાઉ પણ દેખાતી જ હતી. પરંતુ આ પ્રવાસમાં એ દૃષ્ટિએ જ બધું જોવાતું હતું એટલે એને ખાતરી થતી હતી કે ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે, પણ સ્ત્રીકાર્યકરની ખોટ સંપૂર્ણ રીતે તો પૂરી પાડી શકાય જ નહિ.

વિશાખા કે સુશીલાના પતિના કાગળનો જવાબ હજી એણે આપ્યો નહોતો. બંને કાગળો એની થેલીમાં જ પડ્યા હતા. પોતાના પ્રદેશના એક છેલ્લામાં છેલ્લા ગામડામાં એ પહોંચ્યો ત્યારે એમને તુરત જ જવાબ લખી નાખવાની ઇચ્છા એને થવા લાગી. એ ગામ ગરીબમાં ગરીબ હતું. એ ગામની આસપાસની જમીન ખારી હતી. ત્યાં કશું પાકી શકતું નહોતું. આજુબાજુનો પ્રદેશ ગામના ઝૂંપડાં જેટલો જ ઉજ્જડ હતો. લોકો કંગાળ અને દુઃખી હતાં. ચંદ્રમોહન

અહીં સુધી જ્યારે આવતો ત્યારે પૂર્ણ સ્વરાજની એની ભાવના અતિશય ઉગ્ર રૂપ લેતી અને કોઈક વખત તો એની આંખો આ દુઃખ જોઈને રોષથી સળગતી અને છેવટે આંસુ સારતી.

આજે એ ગામને પાદર સાંજને વખતે એ ફરવા નીકળ્યો. અજવાળું હતું એટલે થોડેક દૂર જઈને ક્યાંક બેસી પેલા કાગળોના જવાબ લખવા ઇચ્છતો હતો. સાંજ પડી હતી એટલે મધ્યાહ્નની પેઠે આજુબાજુનો પ્રદેશ ખાવા ધાતો નહોતો. ઠંડી હવાથી વાતાવરણ કંઈક સારું લાગતું હતું. ચંદ્રમોહન દૂર સુધી જઈને એક સૂકી તળાવડીની પાળ ઉપર બેઠો ને થેલીમાંથી કાગળ પેન્સિલ કાઢી જવાબ લખવા તત્પર થયો.

જવાબો એણે વિચારી જ રાખ્યા હતા. પોતાના પ્રદેશની સ્થિતિ, કામની નવી યોજના, સેવકોના માર્ગમાં નડતી મુશ્કેલીઓ વગેરે સુશીલાના પતિને લખતું હતું અને પ્રવીણાના પ્રશ્ન ઉપર વિશાખાને જણાવવું હતું કે તમે બંને અહીં આવી આ કાર્યને જ તમારું જીવન અર્પણ કરીને શાંતિ પામો તથા દુઃખી લોકોને શાંતિ આપો. પોતે મુંબઈ આવે છે તે તો જણાવવું હતું જ.

પહેલો કાગળ એણે વિશાખાનો લીધો. વાંચ્યો. દૂર સુધી નજર ફેંકી પોતે વિચારેલો જવાબ મનમાં તાજો કર્યો, પણ એ લખવાની ઇચ્છા જ ન થઈ. વિશાખા સાથે આ પહેલો જ પત્રવ્યવહાર હતો. કોઈથી સંકોચ ન પામનાર ચંદ્રમોહનના હૃદય ઉપર જાણે શરમ ચડી બેઠી. શું લખું ? કેવી રીતે લખું ? એવી ક્ષુદ્ર ગડમથલ થોડીક પળો એના દિલમાં થઈ આવી; તુરત જ એ જાગ્યો હોય એમ એણે આભની કિનાર સુધી નજર ફેરવી લીધી. ચારેકોર નિરવ શાંતિ વ્યાપેલી હતી. સકળ સૃષ્ટિ તાપમાંથી છૂટયાનો, નિર્બળનો સંતોષ અનુભવતી હતી શાંતિ હતી, છતાં ક્યાંય ઉલ્લાસ નહોતો. અજવાળું હતું છતાં ક્યાંય જાણે ચેતના નહોતી.

ચંદ્રમોહને કાગળની શરૂઆત તો કરી: 'પ્રિય બેન વિશાખા' પણ કાગળ આગળ ચાલ્યો જ નહિ. પોતે જે લખવાનું ધાર્યું હતું તે ઉપદેશાત્મક જણાવા લાગ્યું. પોતાની એ વાત વિશાખા ને પ્રવીણા સ્વીકારે એવી પણ ખાતરી ન થઈ. 'તો પછી લખવું શા માટે?' એમ એના મનમાં થઈ આવ્યું. એ જેમ વિચારતો ગયો તેમ એને લાગતું ગયું કે આ પ્રશ્ન કાગળથી છણી શકાય જ નહિ. સંબોધનથી શરૂ કરેલા કાગળમાં એણે બે જ લીટી લખી, એનો સાર એ કે 'હું મુંબઈ આવું છું. તમને મળીશ.'

એ પછી બીજો કાગળ હાથમાં લીધો: 'એની સાથે પણ રૂબરૂ જ વાતો કરું તો?' એ વિચાર આવ્યો અને એનો જવાબ પણ બે લીટીમાં પતી ગયો. કાગળ લખીને થેલીમાં મૂક્યા. પછી એને થયું કે 'ત્રણ દિવસ કાગળ સાચવ્યા પછી છેવટે આ જ લખવું હતું તો મુંબઈ જવાનો વિચાર દૃઢ થયો ત્યારે જ શા માટે ન લખી નાખ્યું?' પણ આ પ્રશ્નનો જવાબ આપવા માટે એ પોતે કે બીજું કોઈ બંધાયેલું હતું નહિ. મનની અટપટી દુનિયાને કોઈ જાણતું નહોતું.

પાંચેક દિવસ ફરીને ચંદ્રમોહન આનંદપુર પાછો આવી ગયો. એની પાછળ જે ટપાલ આવી હતી તેમાં સુશીલાના પતિનો પત્ર હતો. એ પત્ર જોતાં ચંદ્રમોહને વિશાખાના પત્રની પણ આશા રાખી, પણ એનો પત્ર નહોતો જ. સુશીલાના પતિના પત્રમાં ચંદ્રમોહનની ધારણાથી સાવ જુદું જ હતું, એમાં એણે પોતાના પિતાની માંદગીના સમાચાર સાથે પોતે હમણાં છએક માસ તો આનંદપુર નહિ આવી શકે એમ લખ્યું હતું. ચંદ્રમોહનને એ કાગળ ન ગમ્યો એવું એના મોં ઉપર જણાઈ આવ્યું. તત્ક્ષણ તો એને કશો વિચાર આવ્યો નહિ, પણ મુંબઈ જવા માટે જે ઉત્સુકતાનો આનંદ હતો તે ઓસરી જતો જણાયો. થોડીક પળો પછી એણે વિચાર્યું તો એ જોઈ શક્યો કે નવી ભરતી માટે મુંબઈ જવાનો હવે કશો અર્થ નહોતો.

'પણ જઉં તો ખરો,' એમ એનું હૃદય ધીમા પણ સતત અવાજે બોલ્યા જ કરતું હતું. મનુભાઈ અને સુભદ્રાબેન સાથે આ પત્ર વિષે કશી ચર્ચા કરવાની ઇચ્છા નહોતી. જવું કે ન જવું તે જાતે જ નક્કી કરવાનું હતું. ચંદ્રમોહન ખરેખરો મૂંઝાયો. પોતાના કામનાં અને નવી રચનાનાં જે સ્વપ્નાં હતાં તે જાણે ખોટાં હોય એમ એક પછી એક એની આંખ સામેથી ખસી જવા લાગ્યાં અને ચંદ્રમોહનના ઊંડા અંતરમાંથી એને કોઈક જાણે પૂછવા લાગ્યુંઃ 'સાચું બોલ, શા માટે મુંબઈ જાય છે?'

ચંદ્રમોહન જવાબ આપતાં થથરી ગયો. એણે થોથરાતી જીભે જાણે કહ્યુંઃ 'મારે જવું જોઈએ, મારે પ્રવીણાને......વિશાખાને... અને હા, આ પ્રશ્નને શાંત કરવો જોઈએ. જો એ બંને આ નવો માર્ગ – સાચો માર્ગ – સેવાનો સ્વીકારે તો એમ કરવામાં મદદ કરવી જોઈએ.'



## ૨૦

## લાગણીઓના પ્રવાહમાં

બીજે દિવસે રાતની ટ્રેનમાં ચંદ્રમોહન મુંબઈ જવા માટે રવાના થઈ ગયો. એની ઇચ્છા નહોતી છતાં સુશીલાના પતિના પત્ર વિષે મનુભાઈ અને સુભદ્રાબેન સાથે વાત તો થઈ, ચંદ્રમોહને કહ્યું કે 'તેઓ છ મહિના પછી તો આવશે જ. હું અહીંની સ્થિતિ એમને સમજાવીશ.' મનુભાઈ અને સુભદ્રાબેન તો એ આવે કે ન આવે તો યે પ્રવીણા

માટે પણ ચંદ્રમોહન મુંબઈ જાય એમ ઈચ્છતાં હતાં તે ચંદ્રમોહનને યાદ જ નહોતું રહ્યું.

ગાડીમાં સૂવા માટે સરસ જગ્યા મળી હતી. બહારની હવા પણ ખુશનુમા હતી અને અજવાળી ચૌદસની રાત હતી એટલે આખી સૃષ્ટિ ભયંકરતા તજીને સૌંદર્યવતી બની હતી. ચંદ્રમોહનની આંખમાં ઊંઘનું એક પણ નિશાન નહોતું. શરીરમાં થાક પણ નહોતો. એ મુંબઈ વિષે વિચારતો જ જતો હતો. પિતાને ન મળવું એમ તો એણે નક્કી કરી જ લીધું હતું. તો શું કરવું, કોને ત્યાં ઊતરવું વગેરે નક્કી થતું નહોતું. મિત્રો પણ હતાં, પણ કોઈને ત્યાં ફાવી શકે એવું લાગતું નહોતું. પ્રવીણા કે વિશાખાને ત્યાં ઊતરવાનો વિચાર આવી જતો હતો પણ એમ કરવાની હિંમત ચાલતી નહોતી. ઘણા વિચારને અંતે દાદરમાં કોઈ સ્થળે ઊતરવું એમ વિચારવા લાગ્યો. દાદરમાં એકલા જ હોય તેવા મિત્રો તો હતા. પણ એમાં કોઈને ત્યાં જઈ શકાય કે કેમ એ વિષે નક્કી નહોતું થતું.

ચંદ્રમોહનના જીવનમાં આવી ગુપ્તતા આજ પહેલવહેલી જ પ્રવેશતી હતી. મુંબઈ છોડયું ત્યારે એ કોઈને જણાવ્યા વિના આવવા ઈચ્છતો હતો. પરંતુ એ ગુપ્તતા અને આજની ગુપ્તતામાં બહુ મોટું અંતર હતું. ગુપ્તતા કોઈ દિવસ ધારણ જ કરી નહોતી એટલે ફરીફરીને દાદર ઊતરવાનો નિર્ણય ઉથલા મારતો હતો. ઘણી વાર એમ પણ થઈ આવતું કે 'મારા જેવાને, ભલે શુભ કામને અંગે પણ આમ કરવું શોભે જ નહિ' પણ બીજું કશું કરવાનો માર્ગ નહોતો મળતો અને માર્ગ દેખાતો હતો ત્યાં જવાની હિંમત નહોતી ચાલતી.

ચંદ્રમોહન આખી રાત બરાબર જાગ્યો જ હતો. પાલઘર સ્ટેશને એણે શૌચ–દાતણ પતાવી લીધાં હતાં. દાદર આવતાં એણે બારીમાંથી આખા પ્લેટફોર્મ ઉપર નજર ફેંકી લીધી. કોઈ ઓળખીતું હતું નહિ. એ જાતે જ પોતાનો બિસ્ત્રો લઈને નીચે ઊતર્યો અને પ્લેટફોર્મ

બહાર નીકળ્યો. ઘણા સમય પહેલાં એક મિત્ર સ્ટેશન પાસે રહેતો હતો તે યાદ આવ્યું. એ હશે કે નહિ તેની ખાતરી નહોતી છતાં એ ત્યાં જવા ઊપડયો. એનાં સારાં નસીબે ઘર બંધ કરીને મિત્ર બહાર જતો હતો ત્યાં જ એ પહોંચ્યો. ચંદ્રમોહનને અને તેમાં પણ બિસ્ત્રા સાથે જોઈ ને નવીન ચમકી ગયો. ચંદ્રમોહન હસ્યો. નવીને ઘર ઉઘાડી એને અંદર લીધો.

'આમ અચાનક ?'

'હા, ખાસ કામે આવ્યો છું. પિતાને મળવું નથી એટલે સીધો જ અહીં આવ્યો છું.'

નવીન સમજુ જણાયો એણે બીજો પ્રશ્ન કર્યો જ નહિ અને સ્નાન વગેરેનું પૂછવા માંડયુ. ચંદ્રમોહન એની તૈયારી ઉપરથી જાણી ગયો કે ક્યાંક કામે જઈ રહ્યો હતો એટલે એણે પૂછ્યું :

'ક્યાં જતા હતા ?'

'એક ટયુશન છે.' હસીને નવીને જવાબ આપ્યો.

'તો જાવ. હું બધું પતાવી લઈશ. ક્યારે પાછા ફરશો ?'

'ના, ના, નહીં જઉં તો ચાલશે. બાજુમાંથી ફોન કરી દઈશ.'

'હજી એકલા જ છો ?' ચંદ્રમોહને સહેજ હસીને બીજો પ્રશ્ન કર્યો.

'હજી એમ. એ. ક્યાં પૂરું કર્યું છે !'

'ક્યારે બેસશો ?'

'બસ આ વખતે જ. એ પછી લગ્ન કરવાં છે.'

'નક્કી કરી લીધું છે શું ?

'હા.' નવીન હસ્યો. 'અત્યારે જ ત્યાં જ જતો હતો એ ઈન્ટરમાં છે.'

'એ...મ?' ચંદ્રમોહન હસ્યો. 'તો તો જાવ.'

'કંઈ જરૂર નથી. નહિ જઉં તો સાંજે એ જ આવી જશે.'

'હં' ચંદ્રમોહન બોલ્યો ને કંઈક વિચારમાં પડ્યો.

'ત્યારે નહાવાનું પતાવવું છે ને?'

'ભલે' કહેતો ચંદ્રમોહન ઊઠ્યો અને એણે બિસ્ત્રામાંથી કપડાં કાઢ્યાં. નહાતાં નહાતાં એ હવે શું કરવું તે વિચારવા લાગ્યો. નવીન સાથે ઉપેન્દ્રને ખબર પહોંચાડવા એમ એણે વિચાર્યું. જવાની ઈચ્છા થઈ પણ અચાનક જવાનું ઠીક ન લાગ્યું, નાહીને આવ્યા પછી એણે નવીનને કહ્યું:

'એક કામ કરશો?'

'બોલો.'

'ઉપેન્દ્રને ઓળખો છો ને? એ ક્યાં રહે છે તેની ખબર છે?'

નવીન સહેજ ચમક્યો. પછી હસ્યો. ચંદ્રમોહન એનો અર્થ સમજ્યો નહિ અને જરા મૂંઝાયો. નવીને હસતાં હસતાં એની મૂંઝવણ ટાળી.

'હું જાણું છું. તમે ના પાડી તેની પણ મને ખબર છે,'

'ખરું કહો છો?'

'હું જ નહિ. ઘણાં જાણે છે. એમણે કૉલેજ છોડી દીધી એ પછી વાતો વધુ પ્રસરી.'

'હં, તો તમે...'

'અત્યારે જ જઉં, એમાં શું?' નવીન તૈયાર થયો. ચંદ્રમોહને ઉપેન્દ્ર ઉપર ચિઠ્ઠી લખી આપી.

નવીન ગયો એટલે ચંદ્રમોહન એકલો પડ્યો. કલાક દોઢ કલાકમાં કોઈ ને કોઈ આવશે તેની એને ખાતરી હતી. કેવી રીતે અને શી વાત કરવી તેની મૂંઝવણ ઉગ્ર બનતી જતી હતી. પરંતુ મળવાની આતુર-

તાનું પ્રમાણ એ મૂંઝવણ કરતાં અનેક ગણું વધારે હતું. દોઢ કલાક એને બહુ લાગતો હતો. ટેબલ ઉપર પડેલા ઘડિઆળ સામે લગભગ દર પાંચ મિનિટે એ જોયા કરતો હતો. કોઈના પગરવનો ભ્રમ થઈ આવતો હતો, પણ ઘડિઆળ સામે જોઈ મન નિશ્ચિંત બનતું હતું.

વિચાર કરીને એણે ધાર્યું કે કાં તો નવીન કંઈક જવાબ લઈને આવશે અથવા ઉપેન્દ્ર આવશે, પણ દોઢને બદલે બે કલાક થવા આવ્યા ત્યાં સુધી કોઈ આવ્યું નહિ ત્યારે એ અકળાયો. ઓરડામાંથી બહાર આવી એ રસ્તા ઉપર જોવા લાગ્યો. ઉપેન્દ્ર કે નવીન દેખાતા નહોતા. પાંચેક મિનિટ સુધી ઊભો રહ્યો. એને ખ્યાલ જ નહોતો કે ખરેખર તો કોઈ આવી જ રહ્યું હતું. પ્રવીણા અને વિશાખા મકાનની પાસે આવી પહોંચ્યાં હતાં. એમણે કંપાઉન્ડનો લોખંડનો દરવાજો ઉઘાડ્યો. ત્યારે તેનો અવાજ થતાં સહજ રીતે ચંદ્રમોહનની એ તરફ નજર ગઈ અને એ ચોંક્યો. નવીન કે ઉપેન્દ્રને એણે જોયા જ નહિ. આ બંનેને જોઈ એક ક્ષણ તો એને સ્વપ્નનો ભાસ થઈ આવ્યો. મહા મહેનતે સ્વસ્થતા ધારણ કરી એ ઓટલા ઉપરથી નીચે ઊતર્યો. એણે આંખ માંડીને જોયું. પ્રવીણાનું મોં હસતું અને આંખો કંઈક પી જવાને આતુર હતી, પણ એનું શરીર નંખાઈ ગયું હતું. ગાલ બેસી ગયા હતા. આંખોની આસપાસ ચામડી ઝાંખી થઈ હતી. પગલાંમાં કશી દઢતા નહોતી. જાણે હમણાં જ એ ઓટલા પાસે–ચંદ્રમોહનના પગમાં જ કદાચ–ઢળી પડશે એમ શરીર લથડતું હતું.

વિશાખા એ જ હતી. મોં ઉપરના ભાવમાં હર્ષ કે શોકની રેખા નહોતી. એક પ્રકારનું ગાંભીર્ય છવાયું હતું. ચંદ્રમોહનને જોતાં છતાં એ હસી નહિ એથી ચંદ્રમોહન સહેજ છોભીલો પડ્યો. પણ મન સ્થિર રાખી એ સામે આવ્યો ને સહેજ હસ્યો. પ્રવીણા તો હસતી હતી જ, વિશાખાએ હવે જ મોં મલકાવ્યું.

ત્રણેય ઘરમાં આવીને બેઠાં. શી વાત કરવી તેની કોઈને ગમ

નહોતી, કદાચ હિંમત પણ નહોતી. મહા પ્રયત્ને ચંદ્રમોહન બોલ્યો.

'નવીનભાઈ ક્યાં રોકાયા ?'

'એ ઉપેન્દ્રભાઈ સાથે વાતો કરતા ત્યાં જ રોકાયા. થોડી વારમાં બંને આવવા જોઈએ.' વિશાખાએ જવાબ આપ્યો. એના અવાજમાં ચંદ્રમોહનને એવું જ માધુર્ય લાગ્યું.

'તબિયત સારી નથી રહેતી ?' પ્રવીણાને ઉદ્દેશીને ચંદ્રમોહન બોલ્યો.

'સારી જ છે.' પ્રવીણા હસી.

'એ તો દેખાય જ છે.' ચંદ્રમોહન પણ હસ્યો. 'તાવ આવે છે ?'

'ના, ના. તે દિવસથી આમ જ રહે છે.' વિશાખાએ જવાબ આપ્યો.

'હું એ માટે જ આવ્યો છું.' હિંમત કરીને ચંદ્રમોહન બોલી ગયો. એણે જોયું, વિશાખાના મોં ઉપરની એક પણ રેખા બદલાઈ નહિ, પ્રવીણાની આંખોમાં આતુરતાએ જાણે માઝા મૂકી.

'તમારું કહેવાનું હું સમજી નહિ.' વિશાખા બોલી.

'એ જ કે આપણે લાગણીવશ થયા વિના એ પ્રશ્ન વિચારીએ એવી મારી ઇચ્છા છે.

વિશાખાના મોં ઉપર સંતોષ જણાયો. પ્રવીણા વધુ સાંભળવા ઉત્સુક થઈ.

'મને લાગે છે' ચંદ્રમોહન ગંભીર અવાજે બોલ્યો : 'એ વખતે આપણે સૌ લાગણીમાં જ તણાયાં હતાં...'

'સાચી વાત છે.' વિશાખા બોલી.

'આ વખતે આપણે શાંતિથી વિચારીએ' ચંદ્રમોહન બોલ્યો અને અટક્યો.

'તમે કહો.' વિશાખાએ આગળ જાણવાની જિજ્ઞાસા વ્યક્ત કરી.

'મારે કહેવું છે…' ચંદ્રમોહનથી નીચે જોવાઈ ગયું. એની આંખોમાં મૂંઝવણ ધસી આવી. વિચારો–કડીબંધ ગોઠવાયેલા વિચારો જાણે વિખરાઈ જવા લાગ્યા. એ આગળ બોલી જ ન શક્યો. લાગણીવશ નહિ થવાની વાત કરનાર એમાં તરબોળ બની ગયો.



## ૨૧

# નિરાશાની છાયા

'હું કહું ચંદ્રભાઈ?' વિશાખાએ ચંદ્રમોહનનું ગાંભીર્ય અને મૂંઝવણ તોડયાં. ચંદ્રમોહને ઊંચે જોયું. વિશાખા એના સામે જોઈને બોલી:

'જો કોઈક દિવસ પણ તમે લગ્ન કરવાના હો તો આજે કરી લો.'

પ્રવીણા નીચું જોઈ ગઈ. એને ત્યાં બેસવું ભારે લાગ્યું. ચંદ્રમોહન અને વિશાખા તુરત જ એની સ્થિતિ સમજ્યાં. ચંદ્રમોહન શાણો બન્યો. એ બોલ્યો:

'જવા દો અત્યારે. કોઈ વાર વિચારશું.' તુરત એ બારીમાં જોવા લાગ્યો ને બોલ્યો: 'ઉપેન્દ્ર ને નવીન હજી ન આવ્યા?'

'હવે આવવા જોઈએ.' વિશાખા પણ જોવા લાગી. કોઈ આવતું નહોતું. આવે તો સારું એમ સૌની ઇચ્છા હતી.

'ચંદ્રભાઈ!' પ્રવીણા જે અત્યાર સુધી નીચું જોઈને બેઠી હતી તે બોલી. વિશાખા ને ચંદ્રમોહન બંને ચમક્યાં, 'તમે બંને

બેસો, હું જઉં.' પ્રવીણાએ પૂરું કર્યું. એની આંખમાં જાણે કશાયે ભાવ નહોતા.

'ના, ના, આપણે ત્રણે ય બેસીએ. ઉપેન્દ્ર અને નવીન હમણાં...'

'એમ નહિ. તમે જે વાત કરતા હતા તે કરો એવી મારી ઇચ્છા છે.' પ્રવીણા બોલી. વિશાખા એના સામે જ જોઈ રહી. ચંદ્રમોહન વિચારમાં પડ્યો.

'હું જઉં છું ત્યારે.' પ્રવીણા ઊભી થઈ. વિશાખાને એ ઠીક લાગ્યું હોય એમ એ ચંદ્રમોહન સામે જોઈ બોલી:

'ભલે જાય.'

પ્રવીણા બહાર નીકળી. ચંદ્રમોહન ઊઠીને બારણાં સુધી ગયો. વિશાખા કંપાઉન્ડની બહાર સુધી જઈને પાછી વળી.

ચંદ્રમોહન અને વિશાખા એકલાં પડ્યાં. થોડી મિનિટો સુધી કોઈ કશું બોલ્યું નહિ. છેવટે વિશાખાએ જ વાતનો આરંભ કર્યો.

'તમે શા વિચારો લઈને આવ્યા છો?' વિશાખાએ સીધો જ પ્રશ્ન કર્યો. ચંદ્રમોહન જરા ખચકાયો ને પછી બોલ્યો.

'મને એમ લાગે છે કે તમે બંને ત્યાં જ આવો.'

'ત્યાં?'

'હા, લગ્નનો વિચાર મને આવતો નથી. તમે બંને સંસ્કારી છો, સુશિક્ષિત છો......'

'એ ખરૂં, પણ ત્યાં આવવાથી આ વેદના શી રીતે ટળે?'

'લોકોની સેવા કરતાં કરતાં બધું ભૂલી જવાશે.' ચંદ્રમોહન બોલ્યો. શબ્દો જેટલું અવાજમાં જોર ન આવી શક્યું. વિશાખાએ તુરત જ જવાબ આપ્યો.

'કે નિત્યના સહવાસથી આ વેદના વધુ પ્રજળશે?'

'એમ નહિ થાય. પ્રવીણાબેન લોકસેવામાં ચિત્ત પરોવવા ઇચ્છે જ છે એટલે........'

'ના, ના, એવું નથી. એ તો લોકસેવા દ્વારા તમારો સહવાસ–સૂક્ષ્મ સહવાસ ઇચ્છે છે. તમે તે દિવસે જીવનરસનું બોલ્યા હતા ને?'

ચંદ્રમોહન આગળ બોલી શક્યો નહિ. વિશાખા સામે એ જોઈ રહ્યો. એને લાગ્યું કે આટલા દિવસમાં વિશાખાનું તેજ અને વાણીનું બળ વધ્યાં છે.

'ત્યારે શું થઈ શકે!' ચંદ્રમોહને લાચારીનો સૂર કાઢ્યો. આમાં જવાબ આપવા જેવું કંઈ નહોતું તો યે. વિશાખા કંઈક બોલવા જતી હતી, પણ કોઈ આવે છે એમ જણાયું એટલે બારણા તરફ જોઈ રહી. ઉપેન્દ્ર અને નવીન આવી પહોંચ્યા હતા. ચંદ્રમોહન તુરત જ ઊભો થયો, વિશાખા પણ ઊભી થઈ.

'કુશળ?' ઉપેન્દ્રે હસીને પૂછ્યું. 'હા' ચંદ્રમોહને હસીને જવાબ વાળ્યો.

નવીનને ઘેર બધાં મહેમાન હતાં એટલે એ સ્વાગતની ગોઠવણ કરવા લાગ્યો. ઉપેન્દ્ર સમજી ગયો.

'ચંદ્રભાઈ મારે ત્યાં જ આવશે.'

'વાહ!' નવીન હસ્યો.

'કેમ? અહીં કોઈ રાંધનાર આવ્યું છે?' ઉપેન્દ્રે મજાક કરી.

'ડબ્બો ક્યાં દૂર ગયો છે?'

'એમ ન ચાલે. તમારે ચા–દૂધ પાવાં હોય તો ભલે આપો. રહેવા જમવાનું તો ત્યાં જ થશે.'

ચંદ્રમોહન કંઈ ન બોલ્યો. એનું મોં મરકતું હતું, પણ મનમાં

શાંતિ નહોતી. ઉપેન્દ્રને ત્યાં રહેવામાં કેટલી મૂંઝવણુ થશે તેની કલ્પના તે કરી શકતો હતો.

ચા–દૂધ પી લીધાં પછી ઉપેન્દ્રે ખરેખર ચંદ્રમોહનને સાથે લીધો. ચંદ્રમોહનના મનમાં કુટુંબનું કોઈ પરિચિત મળી જશે એવો ભય તો હતો છતાં એ તૈયાર થયો. એકાદ કલાકમાં તેઓ ઘેર પહોંચી આવ્યાં. પ્રવીણાનાં બા દાદર ઉપર ઊભાં હતાં. તેમણે ચંદ્રમોહનને પ્રેમભર્યો આવકાર આપ્યો.

નિરાંતે બેઠા પછી ઉપેન્દ્રે કેટલીક રાજકીય વાતો શરૂ કરી એટલે સમય પસાર થવા લાગ્યો અને ચંદ્રમોહનનું મન પણુ મુક્ત થયું. બારેક વાગે સાથે બેસીને બધાં જમ્યાં. પ્રવીણા ને વિશાખા પણુ હતાં જ. ઉપેન્દ્ર ઇરાદાપૂર્વક સૌને રસ આવે એવી વાતો કરતો હતો. વાતાવરણુમાં મૂંઝવણુ કે ગભરામણુનો એક અંશ પણુ નહોતો રહ્યો. ચંદ્રમોહન સામાન્ય સ્થિતિમાં જ ત્યાં આવીને મહેમાન બન્યો હોય એવું વાતાવરણુ થઈ ગયું. ચંદ્રમોહને આવી મુક્તતા બદ્દલ અંતરથી ઉપેન્દ્રનો આભાર માન્યો.

ધીમે ધીમે આખો દિવસ પસાર થઇ ગયો. રાત્રે ચંદ્રમોહન પથારીમાં પડ્યો ત્યારે એના મનનો ભાર ઘણો ઓછો થઈ ગયો હતો. થોડી વાર એણે પોતાના જીવનની વિચિત્રતાના વિચારે ઝોલાં ખાધાં, પરંતુ એની નિદ્રા વેરણુ ન થઈ. લગભગ અગીઆર વાગે એ ઊંઘી ગયો અને સવારે પાંચ વાગે જાગ્યો. એ જાગ્યો ત્યારે આખા ઘરમાં શાંતિ હતી. એક પણુ માણુસ ઊઠ્યું જણાતું નહોતું. એની બાજુમાં ઉપેન્દ્ર ઘસઘસાટ ઊંઘતો હતો. પ્રવીણા અને વિશાખા બાજુના ઓરડામાં હતાં તેની એને ખબર હતી. એ ઓરડો પણુ શાંત જ હતો. રસ્તા ઉપર કોલાહલ શરૂ થઈ ગયો હતો, પરંતુ હજી અજવાળું થવાને વાર હતી.

ચંદ્રમોહનનું મન અત્યારે સ્વસ્થ હતું, મગજ શાંત હતું. કોઈ

પણ પ્રશ્નને નિરાંતપૂર્વક વિચારવાનું મન થાય એવું વાતાવરણ હતું. એણે સૌથી પહેલાં તો પોતાના આવવાના હેતુ વિષે જ વિચાર કરવા માંડ્યો, પરંતુ એમાં સફળતા ન મળી. મનની સપાટી ઉપર જે વિચારો રમતા હતા તે કહેતા હતા કે પ્રવીણાના પ્રશ્નનો ઉકેલ લાવવો છે તથા સુશીલા અને તેના પતિને મળવું છે – જો કે ગઈ કાલે એના વિષે મુદ્દલ વિચાર જ આવ્યો નહોતો – પણ મનના દરિયામાં સહેજ ઊંડા ઉતરતાં જ ગભરાઈ જવાતું હતું. ત્યાંનાં કારણો જોઈ – વિચારી શકાય એવાં સ્પષ્ટ નહોતાં, પરંતુ સપાટી ઉપર દેખાતાં કારણોના એક અંશનું પણ ત્યાં અસ્તિત્વ નહોતું.

પછી ગઈ કાલે વિશાખા સાથે વાતો થઈ ને પોતે મૂંઝાયો, લાગણીવશ બન્યો, તે યાદ આવ્યું. આંખ ઢાળી બેઠેલી ભાંગેલી પ્રવીણાનું ચિત્ર આંખ પાસે આવ્યું ને ક્ષણ – બે ક્ષણ અટક્યું. અંગેઅંગ તાદૃશ થયાં. આંખમાં ભરેલી વેદના અને આતુરતા એના હૈયાને વલોવવા લાગી. ચંદ્રમોહને તુરત જ આંખ મીંચી દીધી, પણ આંખ બંધ થતાં જ એ દૃશ્ય ઘેરું બન્યું અને ચંદ્રમોહનની માનવતાને જાણે પડકારવા લાગ્યું. ચંદ્રમોહન પથારીમાંથી બેઠો થઈ ગયો, એણે આછા અંધારામાં દીવાલ ઉપરના ફોટાઓ અને ચિત્રો જોવા માંડ્યાં. લગભગ પા કલાકે એ સ્વસ્થ બન્યો, પણ સ્વસ્થ બનતાંની સાથે જ બીજું એક ચિત્ર આંખ આગળ આવ્યું. એ હતું વિશાખાનું. હોઠ દાબીને એ બેઠી હતી. એની આંખોમાં નિશ્ચલતાનું તેજ અને કડકાઈ જણાતાં હતાં. મુખ ઉપર લાલી પ્રસરેલી હતી. મોંમાંથી એક શબ્દ નીકળતો નહોતો છતાં ડરાવતી હોય એવું લાગતું હતું. ચંદ્રમોહન આ દૃશ્યથી આશ્ચર્ય પામ્યો, પણ ગભરાયો નહિ. અજાણતાં એણે આંખ મીંચી દીધી અને એ દૃશ્યને ઘેરા રૂપમાં જોવાની જાણે આશા સેવી, પણ બરાબર એ વખતે જ ઉપેન્દ્ર પથારીમાં બેઠો થયો અને ચંદ્રમોહનનું એ તરફ લક્ષ જતાં જ મનોરમ દૃશ્ય આંખ આગળથી ખસી ગયું.

ચંદ્રમોહન તુરત જ ઊભો થઈ ગયો. બારી પાસે ઊભો રહી રસ્તા ઉપર જતાં સ્ત્રી-પુરુષો, મુખ્યત્વે ટોપલાંવાળાં મજૂરોને જોવા લાગ્યો. પાંચેક મિનિટ એમ વીતી ત્યાં વિશાખા હાથમાં દાતણ લઈ એની પાસે આવી. ચંદ્રમોહન ચમકી ગયો. એ ધારતો હતો કે હજી એ પથારીમાં જ છે. વિશાખા દાતણ હાથમાં આપતાં બોલી : 'ઊંઘ તો સારી આવી ને ?' ચંદ્રમોહને હસીને 'હા' પાડી. એની આંખો વિશાખાના મોં ઉપર મંડાઈ રહી. એણે જોયું તો વિશાખાની પાંપણો ઉપર પાણીનાં બે ટીપાં બાઝ્યાં હતાં. હમણાં જ મોં ધોઈને આવી હોય એવું જણાતું હતું.

શૌચ-સ્નાનથી પરવાર્યા પછી ચા-દૂધની વિધિ થઈ. પ્રવીણા પણ ટેબલ ઉપર સામે આવીને બેઠી હતી. અત્યારે એના મોં ઉપર થોડી સ્ફુર્તિ જણાતી હતી. ગઈકાલની વેદનાભરી આતુર આંખો અત્યારે શાંત હતી. ચંદ્રમોહને એના સામે જોયું તો કોઈ સાધ્વીના ભાવો પ્રવીણાના મુખ ઉપર એને જણાયા. બાજુમાં જ વિશાખા બેઠી હતી. એનાં વસ્ત્રો સાદાં હતાં. માથાના વાળ પણ સાદી રીતે ઓળ્યા હતા. કપાળમાં કુમકુમની બિન્દી કરી હતી. મુખ ઉપર ગાંભીર્ય હતું.

'પિતાજીને મળવું જ નથી ?' ઉપેન્દ્રે ચા પીતાં પીતાં પૂછ્યું.

'એમ થાય છે કે ન મળું તો જ સારું. એમને ફરી પાછું દુઃખ થાય એવું શા માટે કરવું ?'

'તમે ગયા ત્યારે એમણે નારાજી બતાવેલી ?'

ચંદ્રમોહન જવાબ આપતાં સહેજ ખમચાયો, પછી બોલ્યો :

'હું તેમને કહ્યા વિના જ ગયેલો, પરંતુ એમને ખબર પડી જતાં સ્ટેશન ઉપર આવેલા. કંઈ બોલ્યા નહિ, પણ એમનું દુઃખ છાનું નહોતું રહેતું.'

ઉપેન્દ્રે આગળ ન પૂછ્યું. પ્રવીણા ને વિશાખા આ જાણીને નવાઈ પામ્યાં. એમણે ધારેલું કે ચંદ્રમોહન માત્ર એમનાથી જ અજાણ્યો ગયો છે.

'તમે પેલાં. હરિજનસેવક સુશીલાબેન અને એમના પતિને ઓળખો છો?' ચંદ્રમોહને વિશાખા સામે જોઈ પૂછ્યું.

વિશાખાએ માથું હલાવી ના પાડી. પ્રવીણા બોલી: 'હા, કેમ?'

'મારે એમને મળવું છે. એમનો ત્યાં પત્ર હતો. જો કે એમાં એમનું ઠેકાણું તો છે, પરંતુ તેઓ અહીં આવી શકે તો વધુ સારું.'

'આપણે બોલાવીશું. તમે મને ઠેકાણું આપો.' ઉપેન્દ્ર બોલ્યો. 'ક્યારે મળવા માટે આવે?'

ચંદ્રમોહન સહેજ વિચાર કરીને બોલ્યો.

'ગમે ત્યારે આવે. હું તો અહીં જ છું.'

'સારું.'

ચા-દૂધ પૂરાં થયાં. પ્રવીણા-વિશાખા ત્યાંથી ઊઠયાં. ઉપેન્દ્ર ને ચંદ્રમોહન બેસી રહ્યા. થોડી વારમાં ટેબલ સાફ થઈ ગયું. ચંદ્રમોહન વિચારમાં હતો. ઉપેન્દ્ર પણ ગંભીર હતો.

'તમારે પ્રવીણા કે વિશાખા સાથે કંઈ વાતો થઈ?' ઉપેન્દ્રે ભરપૂર ગાંભીર્ય સાથે પૂછ્યું. ચંદ્રમોહન ચોંકયો. એણે જવાબ આપ્યો.

'ખાસ વાતો નથી થઈ, પણ કરવાની મારી ઇચ્છા છે.'

'તમે એ માટે જ આવ્યા છો?'

'હા, ખાસ તો એ માટે જ.'

'હું જાણી શકું કે તમારી પોતાની ઇચ્છા શી છે?' ઉપેન્દ્ર બોલ્યો અને એણે બારણા તરફ જોયું. ત્યાં જરા ખખડાટ થયો હતો. પ્રવીણા એકલી બારણાની બાજુમાં ઊભી હતી.

'મારી ઇચ્છા છે કે એ બંને બહેનો ત્યાં આવે.'

'એટલે ?'

'બીજું કંઈ નહિ. ત્યાં આવી લોકસેવાના કામમાં જ પોતાની જિંદગી અર્પી દે.'

ઉપેન્દ્રનું આશ્ચર્ય અને જિજ્ઞાસા શમી ગયાં. ચંદ્રમોહને બરાબર જોયું કે ઉપેન્દ્રના મોં ઉપર નિરાશાની એક છાયા પ્રસરી ગઈ.



## ૨૨

## પાયો હલે છે

'વિશાખા ! તું એમને કહી દે કે હું ત્યાં નહિ આવી શકું.' રાત્રે પ્રવીણા અને વિશાખા અગાસી ઉપર બેઠાંબેઠાં વાતો કરતાં હતાં. આજ સવારે થયેલી વાત પ્રવીણાએ સાંભળી હતી અને વિશાખાએ પણ એની સાથે થયેલી વાત પ્રવીણાને કહી હતી.

'એ તો મેં કહ્યું. વધુમાં એમ પણ કહ્યું કે ત્યાં આવવાથી વેદના શાંત પડશે નહિ, પણ વધુ પ્રજાળશે.'

'પછી ?'

'પછી એ કંઈ ન બોલ્યા, એમનું મન પણ મને મૂંઝાયેલું જ જણાયું.'

'પણ તું ફરીને એમની સાથે ચોખ્ખી વાત કરી લે તો ? એમનું અહીં રહેવું મને સુખકર નથી લાગતું. મનમાં ભાર લાગ્યા કરે છે.'

'ભલે કહીશ, પણ તેઓ ફરીને આગ્રહ કરશે જ.'

'એમને જરી યે આશા ન રહે એમ તું સ્પષ્ટ કહેજે.'

'હું સ્પષ્ટ જ કહીશ.'

'અને વિશાખા!' પ્રવીણા યાદ કરીને બોલતી હોય એમ બોલી. 'મારા વિષે હવે એમને કશું કહીશ નહિ. મારા પ્રત્યે આજે એમને તટસ્થ ભાવ છે તે પણ પછી ચાલ્યો જશે ને હું ભારરૂપ લાગીશ. ધીમે ધીમે એમનામાં અણગમો પ્રગટ થશે.'

'એવું નહિ થાય. તેઓ બહુ ઊંચા દિલના છે. પણ હું એમને તારા વિષે હવે કહીશ નહિ. આપણા ખાતર નહિ તો છેવટ એમના ખાતર પણ આ વાત હવે દાટી દેવી જોઈએ.'

'બરાબર' પ્રવીણા સંતોષપૂર્વક બોલી: 'અને એમના ધ્યાન ઉપર એટલી વાત લાવજે કે હું આમ જ રહીશ.'

'એટલે?'

'એટલે કે એમની રાહ જોતી, એમના માર્ગ ઉપર.'

'એમ કહેવાથી શો ફાયદો?'

'તો ના કહીશ, પણ એટલું કહેજે... ના, કંઈ નહિ.'

'શું?'

'હવે નહિ. મારી ઇચ્છા હતી કે એમને કહેવું કે મારે શું કરવું જોઈએ એ તેઓ કહે.'

'હું પૂછી જોઈશ.'

'પણ એનો અર્થ વિપરીત થશે. તેઓ કદાચ એમ કહેશે કે મારે ત્યાં જ આવવું જોઈએ. અથવા એમ પણ કહે કે એમને ભૂલી જઈને મારે બીજો માર્ગ વિચારવો જોઈએ. કદાચ એમ પણ કહી દે કે એ કામ મારું નથી.' પ્રવીણા ઊંચા શ્વાસે બોલી ગઈ.

'હું વિશેષ વાત જ નહિ કરું'

'તું ક્યારે કહીશ?'

'તું કહે ત્યારે'

'મોટાભાઈ હજી નથી આવ્યા ખરું?'

'ના. ચંદ્રભાઈને કહી ગયા છે કે તેઓ કદાચ રાત્રે બાર વાગ્યા પછી આવશે..'

'તો હમણાં જ વાત કરી આવ તો? તેઓ ઓરડામાં એકલા જ બેઠા હશે.'

'ભલે.'

'પછી અહીં આવજે. હું અહીં જ બેઠી છું.'

'સારું.'

વિશાખા ઊભી થઈ ને નીચે આવી. ચંદ્રમોહન ઓરડામાં આંટા મારતો હતો. સુશીલા અને તેના પતિની આજે એણે રાહ જોઈ હતી, પણ તેઓ નહોતાં આવ્યાં. આજનો દિવસ ગઈ કાલના જેવો સુખરૂપ તો નહોતો ગયો, પરંતુ કશું દુઃખરૂપ પણ બન્યું નહોતું. મનમાં એક વિચારનો ભાર વધતો જતો હતો. 'હું શા માટે અહીં આવ્યો છું ને રોકાયો છું?' તેનો જવાબ અંતસ્થ દેવ માગતા હતા. ચંદ્રમોહન જવાબ આપી શકતો નહોતો અને તેથી વિચારતો હતો કે અહીંથી જતો જ રહું. જતા રહેવાની પાછળ વિચારનું બળ તો હતું જ નહિ, પણ પેલો સવાલ શાંત પડી જશે એવી ખાતરી હતી.

એ બારી તરફ જઈને પાછો વળતો હતો ત્યાં બારણાંમાં વિશાખા ઊભેલી દેખાઈ. એનાથી ધ્રૂજી જવાયું, તુરત જ એ સ્વસ્થ બની સામે આવ્યો. ગંભીર મુખે અંદર આવી અને બંને સામ સામે પડેલી ખુરશી ઉપર બેઠાં. આખા ઘરમાં શાંતિ વ્યાપેલી હતી. બહારનો કોલાહલ દીવાલ સાથે અથડાઈને પાછો વળતો હતો. આ ઓરડામાં

એ જાણે આવતો જ નહોતો. આવતો હોય તો તે સાંભળવાની ચંદ્રમોહન કે વિશાખામાં શક્તિ નહોતી. બંનેના કાન જાણે બધિર બન્યા હતા.

'હું થોડી વાત કરવા માટે આવી છું.' વિશાખા બોલી.

'કહો.' ચંદ્રમોહન બોલ્યો.

'પ્રવીણાને મેં પૂછી જોયું. ત્યાં આવવાની એની ઇચ્છા નથી.'

'કેમ?' સહેજ ચમકીને ચંદ્રમોહન બોલ્યો.

'એ તો મેં તમને કહ્યું જ હતું. તમે પણ જાણો છો કે સ્વતંત્ર રીતે એ દેશનાં કામને વરી નથી.'

'પણ...પણ' ચંદ્રમોહનની જીભ થોથરાવા લાગી, એણે મહેનત કરીને વાકય પૂરું કર્યું. 'ત્યાં આવવાથી તમને બંનેને સારું લાગશે.'

'એમ નહિ થાય. પ્રવીણાની સ્થિતિ ત્યાં વધુ બગડશે. તમે એ વિષે આશા જ ન રાખો એ માટે હું આટલું સ્પષ્ટ બોલું છું.'

ચંદ્રમોહન વિચારમાં ડૂબ્યો અને પછી હિંમત કરીને બોલતો હોય એમ બોલ્યો :

'તમે?'

'હું?' વિશાખા ચમકી. 'હું તો પ્રવીણાની સાથે જ. એની પાસે મારી જરૂર છે.'

'પણ તમે બંને...' ચંદ્રમોહન જાગૃતિ ગુમાવવા લાગ્યો.

'મેં કહ્યું ને કે એ બની શકે એવું જ નથી. અમે અહીં બેઠાં કંઈ કરી શકીએ એવું હોય તો કહો.'

'પણ તમે ત્યાં સાથે હો...બંને ત્યાં આવો. તમને ત્યાં ફાવશે જ. શાંતિ મળશે.' ચંદ્રમોહનનો વાણીપ્રવાહ તૂટવા લાગ્યો.

'ત્યાં તો નહિ જ આવી શકાય.'

'પણ તમે ય કેમ નથી આવતાં ?'

'હું ? પ્રવીણા પાસે પછી કોણ ? એની સ્થિતિ તમે જાણો છો ?'

ચંદ્રમોહન પાછો પડચો. એના મોં ઉપરની ખુમારી તો ક્યારની અદૃસ્ય થઈ ગઈ હતી; પણ હવે એ મોં ગરીબડું બન્યું.

'સાચી વાત છે.' એ પડતા અવાજે બોલ્યો. 'ત્યારે હું આવતી કાલે જઉં.'

વિશાખા કંઈ ન બોલી.

'મને રજા આપો છો ને ?' ચંદ્રમોહન બોલ્યો.

'હમણાં રહો તો ?' વિશાખાએ વિનય કર્યો.

'શું કરું ? તમે લેશ માત્ર આશા આપતાં હોત...'

'ના, ના....' વિશાખા તરત જ બોલી ગઈ. 'જવાનો વિચાર તમે ઉપેન્દ્રભાઈ સાથે વાત કરીને કરજો' વિશાખા ઊઠવાની ચેષ્ટા કરવા લાગી.

'બેસો...' ચંદ્રમોહન બોલ્યો. વિશાખા ઠીક થઈને બેઠી. રાત આગળ વધતી જતી હતી.

બે ચાર પળો વીતી. પણ ચંદ્રમોહન કશું બોલ્યો નહિ, બોલી શકચો નહિ એટલે વિશાખા અકળાવા લાગી. ફરી એણે ઊઠવાની તૈયારી કરી અને બોલી.

'હું જઉં ત્યારે ?'

'કંઈ કામ છે ?'

'કામ ? કામ કંઈ નહિ, પણ હવે જઉં.'

'પ્રવીણાબેન ક્યાં છે ?'

'અગાસી ઉપર.'

'અગાસી ઉપર ? તમે ત્યાં સૂઓ છો ?'

'સૂતાં તો નથી, પણ ગઈકાલે અર્ધી રાત પછી ગયેલાં.'

'ચંદ્રમોહને આગળ ન પૂછ્યું. વિશાખા એકાદ મિનિટ પછી ઊભી થઈ.

'કેમ...કેમ જશો?' ચંદ્રમોહન ઊભો થઈ ગયો. વિશાખા બારણા તરફ ચાલવા લાગી. ચંદ્રમોહન પાછળ ચાલ્યો. વિશાખા બોલ્યા વિના ઓરડા બહાર નીકળી ગઈ. ચંદ્રમોહન ફાટી આંખે એને જોઈ રહ્યો. રવેશમાં દાદર હતો તે ઉપર વિશાખા ચડવા લાગી. ચંદ્રમોહનની આંખો એના પગ ઉપર ચોંટી રહી.

× × ×

રાતના બારના ટકોરા થઈ ગયા પણ હજી ઉપેન્દ્ર આવ્યો નહોતો. કૃષ્ણપક્ષની સાતમનો ચંદ્ર આકાશ અને પૃથ્વીને અજવાળી રહ્યો હતો. બારણેથી પાછો ફરેલો ચંદ્રમોહન ઢગલો થઈને પોતાની પથારીમાં પડચો. એનું મન આજે વિચાર કરી શકતું નહોતું. હૃદયમાં કોઈ લાગણી જન્મતી નહોતી. બધું જ શૂન્ય બની ગયું હતું. આંખો મીંચેલી હતી છતાં મોં ઉપર ઓશીકું મૂકયું હતું. બત્તી બંધ કરી દીધી હતી. ઓરડામાં ને મનમાં અંધકાર વ્યાપેલો હતો. બારીમાંથી ચંદ્રનું અજવાળું ઓરડાના અંધકારને રૂપ આપતું, પણ મનના અંધકારને રૂપ આપતું અજવાળું કયાંયથી આવતું નહોતું.

એકનો ટકોરો થયો. ચંદ્રમોહને ઓશીકું બાજુમાં મૂકયું, બારણા તરફ નજર કરી તો બારણાં ઉઘાડાં પડયાં હતાં. નીચેના દાદર ઉપર કોઈ પ્રકારનો અવાજ નહોતો. ઘર આખું શાંત હતું. ચંદ્રમોહન વિકળ આંખે આજુબાજુ જોઈ રહ્યો.

પછી એ ઊઠયો. ભયભીત પગલે બારણાં પાસે આવ્યો. ફાટેલી આંખો ચારે કોર ફેરવવા લાગ્યો. કોઈ દેખાતું નહોતું. સર્વત્ર ભયાનક શાંતિ હતી. કોઈનો ધકેલ્યો જતો હોય એમ રવેશના દાદર તરફ વળ્યો. એક પળ ત્યાં થોભ્યો ને પછી હળવેથી એણે પગ ઉપાડચો. એક પછી એક પગથિયાં ચડતો અગાસી ઉપર આવી પહોંચ્યો.

આભમાં ચંદ્ર પ્રકાશતો હતો. અગાસીમાં ચાંદનીનું તળાવડું ભરાયું હતું. શાંત અને સૌમ્ય વાતાવરણ હતું. ચંદ્રમોહને એમાં પ્રવેશ કર્યો. અગાસી વચ્ચે પાથરેલી પથારીને તીક્ષ્ણ નજરે જોઈ રહ્યો, પથારી ખાલી પડી હતી. ચંદ્રમોહન થંભી ગયો. પગ ધ્રૂજવા માંડ્યા. નીચે પડી જવાશે એવો ભય ઊપજતાં એણે કઠેરાનો ટેકો લીધો ને પછી પાછો વળ્યો.



## ૨૩

## સ્વજન

**ચંદ્રમોહન** સવારે ઊઠ્યો ત્યારે એનું તેજ હરાઈ ગયું હતું, પોતે જ પોતાથી શરમાતો હતો. રાત્રે એને કોઈએ જોયો નહોતો, પણ સકળ સૃષ્ટિની પાસે એની અંતરતમ દુનિયા ઉઘાડી થઈ ગઈ હોય એમ એ સૌથી શરમાતો–ડરતો ઊઠ્યો અને બારીએ જઈને ઊભો રહ્યો. વિશાખા હમણાં જ દાતણ લઈને આવશે એમ એણે ધાર્યું હતું, પણ સમય વીતી જવા આવ્યો છતાં વિશાખા આવી જ નહિ. ઉપેન્દ્ર રાત્રે આવ્યો જણાતો નહોતો. ઘરમાં પુરુષવર્ગમાં બીજું કોઈ હતું નહિ. ચંદ્રમોહન મૂંઝાતો હતો ત્યાં પ્રવીણા હાથમાં દાતણ લઈને આવી. એણે વહેલું નાહી લીધું હોય એવું લાગતું હતું. ખાદીનાં સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. મોં ઉપર સ્મિત હતું. પરંતુ એ આનંદનું નહિ, પણ આવકારનું હતું એટલું ચોખ્ખું જણાતું હતું. ચંદ્રમોહન દાતણ લઇને બીજી બાજુ જોઈ ગયો. પ્રવીણા ત્યાં ઊભી

રહી. ચંદ્રમોહને જાણ્યું કે એ ઊભી છે ને એની સાથે વાત કરવાની ઇચ્છા પણ કરી છતાં મોં ફેરવી શક્યો નહિ. પ્રવીણાએ રાત્રે એને જોઈ લીધો હોય એમ એની છાતી ધડકવા લાગી.

'મોટાભાઈ રાત્રે આવ્યા જ નથી.' પ્રવીણા મૂંગી ઊભી હતી તે આખરે બોલી.

'હા' ચંદ્રમોહનને મોં ફેરવવું પડ્યું.

'તમારે બહારનું કંઈ કામ હોય તો કહેજો. માણસને મોકલશું. મોટાભાઈ દસેક વાગ્યે આવશે એમ ધારું છું.'

'ખાસ કંઈ કામ નથી.'

'સારું' કહી પ્રવીણા ચાલતી થઈ. ચંદ્રમોહન એને પાછળથી જોઈ શક્યો નહિ. એણે છૂટકારો અનુભવી આંખો ફેરવી લીધી.

થોડી વારે માણસે આવી નહાવાના ખબર આપ્યા. ચંદ્રમોહન નહાવા માટે ગયો. વિશાખા સવારની દેખાઈ નહોતી. એના વિચારો ભય ઊપજાવતા હતા, પણ મનમાંથી ખસતા નહોતા. એને શોધવા માટે આંખો મથી રહી હતી. નાહીને એ બહાર નીકળ્યો ત્યારે વિશાખાને એણે રવેશમાંથી પસાર થતી જોઈ. બહુ ધારીને જોયું છતાં એના મોં ઉપર કોઇ જાતનો ફેરફાર જણાયો નહિ. ચંદ્રમોહને છાની નિરાંત અનુભવી.

પ્રવીણાએ કહ્યું હતું તેમ દસ વાગે ઉપેન્દ્ર આવી પહોંચ્યો. આવતાંની સાથે જ એણે ગઈ રાત્રે પોતે કેમ ન આવી શક્યો તેની વાત કરવા માડી, ચંદ્રમોહને વાત સાંભળી પણ એ કાંઇ સમજ્યો હોય એવું લાગ્યું નહિ. એનું ચિત્ત બીજે ક્યાંક ફરતું હતું. ઉપેન્દ્ર તુરત જ પોતાના કામે વળગ્યો. અર્ધા કલાકમાં પરવારી જઈ એણે ચંદ્રમોહનને જમવા માટે તૈયાર થવાનું આમંત્રણ આપ્યું. ચંદ્રમોહન સહેજ ગભરાઈ ગયો. વિશાખા ને પ્રવીણા એની સામે જ બેસશે એમ એણે ધારી લીધું.

પણ એની ધારણા ખોટી પડી, આજે ટેબલ ઉપર જમવાનું નહોતું. રસોડામાં પાટલા નખાયા હતા. અને તે પણ બે જ. ચંદ્રમોહનની ગભરામણ વધવા લાગી. એ અંદર જઈને જમવા બેઠો. પળેપળે જમવાનું ભૂલાઈ જતું હતું અને એ સ્થિર થઈને બેસી રહેતો હતો. ઉપેન્દ્રને જરા આશ્ચર્ય થયું. એ પૂછવા જાય ત્યાં ચંદ્રમોહને જ પૂછ્યું :

'આજે બહેનો કેમ સાથે નથી ?'

'આજે બંનેને ઉપવાસ છે.'

'એમ ?' ચંદ્રમોહન આશ્ચર્ય પામ્યો

'અગાઉ તો કોઈ વખત ન કરતાં. પણ હમણાં કોઇકોઇ વખત કરે છે.'

'ઉપવાસમાં કશું જ લેતાં નથી ?'

'માત્ર પાણી જ. બીજું કશું નહિ.'

હવે વધુ પૂછવા જેવું કંઈ હતું નહિ. ચંદ્રમોહને મૂંઝવણ દબાવી રાખી જાગૃત મને ખાવા માંડ્યું. ઉપેન્દ્ર પહેલાં એણે જમી લીધું અને ઉપેન્દ્રની રજા લઈ ત્યાંથી ઊઠ્યો.

ઓરડામાં આવતાં એની ગભરામણ વધવા લાગી. વિશાખા એની સમક્ષ આવતી જ નહોતી એમાં એને રહસ્ય જણાવા લાગ્યું. એ ટેબલ નજીક આવ્યો ત્યાં એણે ટેબલ ઉપર એક કવર પડેલું જોયું. આખા અંગમાં એક કંપારી આવી ગઈ. ધ્રૂજતા હાથે કવર ઉઘાડીને ફોડ્યું. અંદર નાની ચિઠ્ઠી જ હતી. ઉપર નીચે કોઇનું નામ નહોતું. માત્ર આટલા જ શબ્દો હતા.

'અમે ત્યાં નહિ આવી શકીએ. એ આશાએ તમે તમારું કર્તવ્ય ચૂકશો નહિ. અમે અહીં સુખમાં છીએ એવી ખાતરી સાથે તમારા કામમાં મશગૂલ રહો એવી અમારી માગણી છે.'

ચિઠ્ઠી સાવ સાદી હતી. પરંતુ એ લખનારની મનોભાવના કલ્પીને ચંદ્રમોહન વધારે ગભરાયો. હવે એક ક્ષણ અહીં રહેવું એ કસોટી હતી. વિચારોના ઓઘ એક સામટા આવતા હતા. એકે ય વિચારને એ ઝીલી શકતો નહોતો, ગઈ રાતનો વિચાર આખા ચિત્ત-તંત્રને કંપાવી મૂકતો હતો. અત્યાર સુધી જે વિચારથી માત્ર ગભરામણ ઊપજતી એ વિચાર હૃદયને હવે બાળવા લાગ્યો. પોતે ક્યાં જતો હતો એ કલ્પનાએ એનાં ગાત્રો ગાળી નાખ્યાં. ઉપેન્દ્ર આવી જશે એવો ભય મનમાં ન હોય તો ચંદ્રમોહન ઢગલો થઈને પડે એટલું દૌર્બલ્ય એનાં અંગમાં વ્યાપી ગયું.

ઉપેન્દ્ર જમી રહ્યો હતો પણ ચંદ્રમોહને જોયું તો એ એના ઓરડા પાસેથી પસાર થઇ પ્રવીણાના ઓરડા તરફ ગયો પણ ત્યાં ન આવ્યો. ચંદ્રમોહન પોતાની ચારેબાજુ ભણકારો અનુભવવા લાગ્યો. એ તુરત જ ત્યાંથી ઊઠ્યો અને બહાર નીકળ્યો. રવેશમાં કોઈ નહોતું. દીવાનખાનામાં પણ કોઈ નહોતું- નીચે જતા દાદર ઉપર પણ કોઈ નહોતું. એણે એક ક્ષણ વિચાર્યું, આજુબાજુ જોયું અને તુરત જ દાદર તરફ પગ માંડ્યા.

માત્ર ધોતીઉં અને પહેરણ પહેરેલો ચંદ્રમોહન રસ્તા ઉપર આવી પહોંચ્યો. પ્રત્યેક માણસથી ડરતો હોય એમ એ આમ તેમ જોવા લાગ્યો. આંખોમાં ભયની વ્યાકુળતા દેખાઈ આવતી હતી. એણે એક પળ વિચાર કરી ટ્રામ તરફનો રસ્તો લીધો. પણ પાંચ ડગલાં આગળ ભરે તે પહેલાં તો એણે અગાસીમાંથી પોતાના નામનો સાદ સાંભળ્યો. ઉપર જોયું તો પ્રવીણા ઊભી હતી. ચંદ્રમોહન સ્થિર થઈ ગયો. આગળ જવાની કે પાછા વળવાની એની હિંમત ખૂટી ગઈ. એ ત્યાં જ ઊભો રહી ગયો. પ્રવીણા તુરત જ અગાસીના કઠેરા પાસેથી ખસી અને નીચે ઊતરવા લાગી. ચંદ્રમોહનની ગડમથલનો હજી અંત નહોતો આવ્યો ત્યાં એ નીચે આવી પહોંચી. બારણા પાસે જ ઊભા રહી એણે કહ્યું.

'ઉપર ચાલો.'

ચંદ્રમોહન યંત્રવત્ પાછો વળ્યો, પ્રવીણા ઝડપથી દાદર ચડવા લાગી. ચંદ્રમોહન ધીમે પગલે ને અવનત મસ્તકે એની પાછળ ચડવા લાગ્યો.

પ્રવીણા ચંદ્રમોહનના ઓરડામાં જ દાખલ થઈ. ચંદ્રમોહન પાછળ આવતાં સહેજ સંકોચ પામ્યો, પણ પ્રવીણાએ આંખથી સૂચન કર્યું એટલે એ અંદર દાખલ થયો. પ્રવીણા સાથે એકાંતનો આ પહેલો જ પ્રસંગ હતો. ચંદ્રમોહન આંખ ઢાળીને સામે બેઠો.

'ક્યાં જતા હતા?' પ્રવીણાએ પૂછ્યું. ચંદ્રમોહન જવાબ ન આપી શક્યો.

'તમે પહેલી વખતે પણ નાસીને ગયા હતા. આ વખતે પણ એમ કરવું હતું?' પ્રવીણા દુઃખથી બોલી, પણ ચંદ્રમોહનના હોઠ ઊઘડ્યા જ નહિ.

'મારે તમારી સાથે થોડી વાત કરવી છે.' પ્રવીણાએ ત્રીજું ગંભીર વાક્ય ઉચ્ચાર્યું. ચંદ્રમોહનને ઉપર જોયા વિના છૂટકો જ ન રહ્યો.

'મારી સ્થિતિ વિશાખાએ તમને કહી છે.' પ્રવીણાએ ધીરતાથી પોતાની વાત મૂકવા માંડી. 'તમારી સ્થિતિ અમારામાંથી કોઈ સમજી શકતું નથી, પણ તમે બહુ લાગણીપ્રધાન લાગો છો. તમારે...'

'સાચી વાત છે.' ચંદ્રમોહન વચ્ચે બોલ્યો.

'તમારે સ્વસ્થ રહેવું જોઈએ. તમે ગઈકાલે બહુ લાગણીવશ બની ગયા...'

ચંદ્રમોહનની આંખો ફરી ઢળી ગઈ. પ્રવીણા આગળ ન બોલી. એક પળ થોભીને એણે વાત બદલાવી.

'તમે ક્યારે જવાનું વિચારો છો?'

'બસ, આજે જ.'

'એમ શા માટે? બે ચાર દિવસ રહો તો?'

'ના, હવે જઉં' ચંદ્રમોહન બોલ્યો. એના અવાજમાં આર્જવતા આવી ગઈ. પ્રવીણા કશું ન બોલી. એને લાગ્યું કે વધુ વાત કરતાં ચદ્રમોહનની તેજસ્વી આંખોમાં કરુણા પથરાઈ જશે.



## ૨૪

## વાતાવરણ અને વિચારો

**ચંદ્રમોહન** મુંબઈથી ખાલી હાથે અને સંતપ્ત હૃદયે પાછો ફરતો હતો. એને ખબર નહોતી કે એના ગયા પછી સૂર્યકાન્ત અને લખમીચંદ શેઠે શા શા ખેલો રચ્યા હતા! ચંદ્રમોહને જે દિવસે આનંદપુર છોડયું તે દિવસે જ લખમીચંદ શેઠે એ જાણ્યું હતું અને 'જુવાની દીવાની છે' એ મર્મવાક્ય સાથે અનેક વાતો એમણે વહેતી મૂકી હતી. બહુ ઊંડે સુધી નહિ જોઈ શકનાર લોકસમૂહને લખમીચંદ શેઠની વાતમાં આ વખતે સત્યનો અંશ લાગવા માંડયો. લખમીચંદ શેઠ મહા પ્રપંચી અને જુઠ્ઠા માણસ છે એમ સૌ જાણતા હતા. પરંતુ ચંદ્રમોહન શા માટે અચાનક મુંબઈ ગયો તે એમનાથી સમજાયું નહિ અને અને તેથી લખમીચંદ શેઠની વાતમાં તથ્ય જણાવા લાગ્યું.

લખમીચંદ શેઠે પ્રથમ તો ચંદ્રમોહનનાં લગ્નની વાત વહેતી મૂકી હતી. પરંતુ સૂર્યકાન્ત તરફથી જેમ સમાચાર મળતા ગયા તેમ

એમાં રંગો પૂરવા માંડ્યા. સામાન્ય રીતે આનંદપુરનો સમસ્ત લોકગણ ચંદ્રમોહન પ્રત્યે ભક્તિ ધરાવતો હતો, પરંતુ આવી વાતો વાતાવરણમાં પ્રસરવા લાગી તેમ તેમ લોકસમૂહની પ્રબળ અસરથી જ ચંદ્રમોહન પ્રત્યેનો વિરોધ છુપાવી રાખીને જે માણસો ભક્તિ ધરાવતા હતા તે ત્યાંથી ખસવા લાગ્યા. ધીમે ધીમે અવ્યવસ્થિત પણ એક મંડળ જ એવું બની ગયું કે જે પ્રસંગે–અપ્રસંગે ચંદ્રમોહનની વાતો કરવા લાગ્યું. મનુભાઈ અને સુભદ્રાબેન વિષે પણ વાતો પ્રસરાવવાનો પ્રયત્ન થયો, પરંતુ કશી યે ભૂમિકા પ્રાપ્ત ન થતાં એ વાતો ટકી શકી નહિ. લોકસમૂહે એને કાન ઉપર જ ન લીધી.

ચંદ્રમોહનની વાત ભૂમિકા મેળવી શકી હતી. ચંદ્રમોહન મુંબઈ રહ્યો હતો; ત્યાંથી અચાનક પાછો ફર્યો હતો અને ફરીને પણ અચાનક જ ગયો હતો. ચંદ્રમોહનના પ્રગટ જીવનમાં લોકસમૂહની નજરે આટલું અસ્પષ્ટ ને અપ્રગટ રહી જતું હતું. વિરોધીઓને પોતાની વાતોનાં બીજ એ ભૂમિમાં વાવવાનું ફાવ્યું અને એ એમાં સફળ થયા. લખમીચંદ શેઠે ચંદ્રમોહન મુંબઈ પહોંચ્યો છે એ સમાચાર સૂર્યકાન્તને પણ પહોંચાડી દીધા હતા.

મનુભાઈ અને સુભદ્રાબેન દિવસમાં પાંચસાત વખત આ વાતો સાંભળતાં હતાં. બે દિવસ પછી એમણે જાણ્યું કે લખમીચંદ શેઠે આ વાતો હવે ગામડાંમાં પ્રસરાવવાનો પણ નિરધાર કર્યો છે. આ બંનેને પોતાના કામની ચિંતા થવા લાગી. બીજી બાજુ ચંદ્રમોહન તરફથી પહોંચનો પણ પત્ર નહોતો. ચંદ્રમોહન ક્યારે પાછો ફરશે તે જાણવાનું સાધન જ નહોતું. એમણે પણ માન્યું હતું કે લાગણીની ખેંચતાણમાંથી મુક્ત રહેવા ચંદ્રમોહન કદાચ પિતાને ત્યાં ઊતર્યો પણ ન હોય. એટલે કાગળ કે તાર દ્વારા સમાચાર મેળવી શકાય એવી પણ સ્થિતિ ન રહી.

ત્રીજા દિવસની રાતે આ પ્રશ્ન ઉપર જ વિચાર અને ચિંતા

કરતાં સુભદ્રાબેન અને મનુભાઈ બેઠાં હતાં ત્યાં લખમીચંદ શેઠ આવી પહોંચ્યા. એમને જોઈ સુભદ્રાબેનને જરા આશ્ચર્ય થયું, પણ મનુભાઈના મોં ઉપર કોઈ જાતના ફેરફાર થયા નહિ. આવકારનો એક પણ શબ્દ મનુભાઈ કે સુભદ્રાબેને ઉચ્ચાર્યો નહિ, પણ લખમીચંદ શેઠે એવી અપેક્ષા પણ ન રાખી હોય એમ એ હસતા આવીને બેઠા.

'ચંદ્રમોહનભાઈના શા સમાચાર છે?' પહેલો જ પ્રશ્ન એમણે કર્યો.

'એ તો તમને ખબર હોય. અમે શું જાણીએ?' મનુભાઈ જરા રોષમાં બોલ્યા.

'મને તો ખબર છે. આ વખતે પોતાના બાપાને મોં બતાવી શક્યા નથી.'

'એમ?'

'હા. અને પેલી છોકરીને ઘેર ઊતર્યા છે.'

'સારું.' મનુભાઈ બોલ્યા. એમના મનમાં રોષ ઊભરાઈ આવ્યો.

'તમને એની ચિંતા નહિ હોય, પણ અમને છે. ગામની વહુ દીકરી...'

'વધુ રહેવા દો. તમને જેમ સૂઝે તેમ બહાર જઈને કરો.' મનુભાઈએ એમને વધુ બોલતા અટકાવ્યા.

'મને સૂઝે છે એમ કરું જ છું. એ માટે ફિકર કરશો નહિ. પણ હવે તમારું સારું વાંછતા હો તો ચંદ્રમોહનભાઈને અહીંથી આઘા કરો.'

'તમારી સલાહની મારે જરૂર નથી. કૃપા કરી અહીંથી હવે જશો?'

'એમ? જોજો, પછી લખમીચંદને ઘેર ધક્કા ન ખાવા પડે!'

'નહિ ખાવા પડે. તમે પધારો.' મનુભાઈ બોલ્યા ને ઊભા થયા. લખમીચંદ શેઠ પણ રોષભર્યા ચહેરે ઊઠ્યા.

'હવે જાગતા રે'જો. પંદર દિવસમાં લખાચા ન ઉપડાવું તો મારું નામ લખમીચંદ નહિ.'

'સારું.' મનુભાઈએ જવાબ આપ્યો. લખમીચંદ શેઠ જવા માટે બારણા તરફ વળ્યા.

'મને ચિંતા એ જ છે કે તમે નિર્દોષ મરાઈ જશો. કો'કના પાપે કો'ક દંડાઈ જશે.'

'બહુ સારું.'

'તો તમારી મરજી. ફૂટેલા વહાણમાં બેઠા પછી ડૂબો તો કોઈને દોષ દેશો મા.' લખમીચંદ શેઠ બારણા બહાર પગ મૂકતાં બોલ્યા, ને ચાલતા થયા. મનુભાઈ સચિંત મુખે પાછા વળ્યા.

'વાતાવરણ બગડતું તો જાય છે.' સુભદ્રાબેન બોલ્યાં.

'કોઈ ઉપાય જ નથી. સાવ અદ્ધર વાતો ઊડે એને શી રીતે રોકવી ?'

'મનુભાઈ છે ?' બારણામાંથી અવાજ આવ્યો. મનુભાઈ અને સુભદ્રાબેન ઊભાં થઈને પરસાળમાં આવ્યાં. ગામના પ્રતિષ્ઠિત પાટીદાર રાઘવજી આવ્યા હતા.

'આવો આવો પટેલ' મનુભાઈએ આવકાર આપ્યો. પટેલ હાથ જોડતા ઉપર આવ્યા અને અંદરના ઓરડામાં જઈ સૌની સાથે બેઠા.

'એક વાત પૂછવા આવ્યો છું.' પટેલે ગંભીર મુખે વાતની શરૂઆત કરી.

'બોલો.'

'ગામનાં માણસ મને પૂછે છે. આપણા ચંદ્રમોહનભાઈ... ..'

'એ બધાં લખમીચંદ શેઠનાં કામ છે. વાતમાં કંઈ સાર નથી. ચંદ્રભાઈ તો આજકાલમાં અહીં આવી જશે અને સૂરજ ઉપર ધૂળ ઉડાડનારની આંખમાં જ એ ધૂળ પડશે.'

'તો તો સારું ભાઈ, ચંદ્રભાઈ જેટલું કામ કોઈથી થાય એમ નથી. ખડિયામાં ખાંપણ કે' છે એ એમણે સાચું પાડ્યું છે. મોતની એમને બીક જ નથી. મોટા લખપતિ છે, પણ અમ કરતાં યે ગરીબ થઈને રે' છે.' પટેલે પોતાની ભક્તિ પ્રગટ કરી.

'લખમીચંદ શેઠથી અમારું કામ સંખાતું નથી, કારણ કે એ એના સ્વાર્થની આડે આવે છે અને પેલા સૂર્યકાન્તભાઈ હતા ને, એ અહીં હતા ત્યાં સુધી ચંદ્રભાઈને મોટાભાઈ ગણીને પૂજતા, તે હવે વેરઝેર લઈને બેઠા છે.'

'એ તો બધું ય ટાઢું પડી જાશે ને જે સાચું હશે તે જ નભશે, પણ આપણે જાગતા રે'વું સારું. લખમીચંદ ને બીજા વાણિયા તો ગીધડાં જેવા છે. જો જરાક નજર ચૂક્યા તો આપણને ફોલી ખાધા વિના નહિ રે'.'

'તમારી વાત સાચી છે.' મનુભાઈ બોલ્યા અને પછી ગામના બીજા સમાચારો પૂછી પટેલને સંતોષ આપી વિદાય કર્યા.

લખમીચંદ શેઠને વળાવતી વખતે જેટલી ચિંતા મોં ઉપર હતી તે કરતાં પટેલને વળાવતી વખતે મનુભાઈની ચિંતા વધી. લખમીચંદ દુશ્મન હતો. પટેલ તો અંતરના મિત્ર હતા. એમના મન ઉપર આ વાત ટકી શકી એનું જ મનુભાઈને આશ્ચર્ય થવા લાગ્યું. તેઓ પાછા ફરતાં જ બોલ્યા :

'બંનેએ એક સરખી જ વાત કરી. એકે ચેતવણી આપી કે હવે જાગતા રે'જો. બીજાએ હેતથી કહ્યું કે જાગતા રે'વું સારું.'

'પટેલ બહુ ઉમદા દિલના માણસ છે.'

'હા, સત્યાગ્રહની લડત સમયનું એમનું મનોબળ અને ત્યાગ અદ્‌ભુત હતાં. આજે પણ એ એટલા જ બહાદુર છે. બધું ખોયું છે પણ પ્રાણ ખોયો નથી.'

'ચંદ્રભાઈ ક્યારે આવવા જોઈએ?'

'મને પણ એ જ વિચાર આવે છે. તેઓ જલદી આવે તો સારું. કંઈ કારણ વિના વહેમનાં જાળાં વિસ્તરતાં જ જાય છે.'

'એમણે તો પહોંચનો કાગળ પણ ન લખ્યો.'

'કદાચ તુરત પાછા ફરવાની ગણતરી હશે એટલે નહિ લખ્યો હોય.'

'એમ પણ હોય, પણ મને એ ચિંતા થાય છે કે ત્યાંથી બહેનોને સાથે લઈને આવશે તો ગામલોક ઉપર એની શી અસર થશે?'

'તમને પણ એ વિષે ચિંતા થાય છે?' મનુભાઈએ આશ્ચર્યથી પૂછ્યું.

'પહેલાં તો નહોતી થતી, પણ આ વાતાવરણ જોતાં તો એમ લાગે છે કે એ બહેનો થોડા દિવસ પછી આવે તો સારું.'

'પણ એ કેમ બની શકે? અહીંની સ્થિતિ ચંદ્રભાઈને જણાવવાનો પણ અવકાશ નથી.'

'અવકાશ હોય તોપણ શું થાય? એમને આ સ્થિતિ પત્રથી જણાવી જ કેમ શકાય? અને બહેનોને ન લઈ આવશો એમ કહેવાનો તો આપણને અધિકાર પણ શો?' સુભદ્રાબેન બોલ્યાં.

'અધિકાર તો ખરો.' મનુભાઈ ગંભીર અવાજે બોલ્યા. 'આપણે એમનાં સ્વજનો છીએ. પરંતુ અહીંની સ્થિતિ પત્રથી સારી રીતે ન જણાવી શકાય એ તમારી વાત સાચી. જોઈએ શું થાય છે. અંતે તો સત્ય જ અચળ રહેશે.'

'આપણે બીજા કોઈ મારફત ચંદ્રભાઈને સામાન્ય સમાચાર ન પહોંચાડી શકીએ ?'

'મને પણ એ વિચાર આવે છે, પણ એ સાથે જ એમ લાગે છે કે ચંદ્રભાઈ આજકાલમાં આવવા જ જોઈએ. મુંબઈમાં એવા મિત્રો તો છે કે જે એમને શોધીને આપણો સંદેશો પહોંચાડી દે.'

'કાલ સુધી રાહ જોઈએ. કાલે કંઈ સમાચાર ન આવે તો આપણે જણાવીએ.'

'ભલે, પણ લખમીચંદ શેઠ એનાથી થશે એટલા પ્રયત્નો તો કરશે જ, અને જો ચંદ્રભાઈની સાથે બહેનો આવશે તો એમના પ્રયત્નોમાં તાત્કાલિક સફળતા પણ મળશે.'

'લોકો બહુ ભોળાં છે.' સુભદ્રાબેન બોલ્યાં.

'એવું તો ઠીક નથી, પણ ટૂંકી નજરનાં છે. થોડી વારમાં બધું ભૂલી જાય છે. જો એમનાં મન ઉપર વાત ઠસે તો ચંદ્રભાઈની પ્રચંડ સેવા અને ફકીરીને ભૂલી જતાં લોકો મુદ્દલ વખત ન લગાડે.'

'એટલી જ ઝડપથી એ માઠી અસર પણ દૂર થઈ જાય ખરી કે ?'

'ના. એમ થતું હોય તો તો સારું. પ્રજા સારાં કામોને જેટલી ઝડપથી ભૂલે છે તેટલી ઝડપથી ખરાબ કામોને કદાચ નથી ભૂલતી.'

'મને એમ નથી લાગતું.' સુભદ્રાબેન બોલ્યાં. 'મને લાગે છે, પ્રજા ભોળી છે ને ઉદાર પણ છે. જો એમ ન હોય તો આખી જિંદગી એને લૂંટી ખાનાર એનું થોડુંક ભલું કરવા નીકળે ત્યારે એની વાહવાહ ન કરે. હરિજનોનો જ દાખલો લો. આપણે સૈકાઓથી એમને પીડ્યા છે છતાં આજે આપણને તેઓ પોતાનાં ઉદ્ધારક ગણે છે.'

'તમારી એ વાત ખરી છે, પરંતુ પ્રજા જેને સાધુ તરીકે

ઓળખે છે તેનું પતન નથી સાંખી શકતી, નથી ભૂલી શકતી. એક લંપટ માણસ પરિવર્તન પામીને સેવાધર્મ સ્વીકારશે તો લોકો એને પોતાનો હૃદયસ્થ દેવ બનાવશે. સુરદાસ, તુલસીદાસ એટલે જ પુજાયા ને! પણ એ જ માણસ, અથવા જેના ભૂતકાળમાં એક પણ કલંક નથી તે, કલંકિત થશે તો પ્રજા એના ઉપર તિરસ્કાર વર્ષાવશે ને એનું કલંક દૂર થતાં પણ એનો સ્વીકાર નહિ કરે.'

સુભદ્રાબેનને મનુભાઈની વાત ઠીક લાગી. તેઓ આગળ ન બોલ્યાં અને ત્યારે તો એ વાત ત્યાંથી જ અટકી ગઈ. સવારે ચંદ્રમોહનના સમાચાર મળશે જ એવી આશા સાથે બંને છૂટાં પડયાં.



# ૨૫

## બારણાં ઊઘડયાં

**સવારની** પહેલી ટપાલમાં મનુભાઈ અને સુભદ્રાબેને ચંદ્રમોહનનો કાગળ ન જોયો. બીજી બધી ટપાલ સામાન્ય હતી. એક ગ્રામસેવકના કાગળમાં ત્યાંના પટેલ આપણા ચંદ્રભાઈ માટે ભૂંડી વાતો પ્રસરાવે છે એવા સમાચાર હતા. મનુભાઈ એ કાગળ ઉપર ચિંતા કરતા હતા ત્યાં સુભદ્રાબેને તે દિવસના વર્તમાનપત્રમાં આવેલા એક સમાચાર પ્રત્યે મનુભાઈનું ધ્યાન ખેંચ્યું. એ સમાચાર વાંચતાં જ સ્થિરહૃદયી મનુભાઈ ડોલી ગયા. સમાચાર તદ્દન મોઘમ હતા. એ છાપાની ખાસ પ્રતિષ્ઠા નહોતી અને કોઈનું નામ-ઠેકાણું પણ નહોતું, પરંતુ આનંદપુરના વાતાવરણનો એમાં પડઘો તો હતો જ. મનુભાઈને જણાયું કે આ વાતાવરણ પોતે ધારતા હતા તે કરતાં વધુ ગંભીર અને વધુ વ્યાપક છે. એક ક્ષણમાં એમને સમજાઈ ગયું કે

ભલે આ આખી ઇમારત અસત્ય ઉપર રચાઈ હોય, પણ જો આ પ્રદેશમાં સેવા કરવી હોય–અને કરવી છે જ–તો આ વાતાવરણ વિખેરવું જ જોઈએ, આ વાતાવરણ પ્રત્યે બેપરવા બનવાનો વિચાર એમના મનમાં ઊગ્યો કે તુરત આથમી ગયો.

'ચંદ્રભાઈ હવે તુરત આવે તો સારું' મનુભાઈ બોલ્યા.

'કેમ ?'

'આપણે કંઈક ગંભીર પગલાં લેવાં જ જોઈશે. આપણું મૌન લોકોને ખાતરી આપશે કે જે વાતો ચાલે છે તે સાચી છે.'

'પણ આપણે વિરોધ કરશું તો વિરોધીઓને વધુ જોશ નહિ ચડે ? એમને એમ નહિ લાગે કે એમને મહત્ત્વ મળી રહ્યું છે ?'

'એમ લાગશે અને તેથી એમનું કાર્ય વેગ પણ પકડશે, પણ આપણે મૂંગાં રહેશું તો તો લોકો વિભ્રમમાં જ પડશે. આ વાત હું છાપાના સમાચાર માટે જ નથી કહેતો–એ સમાચાર તો ફરી પાછા કદાચ ન પણ આવે, પણ લખમાચંદ શેઠે જે વ્યવસ્થિત કામ ઉપાડયું છે તેને તો અટકાવવું જોઈએ.'

'શું કરવું જોઈએ એમ તમને લાગે છે ?'

'એક વિચાર તત્કાળ સૂઝે છે. જે સાચી હકીકત છે તે ચંદ્રભાઈએ લોકો સમક્ષ મૂકી દેવી જોઈએ, પરંતુ એમ કરવામાં એક મુશ્કેલી રહી છે. મને એમ થાય છે કે આપણું સેવાકાર્ય સલામત રાખવા ખાતર પણ પ્રવીણાબેનની સ્થિતિ પ્રગટ કરવાનો આપણને શો હક્ક છે ?'

'હું એ જ કહેવા જતી હતી. એ માર્ગ ન જ લેવાય. મને તો એમ પણ થાય છે કે આમાંથી ઊગરવાનો ખરો માર્ગ કદાચ ચંદ્રભાઈ જ સૂચવી શકશે.'

મનુભાઈ મૂંગા રહ્યા અને વિચારવા લાગ્યા. થોડીવારે ટપાલના

જવાબ લખવા માટે તેઓ પોતાના ઓરડામાં જવા ઊઠ્યા. સુભદ્રા-બેન પણ પોતાના કામ ઉપર ગયાં. બંનેનાં મન એક જ વિચારથી ભરેલાં હતાં.

ચંદ્રમોહન મુંબઈથી નીકળી ચૂક્યો હતો. એણે પહેલી વખતે મુંબઈ છોડ્યું ત્યારે એના મનમાં માત્ર મૂંઝવણ હતી. આ વખતે મૂંઝવણની જગ્યાએ ભય અને શરમ વ્યાપેલાં હતાં. એ વખતે છેક છેલ્લી ઘડીએ પિતાશ્રી સ્ટેશન ઉપર આવી પહોંચ્યા હતા. આ વખતે જેનાથી એ ડરતો હતો તે પ્રવીણા, વિશાખા અને ઉપેન્દ્ર એને મૂકવા માટે આવ્યાં હતાં. પ્રવીણાના કહેવાથી પાછો વળ્યા પછી ચંદ્રમોહન લગભગ દસ કલાક એ ઘરમાં રહ્યો હતો, પરંતુ ઘણોખરો સમય એણે એકાંતમાં જ ગાળ્યો હતો. એના અંગમાંથી કંપારી ચાલી ગઈ હતી પરંતુ તે સાથે જ તમામ જોશ પણ ઊતરી ગયું હતું. કોઈ કોઈ પળે કદી યે ન અનુભવ્યું હોય એવું જોશ ચડી આવતું હતું, પરંતુ એ જોશ પશ્ચાત્તાપથી દાઝ્યા પછીનું, જીવનના રસો ને આંકાક્ષાઓને બાળી નાખે એવું વિકરાળ હતું. ચંદ્રમોહન પુરુષ હતો, એના અંગમાં ને અંતરમાં પૌરુષ વ્યાપેલું હતું, પરંતુ ગઈ કાલે એક પ્રચંડ શક્તિ પાસે એ મહાત બન્યો હતો અને તેથી શરમાતો હતો. એનું પૌરુષ ફરીને બેઠું થવા ઇચ્છતું હતું પણ સમગ્ર જીવનમાં ચેતના પ્રગટાવનારી શ્રદ્ધા દિલમાં જાણે જન્મતી જ નહોતી.

વિશાખા એની સાથે છેવટ સુધી બોલી ન હતી, પ્રવીણા, જે સામાન્ય રીતે મૂંગી રહેતી તે જ એનો આશ્રય બની હતી. માત્ર એક વખત, પ્લેટફોર્મમાં તે દાખલ થયા તે વખતે જ વિશાખા એની સાથે બોલી હતી, એણે ચંદ્રમોહનને કહ્યું હતું : 'પહોંચનો અને તમારી પ્રવૃત્તિનો કાગળ લખજો.' ચંદ્રમોહને આભારમાં માથું હલાવ્યું હતું. ગાડી ઊપડી તે વખતે કોઈની આંખમાં આનંદની

ચમક નહોતો. કોઈ દુઃખદ પ્રકરણની દુઃખ સાથેજ સમાપ્તિ થતી હોય એવું કરુણ વાતાવરણ હતું.

ગાડીનો સમય ચંદ્રમોહને વિચારમાં જ ગાળ્યો. એને પોતાની સ્થિતિનું સ્પષ્ટ ભાન થયું. પોતે શા માટે મુંબઈ આવ્યો હતો એ પ્રશ્ન નિરુત્તર થઈને આજ સુધી પાછો વળી જતો હતો તેનો હવે જવાબ મળી ગયો. હૃદયમાં દબાયેલું જે દેખાતું નહોતું તે હવે સાફ દેખાવા લાગ્યું. ચંદ્રમોહન ભય પામીને અંધકારમાં ડૂબેલા વગડા સામે જોઈ રહ્યો. ગાડી પૂર જોશમાં ચાલી જતી હતી. એના મનનો વેગ પણ અત્યારે અવધિ વટાવતો હતો. એને લાગ્યું કે પોતે પોતાનાં જીવનનો, સાથીઓનો અને દેશનો દ્રોહ કર્યો છે. આ દ્રોહનું નિવારણ શું? એનું અંતર પોકાર ઉઠાવતું હતું. જવાબમાં માત્ર હોઠ જ બીંસાતા હતા, પોતાની જાતે પોતાને સજા કરવા ઇચ્છતો હોય એવી લાગણી મનમાં વ્યાપી જતી હતી.

આનંદપુર પહોંચતાં સુધી એના મનની એ જ સ્થિતિ રહી. પછડાટ પામેલું મન એક પણ દલીલ કરતું નહોતું અને જે જે લાગણીઓ ઉદ્ભવતી હતી તેને સ્વીકારતું હતું. આનંદપુરના સ્ટેશને એ ઊતર્યો ત્યારે એની આંખમાંથી હતાશા અને પરાજયના ભાવો ઊડી ગયાં હતાં અને તેની જગ્યાએ દૃઢ નિશ્ચયનો પ્રકાશ પથરાયો હતો. એનાં પગલાં પણ મક્કમ અને જોશભેર પડતાં હતાં.

સ્ટેશનથી સૈનિકનિવાસ સુધી પહોંચતાં સુધીમાં જે કોઈ રસ્તામાં મળ્યા તે સૌની સાથે એણે નમસ્કારનો વિનય કર્યો, પરંતુ દિલની સાથે હસી શકયો નહિ. એ સૈનિકનિવાસમાં દાખલ થયો ત્યારે સુભદ્રાબેન અને મનુભાઈને છૂટાં પડયે હજી અર્ધો જ કલાક થયો હતો અને મનુભાઈ પોતાના ઓરડામાં બેઠા બેઠા ચંદ્રમોહનને એક પત્ર લખી નાખવાનો જ વિચાર કરતા હતા.

સાવ આકસ્મિક રીતે ચંદ્રમોહનને આવેલો જોઈ મનુભાઈ

ચમકી ગયા. એમના મોં ઉપરની ચિંતા તુરત જ ખસી ગઈ, અને ત્યાં આનંદાશ્ચર્યના ભાવો પ્રસરવા લાગ્યા. કોઈના આવ્યાની શંકા જતાં સુભદ્રાબેન પણ રેંટિયાશાળા તરફથી પાછાં વળ્યાં અને ચંદ્રમોહનને જોતાં જ હસવા લાગ્યાં. મનુભાઈ અને સુભદ્રાબેન પળ બે પળ તો બધી જ મૂંઝવણ ભૂલી જઈ પોતાના સ્વજનને સત્કારવા ઊભાં જ રહી ગયાં.

ચંદ્રમોહન ધીમું હસ્યો ખરો, પણ તુરત એનું મોં બિડાઈ ગયું. મનુભાઈ અને સુભદ્રાબેન પાસે દિલ ખોલવાનો એણે નિશ્ચય કરી લીધો હતો, પણ એ બંને સ્વજનોને નિર્મળ ભાવે હસતાં જોઈને એનો નિશ્ચય ડોલવા લાગ્યો. એણે સામાન નીચે મૂકી, સ્નાન-ભોજનની તૈયારી બતાવી. સુભદ્રાબેન એ વ્યવસ્થા કરવા માટે ત્યાંથી ખસ્યાં અને મનુભાઈ તથા ચંદ્રમોહન ઓરડામાં જઈને બેઠા.

બેત્રણ મિનિટ પસાર થઈ ત્યાં સુધી એમાંથી કોઈ કશું બોલ્યું નહિ. મનુભાઈનું નિર્મળ હાસ્ય એકાદ મિનિટથી વધુ વખત રહી શક્યું નહોતું. ચંદ્રમોહનના મુખનું જ પ્રતિબિંબ પડ્યું હોય એમ ત્યાં ચિંતાના ભાવો આવતા જતા હતા. પાંચેક મિનિટ પછી મનુભાઈ બોલ્યા:

'આ વખતે તો પહોંચવાનો કાગળ પણ ન લખ્યો ?'

નિદ્રામાંથી જાગતો હોય એમ ચંદ્રમોહન એમની સામે એકાદ પળ શૂન્ય ભાવે ટાંપી રહ્યો ને પછી બોલ્યો : 'આ વખતે બધું અનિશ્ચિત હતું.'

'અહીંનું વાતાવરણ તો અતિશય ચિંતારૂપ બની ગયું છે.'

'કેમ ?' ચંદ્રમોહને પૂછ્યું. પૂછતાં જ એનું મોં પડી ગયું.

'લખમીચંદ શેઠ અને સૂર્યકાન્ત આ વખતે સફળ થયા છે. લોકોનાં દિલમાં એમણે શંકાનાં બીજ રોપી દીધાં છે.'

ચંદ્રમોહન ઊંચે શ્વાસે સાંભળવા લાગ્યો: મનુભાઈએ ધારેલું કે એ કંઇક બોલશે, પરંતુ એ બોલી શક્યો જ નહિ.

'એમાં વળી તમારા કશા સમાચાર જ નહિ! લોકોને જવાબ આપવાની પણ મૂઝવણ થતી હતી.'

'પણ...પણ વાત શી છે?' ચંદ્રમોહન આખરે બોલ્યો.

'વાત પકડી શકાય તો જોઈએ શું? તમે મુંબઈ ગયા, અચાનક પાછા આવ્યા, ફરી પાછા અચાનક ગયા એ ઉપર અવનવી ઇમારતો રચાઈ ગઈ છે. અહીં લખમીચંદ શેઠ છે, ત્યાં સૂર્યકાન્ત છે.'

ચંદ્રમોહન વધુ વાત કરવા માટે મૂંઝાતો હતો ત્યાં જ સુભદ્રાબેને આવીને એની મૂંઝવણ ટાળી. ચંદ્રમોહન પહેરવાનાં કપડાં લઈ ત્યાંથી ઊઠ્યો અને સ્નાન કરવા ગયો. મનુભાઈ અને સુભદ્રાબેન એકલાં પડ્યાં.

'ચંદ્રમોહન પોતે પણ મૂંઝાયેલા જ છે.' મનુભાઈ બોલ્યા.

'મને પણ એમ જ લાગ્યું.'

'મેં એમને વાત કરી. તેઓ કશો ઉત્તર આપી શક્યા નહિ. એમ જણાય છે કે પ્રવીણાબેનનો પ્રશ્ન વધુ ઉગ્ર બન્યો હશે. એમના મોં ઉપર આ વખતે સખતાઈનાં ચિહ્નો પણ કંઈક દેખાય છે. પોતા પ્રત્યે જ રોષિત થયા હોય એવું લાગે છે.'

'એક કામ કરીએ તો?' સુભદ્રાબેન બોલ્યાં.

'શું?'

'એમને કહીએ કે આ વાદળ વિખેરવાં જ જોઈએ. જો નહિ વિખરાય તો આપણી તમામ રચના ધૂળ ભેગી મળી જશે.'

'એ તો કહીશું જ.'

'હં...એમ પણ કહીએ કે માત્ર તમે જ આ વાદળ વિખેરી

શકશો. બીજા કોઈની તાકાત નથી. જો યોગ્ય લાગે તો પ્રવીણાબેનની મર્યાદા જાળવીને તમારું અંતર પણ સૌની પાસે પ્રગટ કરો.'

'ચંદ્રભાઈ તુરત જ એ સ્વીકારશે. પણ એથી લાભ થશે કે કેમ એ વિષે મને શંકા છે. એ તો ગ્રામસેવકોની સભા જ બોલાવશે અને પ્રવીણાબેનનો પ્રશ્ન સૌની સમક્ષ રજૂ કરી દેશે.'

'એમ નહિ કરે કદાચ.'

'કેમ ?'

વાત આગળ વધતી હતી ત્યાં ચંદ્રમોહન આવી પહોંચ્યો. સુભદ્રાબેન જમવાની તૈયારી માટે ઊઠવા લાગ્યાં. ચંદ્રમોહને એમને અટકાવ્યાં. 'જરા બેસો તો' એ બોલ્યો અને બેઠો. સુભદ્રાબેન અને મનુભાઈ આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યાં.

'તમારી પાસે થોડીક અંગત વાતો કરવી છે.' ગંભીર સ્વરે ચંદ્રમોહન બોલ્યો, મનુભાઈ– સુભદ્રાબેન સાંભળી રહ્યાં.

'આ વાતોનાં જાળાં-ઝાંખરાં કઈ ભૂમિમાં ઊગ્યાં છે તે મારે કહેવું છે.' ચંદ્રમોહને વાત શરૂ કરી. 'પહેલી વખતે મેં મુંબઈમાં શું કર્યું તે મેં પૂરું જણાવ્યું નથી. આ વખતે હું શા માટે ગયો તે પણ મારાથી કહી શકાયું નથી. જો કે હું યે પૂરું જાણતો નહોતો. અને પાછો કેમ આવ્યો તે પણ મારે કહેવું છે...' ચંદ્રમોહનનો કંઠ ભારે થતો ગયો. મનુભાઈ એના ગંભીર અને દુઃખિત ચહેરા સામે જોઈ રહ્યા.



# એ જ માર્ગે

**અને** પછી ચંદ્રમોહને હૃદયનાં તમામ બારણાં ઉઘાડી નાખ્યાં. એક પણ વાત, એક પણ પ્રસંગ, એક પણ લાગણી એણે છુપાવી નહિ. લગભગ બે કલાક સુધી એ બોલ્યો ને એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના મનુભાઈ અને સુભદ્રાબેન સાંભળી રહ્યાં. વાત પૂરી થઈ ત્યારે ચંદ્રમોહને આંખો મીંચી દીધી. એના મોં ઉપર દુઃખ અને શરમની ઝાંખપ વ્યાપી ગઈ.

પાંચેક મિનિટ મૌન પ્રસરી ગયું. મનુભાઈ અને સુભદ્રાબેન પણ દુઃખિત બન્યાં હતાં. એમનાં પોતાનાં જ જીવનમાં આ બધું બન્યું હોય એવી લાગણી એમનાં હૃદયમાં ઊભરાતી હતી. કોઈ જ બોલતું નહોતું એટલે મનુભાઈ હળવેથી ઊભા થયા અને બહાર નીકળ્યા. સુભદ્રાબેન પણ એમની પાછળ નીકળ્યાં. ચંદ્રમોહન એકલો પડ્યો. એણે ધીમેથી આંખ ઉઘાડી બારણા તરફ જોયું. મનુભાઈ પરસાળની એક બારી પાસે ઊભા હતા અને સુભદ્રાબેન રેંટિયાશાળા તરફ જતાં હતાં. ચંદ્રમોહન ત્યાંથી ઊઠ્યો અને મનુભાઈ પાસે આવ્યો. મનુભાઈ એના સામે જોઈ રહ્યા. એક બે ક્ષણ મૌન રહ્યું ત્યાં તો બંને મિત્રોની આંખો ભીની થઈ ગઈ. મોં ઉપરની ઝાંખપ ધોવા માટે ને દિલ ઉપરનો ડુંગર ખસેડવા માટે અશ્રુદેવતાએ જાણે મદદ કરી. બંને મિત્રોએ કોઈ ને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યા વિના થોડીક વાર મન મોકળું મૂકીને રડી લીધું.

સુભદ્રાબેને દૂરથી આ જોયું હતું. પરંતુ આ મંગલકાર્યમાં વિક્ષેપ નાખવાની એમની ઇચ્છા નહોતી. એમણે જોયું કે આંસુથી મુખ ધોવાઈ ગયું છે ત્યારે એ આવ્યાં અને ચંદ્રમોહનને જમવા

આવવા માટે કહ્યું. ચંદ્રમોહન જમવાનું ભૂલી ગયો હતો. મનુભાઈને પણ યાદ નહોતું. સુભદ્રાબેન બેન હતાં માટે જ ભૂલ્યાં નહોતાં. ચંદ્રમોહનને જમવાની વૃત્તિ ન થઈ, સુભદ્રાબેનના પ્રેમભર્યા આગ્રહને ન ઠેલી શક્યો હોય એમ સજલ આંખે એ સ્થિર ઊભો રહ્યો. મનુભાઈએ એના ખભા ઉપર હાથ મૂક્યો અને રસોડા તરફ ચાલવા માંડયું સુભદ્રાબેન આગળ જઈને થાળી પીરસવા લાગ્યાં.

સૌએ જમી તો લીધું, પરંતુ એ જમવામાં રસ નહોતો. પહેલેથી છેલ્લે સુધી સુભદ્રાબેનના એકાદ વાક્ય સિવાય સંપૂર્ણ શાંતિ જળવાઈ હતી. જમ્યા પછી ત્યાંથી ઊઠીને ત્રણે ય મિત્રો પરસાળમાં આવ્યાં અને બેઠાં. મનુભાઈએ ચંદ્રમોહનના ગયા પછીની આવેલી ટપાલ એની પાસે મૂકી. ચંદ્રમોહને એકે ય કાગળને હાથ ન લગાડયો અને કાંઈક જાણવા ઇચ્છતો હોય એમ મનુભાઈ સામે જોઈ રહ્યો, એની આંખો અત્યારે હૃદયની નમ્રતા અને મૂંઝવણનું પ્રતિબિંબ રજૂ કરતી હતી.

'હવે શું કરીશું?' કેટલી ચે મિનિટો પસાર થયા પછી ચંદ્રમોહન બોલ્યો. મનુભાઈ ઘડીક એની સામે જોતા હતા અને ઘડીક નીચે જોઈ જતા હતા. તે એક શબ્દ પણ બોલી શકયા નહિ. એમને પોતાને પણ 'હવે શું કરીશું?' એ વિષે એટલી જ મૂંઝવણ હતી. સુભદ્રાબેન તો કેવળ શ્રોતા જ હોય એમ બેઠાં હતાં.

'તમે જાણ્યું ને કે આ ઇમારત કેવળ અસત્ય ઉપર નથી રચાઈ?' ચંદ્રમોહન ફરીને બોલ્યો. મનુભાઈએ દુ:ખિત ચહેરે એની સામે જોયું, પણ કંઈ જવાબ આપી શકયા નહિ. ચંદ્રમોહનની મૂંઝવણ વધવા લાગી. આત્મકથાનાં દુ:ખદ પ્રકરણો વર્ણવ્યા પછી જે મનુભાઈ પાસેથી અભિપ્રાય ઇચ્છતો હતો તે એને ન જ મળ્યો. આ પ્રશ્ન માત્ર મનુભાઈ અને સુભદ્રાબેનનો જ નહોતો, નહિ તો એમની પાસે હૃદય ખોલ્યા પછી એ મૌન રહીને એનો પ્રત્યાઘાત જોયા

કરત, પરંતુ આ પ્રશ્ન તો ચંદ્રમોહનની ગ્રામસેવાની આખી સૃષ્ટિનો હતો, એટલે મનુભાઈ જેવા સ્થિર, પવિત્ર અને નિકટતમ સાથીનો અભિપ્રાય જાણ્યા વિના છૂટકો નહોતો.

મનુભાઈનું મૌન તો જાણે અખંડ જ બની ગયું હતું. ચંદ્રમોહન બોલ્યા પછી લગભગ દસ મિનિટ સુધી શાંતિ વ્યાપી ગઈ હતી છતાં મનુભાઈ કશું બોલ્યા નહોતા. એમના મૌનમાં દુઃખ હતું એટલું તો ચંદ્રમોહન જોઈ-જાણી શકતો હતો, પરંતુ એ દુઃખની પાછળ કયા વિચારનો દોર આવતો હતો તે એનાથી સમજાતું નહોતું. એક પળ, માત્ર એક જ પળ એને એમ થયું હતું કે મનુભાઈ હવે મને આ જવાબદારી માટે કદાચ અયોગ્ય ગણશે. પરંતુ મનુભાઈની રોષરહિત આંખ સામે જોતાં એ અનુમાન ટકી શકતું નહોતું.

મનુભાઈ ઘણી વાર સુધી ન બોલ્યા એટલે ચંદ્રમોહન અકળાયો. એનાથી આ મૌન જીરવાતું ન હોય એમ એણે સુભદ્રાબેન સામે જોયું. સુભદ્રાબેન પ્રમાણમાં સ્થિર જણાયાં. એમના મોં ઉપર મૂંઝવણના ભાવો નહોતા. ચંદ્રમોહનની દૃષ્ટિ ઉપરથી સુભદ્રાબેન એની સ્થિતિ સમજી ગયાં અને બોલ્યાં :

'હવે શું કરવું જોઈએ એ તમારે જ સુઝાડવાનું છે. આ વાતાવરણ વિખેરવું તો જોઈએ જ.'

'સૌની સમક્ષ આ હકીકતો પ્રગટ કરું?' ચંદ્રમોહન બોલ્યો.

'ના, ના,' મનુભાઈ તુરત જ બોલ્યા. 'લોકહૃદયમાં આ હકીકતો ઝીલવાનું સામર્થ્ય નથી. આપણે ગાંધીજીની કક્ષાએ નથી પહોંચ્યા.'

'ત્યારે શું કરવું? લોકની વાતો પ્રત્યે બેદરકાર બનવું અને સાચી વાતનો એક અંશ અહીં પડ્યો છે તે છુપાવી રાખવો?'

મનુભાઈ તુરત જ પાછા પડી ગયા. એમનું મન મૂંઝાવા લાગ્યું. એમણે સુભદ્રાબેન સામે જોયું.

'હું એમ કહું છું,' સુભદ્રાબેન સ્વસ્થ અવાજે બોલ્યાં, 'આપણે અત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ ન શોધીએ. ચંદ્રભાઈને લોકો સમક્ષ આવવા દો. પછી શું કરવું તે આપણને સમજાઈ આવશે. ચંદ્રભાઈ એટલા બધા મહાન છે કે, એમનો નજીવો દોષ પણ લોકો નહિ સાંખી શકે. અને ચંદ્રભાઈ અંતર ઉઘાડશે તો બીજા હજાર પ્રશ્નો મનમાં ઊભા થશે.'

મનુભાઈને આ માર્ગ ઠીક જણાયો. અત્યારની લાગણીમય સ્થિતિમાં સાચો ઉકેલ નહિ જ સૂઝી શકે એટલું સમજવામાં કશી યે મુશ્કેલી નહોતી. ચંદ્રમોહનની મૂંઝવણ જરી દૂર ન થઈ. સુભદ્રાબેને સૂચવેલા માર્ગમાં એની જવાબદારી અનેકગણી વધતી હતી. લોકો સમક્ષ રજૂ થતાં દિલમાં ડર તો લાગતો જ હતો, તેમાં આ સ્થિતિએ ઉમેરો કર્યો. હૃદયનો ભાર ઓછો કરવા એ મિત્રોનો સાથ ઇચ્છતો હતો તેને બદલે એ ભારમાં ઉમેરો થતો હોય એવું એને જણાયું.

પણ એ કશું બોલ્યો નહિ. થોડી વારે એ પોતે જ ત્યાંથી ઊઠયો અને રેંટિયાશાળા તરફ ગયો. એના ગયા પછી મનુભાઈ અને સુભદ્રાબેન પણ એકમેક સામે જોતાં કશું યે બોલ્યા વિના ઊઠયાં અને છૂટાં પડયાં. ચંદ્રમોહન આખા સૈનિકનિવાસમાં ફરીને એ જ ઓરડામાં પાછો આવ્યો અને એકલો બેઠો.

થોડી વાર નિષ્ક્રિય બેઠા પછી ચંદ્રમોહને દૂર પડેલો રેંટિયો નજીક લીધો અને કાંતવા માંડયું. લગભગ એક કલાક એણે કાંત્યું. સાંજ પડી ગઈ હતી એટલે ઓરડામાં ધીમે ધીમે અંધારું આવતું હતું. મનુભાઈ અને સુભદ્રાબેન ગામમાં ચાલ્યાં ગયાં હતાં. ચંદ્રમોહન કાંતતી વખતે શાંત તો નહોતો, પણ એના મનની ક્રિયા જુદી જ રીતે ચાલતી હતી. મુંબઈ છોડયા પછી એણે જે મક્કમતા ધારણ કરી હતી તે જ વધુ સાચી લાગતી હતી. જેમ જેમ એ વિચારતો હતો તેમ તેમ એનું અંતર એને કહેતું હતું કે, 'તારી જાત પ્રત્યે

બેપરવા બનીને કામમાં લાગી જા. એ જ સાચો માર્ગ છે. એથી જ તને ઢાંકી દેતું આ ધુમ્મસ વિખરાશે.'

ઝીણો ઝીણો અવાજ આવતો હતો: 'પણ લોકો તને પૂજે છે. તને મહાન સમજે છે. તારી અલ્પતા તારે એને ન જણાવવી જોઈએ? લોકહૃદયને તું છેતરતો નથી?'

'પણ શું કરું?' પ્રચંડ અવાજે કોઈ બોલતું હતું. 'મારે નિવૃત્તિ નથી જોઈતી. મારે આત્મહત્યા નથી કરવી. મેં ભૂલ કરી છે તેનો પરમાત્મા સમક્ષ હું સ્વીકાર કરું છું. એને હું નિવારી નાખીશ. એનું પ્રાયશ્ચિત્ત હું કરી લઈશ. એ માર્ગ તરફ હું નજર પણ નહિ નાખું. મારું કાર્ય, મારો પ્રદેશ, મારી ભાવના—એ જ હવે મારાં ચિરસંગાથી બનશે.'

અને પેલો ઝીણો અવાજ દબાઈ જતો હતો. ન જ કાંતી શકાય એવું અંધારું થયું ત્યારે એ ઊઠ્યો અને બહાર નીકળ્યો. અત્યારે જ ગામની બજારમાં જવાની ઇચ્છા સાથે એ ઊઠ્યો હતો, પરંતુ બારણા બહાર નીકળતાં એનો વિચાર બદલ્યો. એને થયું કે આવતી કાલ સવારથી જ કામ ઉપર ચડું.

એ પાછલે રસ્તેથી ગામ બહાર નીકળી ગયો—દૂર દૂર પેલા સૂર્યકાન્તના પ્રસંગ વખતે મનની મૂંઝવણ સમાવવા અને સાચો માર્ગ શોધવા નદીની રેતીમાં ગયો હતો ત્યાં. નદીના પૂલ પાસે એ આવ્યો ત્યારે એણે ત્રણ માઈલનો રસ્તો કાપી નાખ્યો હતો, પરંતુ પોતે ચાલે છે કે દોડે છે તેની એને ખબર જ નહોતી. ગામ બહાર પગ મૂકતાં જ એણે કરેલો નિર્ણય દૃઢતા ધારણ કરી રહ્યો હતો. આજની રાત તે દિવસની રાત જેવી જ બિહામણી હતી. આજે પણ ચારે બાજુ ઘોર અંધારું હતું અને નીરવ શાંતિ હતી. આજે એ શાંતિને ભેદતા શિયાળના રડવાના અવાજ આવતા હતા. આજે પણ

એ શાંતિને ભીષણ બનાવતી ચીબરી બોલતી હતી અને અંધકારમાં ડૂબેલાં વૃક્ષો પવનનો ઝપાટો અનુભવતાં અટ્ટહાસ્ય કરતાં હતાં.

પણ એ તરફ એનું ધ્યાન જ નહોતું. પશ્ચાત્તાપની ભાવના કાં તો શમી ગઈ હતી અને કાં તો એનું રૂપાંતર થઈ ગયું હતું. કોઈક વખત એને એમ થઈ આવતું હતું કે આ દોષને હું ધોઈ નાખીશ, પરંતુ વધુ વખત તો એમ જ થતું હતું કે મારા કાર્યથી અને મારા પરિશ્રમથી લોકમાનસમાં વ્યાપેલી શંકાઓને હું ઉખેડી નાખીશ.

અને એ રીતે જ એ પોતાના કામની રચના મનમાં ગોઠવતો હતો. એનાં પગલાં તો અજબ ઝડપથી ઊપડતાં હતાં. પોતે એક વગડાની જાણીતી કેડી ઉપર ચાલી રહ્યો હતો, પરંતુ એના મનથી તો આખો પ્રદેશ એણે ખૂંદવા માંડ્યો હતો. એ પોતાનાં કલ્પના-ચક્ષુથી લોકોના શંકાશીલ ચહેરાઓ જોતો હતો અને એની સામે પળ બે પળ ઊભા રહેતાં જ એ ચહેરાઓ ફરી પાછા હસી ઊઠતા હોય એવું અનુભવતો હતો.

નદીના પુલ પાસેથી એ પાછો ફર્યો. પુલ ઉપર બેસવાની સહેજ ઇચ્છા થઈ, પણ ઘણું મોડું થશે એમ લાગતાં એ પાછો ફર્યો. એ ગયો ત્યારે જેટલા જોશથી પગલાં ઊપડતાં હતાં એટલું જોશ પાછા વળતી વખતે નહોતું, પરંતુ વિચારનો તંતુ તો એનો એ જ હતો. જતી વખતે એ કંઈક મેળવવાની ઉતાવળમાં જણાતો હતો, વળતી વખતે એ મેળવીને નિરાંતે પાછો ફરતો હોય એવી શાંતિ હતી.



# સૂર્યકાન્તની પ્રવૃત્તિ

'પ્રવીણા!' ત્રણેક દિવસ પછીની એક સવારે પ્રવીણાની બાએ બારણા પાસેથી બૂમ પાડી. પ્રવીણા પોતાના ઓરડામાં હતી ત્યાંથી બહાર નીકળી એટલે બા બોલ્યાં. 'તને કોઈ મળવા આવ્યું છે.' પ્રવીણા ધીમે પગલે દીવાનખાનામાં દાખલ થઈ. ખાદીધારી એક જુવાન ખુરશી ઉપર બેઠો હતો તે ઊભો થયો અને એણે નમસ્કાર કર્યા. પ્રવીણા નમસ્કાર ઝીલીને એની સામે બેઠી. એ એને ઓળખતી જ નહોતી.

'એક વાત કહેવા આવ્યો છું.' સહેજ હસતો અને સહેજ શરમાવાનો ડોળ કરતો એ જુવાન બોલ્યો.

'કહો.' પ્રવીણાએ ટૂંકો જ જવાબ આપ્યો.

'ચંદ્રમોહનભાઈને આપ ઓળખો છો ને?'

'હા.' પ્રવીણા કંઈક રોષથી અને કંઈક આશ્ચર્યથી એની સામે જોઈ રહી.

'એમના વિષે તમે બધું જાણો છો?'

'તમે કોણ છો?' પ્રવીણાનું આશ્ચર્ય ખસી ગયું અને માત્ર રોષ જ રહ્યો.

'હું એમનો મિત્ર છું.'

'શા માટે આવ્યા છો?'

'મેં એમ સાંભળ્યું છે કે તમે......'

'બસ, એ જ ને? હું સમજી ગઈ. તમે જાવ.'

'પણ તમે મારી વાત જ ન સાંભળી. હું તમને ચેતવવા માગું છું. જુઓ આ છાપું.' સૂર્યકાન્તે છાપું આગળ કર્યું. પ્રવીણાએ છાપું હાથમાં લઈ સમાચાર વાંચ્યા. એનું મોં તુરત જ પડી ગયું. સૂર્યકાન્ત વિજયી આંખે એની સામે જોઈ રહ્યો હતો.

'બીજું કંઈ?' પ્રવીણા દુઃખી અવાજે બોલી અને ઊભી થઈ.

'બીજું કંઈ નહિ. મને થયું.........'

'તમે હવે જાવ. તમે એમના મિત્ર નથી લાગતા.' પ્રવીણાએ મોં ફેરવ્યું અને ચાલવા માંડયું. સૂર્યકાન્ત એની પીઠ પાછળ જોતો હસતો હસતો ઊઠયો ને બહાર નીકળ્યો.

પ્રવીણા ઓરડામાં પાછી ફરી ત્યારે વિશાખા સ્નાન કરીને આવી ગઈ હતી. વિશાખાએ સહજ રીતે પૂછયું:

'કોણ હતું?'

પ્રવીણા જવાબ આપ્યા વિના સોફા ઉપર બેસી ગઈ. વિશાખા એની પાસે આવીને બેઠી. એણે ફરી પૂછયું.

'મેં નામ નથી પૂછયું, પણ ચંદ્રભાઈનો કોઈ હિતશત્રુ હતો.'

વિશાખા નવાઈ પામી પ્રવીણા સામે જોઈ રહી. પ્રવીણા દુઃખી સ્વરે બોલી:

'તેઓ અહીં આવ્યા ને રહ્યા તેનો એમના શત્રુએ બરાબર લાભ ઉઠાવ્યો છે. મને એ સમજાવવા આવ્યો હતો કે ચંદ્રભાઈ સારા માણસ નથી.'

'તેં એનું નામ ન પૂછયું?'

'મને યાદ જ ન રહ્યું. મને તો એના પર ગુસ્સો જ આવ્યો.'

'મોટાભાઈને જ્યારે ને ત્યારે મળે છે એ સૂર્યકાન્ત તો ન હોય? પોતે ચંદ્રભાઈનો મિત્ર છે એમ કહે છે.'

'બસ, એ જ હશે. ચંદ્રભાઈ પહેલી વખત ચાલ્યા ગયાના સમાચાર પણ એણે જ આપેલા ને!'

'પણ એણે કહ્યું શું?'

'છાપામાં એક સમાચાર વંચાવ્યા.'

'છાપામાં?'

'હા, કદાચ ટેબલ ઉપર એ મૂકી પણ ગયો હશે.'

વિશાખા તુરત જ ત્યાંથી ઊઠીને દીવાનખાનામાં ગઈ. છાપું ત્યાં પડ્યું હતું. એણે વાંચ્યું, ફરીને વાંચ્યું અને પાછી વળી.

'એમને બહુ સહન કરવું પડશે, ખરું?' પ્રવીણા બોલી.

'ના, ના. લોકહૃદયમાં એમનું સ્થાન બહુ ઊંચું હશે.'

'પણ આપણુ લોકો.........'

'એ ખરું.' વિશાખા એટલું બોલી ચુપ રહી. પ્રવીણા તો ચિંતામાં પડી જ ગઈ હતી.

'મોટાભાઈને આ વિષે પૂછશું?'

'એ જાણતા જ હશે. સૂર્યકાન્ત એમને મળ્યા વિના નહિ રહ્યો હોય.'

'આમાં એને શો લાભ થતો હશે!'

'લાભ શો હોય? મેલા મનને રસ મળે.'

'એમણે પહોંચનો પણ પત્ર નથી લખ્યો. કદાચ આ ચિંતામાં જ પડ્યા હશે.'

'હા, કદાચ આ સંબંધ સર્વ રીતે છોડવાનો પણ નિશ્ચય કર્યો હોય. અહીં છેલ્લે દિવસે તો એમને સખત આઘાત લાગેલો તે ચોખ્ખું દેખાઈ આવતું હતું.'

'આપણે ભૂલ કરી.' પ્રવીણા બોલી. 'તારે એમ વર્તવું

નહોતું જોઈતું અને મારે એમ કહેવું નહોતું જોઈતું. એમની લાગણી સાંખી લેવી જોઈતી હતી.'

'પણ એ સ્થિર જ નહોતા. મારી સાથે સરખી રીતે બોલી પણ નહોતા શકતા અને એમની આંખો ચકચૂર જણાતી હતી. રાત્રે એ અગાશી ઉપર ગયા એ વખતે તેં એને નથી જોયા, મેં જોયા છે. હું જાગતી જ હતી અને પગરવ સાંભળતાં બારી પાસે આવેલી. એક પણ પગલું સ્થિર નહોતું પડતું.'

'તે હશે.'

'હશે નહિ, હતું જ, પ્રવીણા! તું ભલે એમ કહે. મને પણ એમના પ્રત્યે માન–આદર છે, પણ એમની સ્થિતિ મને સારી તો નહિ લાગેલી.'

પ્રવીણા કંઈ ન બોલી. વિશાખા થોડી વાર ચુપ રહી ફરી બોલી.

'એટલે તું એમ ન માનતી કે મને ચંદ્રભાઈ પ્રત્યે......મને એટલો જ આદર છે અને આ સમાચારથી તારા જેટલું જ દુઃખ થાય છે.'

'એમણે કાગળ કેમ નહિ લખ્યો હોય?' સાંભળ્યું જ ન હોય એમ પ્રવીણા બોલી.

'મને લાગે છે કે હવે એ કાગળ નહિ લખે.'

'તો......તો......' પ્રવીણા સહેજ ઢીલી પડી.

'આપણે એમના સમાચાર તો ક્યાંકથી મેળવી લઈશું.'

'તું એક કામ કરશે?'

'શું?'

'મોટાભાઈ પાસેથી તું જાણી લેશે? હું તો એમને નહિ પૂછી શકું.'

'જાણી લઈશ. જો તું ઇચ્છતી હો તો આનંદપુર કાગળ પણ લખું.'

'ના, ના. ત્યાં ન લખીશ. એમને જો અહીંનું જ દુઃખ હશે તો વધશે. આપણે એમની આ સ્થિતિનું નિમિત્ત બન્યાં છીએ.'

'એવું ન પણ હોય પ્રવીણા! એમ તો એ મજબૂત છે. સૂર્યકાન્ત જેવાને એ ગણકારે પણ નહિ.'

'મોટાભાઈ આવ્યા? જરા જો તો.' દીવાનખાના તરફનો અવાજ આવતાં પ્રવીણા બોલી.

'આવ્યા લાગે છે.' વિશાખાએ જવાબ આપ્યો અને ત્યાંથી એ ઊઠી. દીવાનખાના તરફ જતી જતી પાછી ફરી.

'કેમ?' પ્રવીણાએ પૂછ્યું.

'શાન્તુભાઈ પણ સાથે લાગે છે.'

'એ જાય પછી જજે.'

વિશાખા પાસે આવીને બેસી ગઈ.

'પેલું છાપું ત્યાં જ પડ્યું છે?' પ્રવીણાએ સાવચેત થઈને પૂછ્યું.

'હા, પણ મોટાભાઈએ તો જાણ્યું જ હશે. એ વિષે તું ચિંતા શા માટે કરે છે?'

'હું? ચિંતા? ......' પ્રવીણા વધુ ન બોલી શકી. એની આંખોએ બાકીનું કહી દીધું. વિશાખાએ એના વાંસા ઉપર હાથ મૂક્યો. બંને એમ ને એમ બેસી રહ્યાં.

'મોટાભાઈ આવતા લાગે છે.' થોડી વારે ચમકીને વિશાખા સરખી બેઠી. પ્રવીણા પણ સ્વસ્થ થઈ. ઉપેન્દ્ર અને શાન્તુ ઓરડામાં દાખલ થયા.

'તમે જાણ્યું તો હશે.' ખુરશી ઉપર બેસતાં ઉપેન્દ્ર બોલ્યો

'હા, સૂર્યકાન્ત અહીં પણ આવ્યો હતો.'

'એમ ?' ઉપેન્દ્ર ચમક્યો. એણે શાન્તુ સામે જોયું. 'હવે બરાબર' એ બોલ્યો.

'કેમ ?' વિશાખાએ પૂછયું.

'મને શંકા જ હતી કે એ માણસ ચંદ્રભાઈનો મિત્ર નહિ, પણ દુશ્મન છે. ઘણી વાર એ મને મળતો અને કંઈ કંઈ વાતો કરી જતો. અહીં ક્યારે આવેલો ?'

'સવારે જ. તમે ગયા પછી પા કલાકે, પ્રવીણાને મળેલો.'

'તમે ક્યાં હતાં ?'

'હું નહાવા ગયેલી.'

'એ બધું તરકટ છે. ચંદ્રભાઈ પ્રત્યે એને કંઈક વેર લાગે છે. મેં એક મિત્રને આનું કારણ શોધવાનું કહ્યું છે. સાંજ સુધીમાં જણાઈ આવશે.'

પ્રવીણાના મોં ઉપર કંઈક સંતોષ જણાવા લાગ્યો.

'તમે નકામી ચિંતા ન કરતાં. 'ઉપેન્દ્ર બોલ્યો.' અસત્ય કદી ટકી શકે જ નહિ. ચંદ્રભાઈ પ્રત્યે લોકોને અનહદ શ્રદ્ધા છે. સૂર્યકાન્ત એ નહિ ડોલાવી શકે.'

'અને આ છાપાની કશી પ્રતિષ્ઠા જ નથી.' શાન્તુ બોલ્યો.

'એમના પિતા સુધી પણ આ વાત પહોંચી હશે ?' મૂંગી બેઠેલી પ્રવીણા બોલી.

'પહોંચી પણ હોય, પણ એ તો બહુ વિચક્ષણ આદમી છે. સૂર્યકાન્તને એ ઓળખી જશે.' શાન્તુએ જવાબ આપ્યો.



# ગામડાંમાં

રાત્રે ઉપેન્દ્રે આવીને પ્રવીણાને સૂર્યકાન્તના સાચા સમાચાર આપ્યા. સૂર્યકાન્ત કેવો માણસ છે અને ચંદ્રમોહન પ્રત્યે શા માટે વેર રાખી રહ્યો છે તે જાણીને પ્રવીણાના મનમાં તો ઘણી શાંતિ થઈ ગઈ, પરંતુ આનંદપુર પ્રદેશના લોકો હજી અશાંત હતા. તેઓ સૂર્યકાન્તને અને લખમીચંદ શેઠને ઓળખતા હતા છતાં એની વાતોને છેક જૂઠી માની શકતા નહોતા. ચંદ્રમોહને બીજે દિવસે જ કામનો આરંભ કરી દીધો હતો. એના મનમાં લોકો સમક્ષ રજૂ થવા માટે થોડો ભય હતો, પરંતુ સવારના નવેક વાગે એ બજાર સોંસરો પસાર થયો ત્યારે શંકાશીલ પણ ભીરુ લોકોએ એટલા જ આદરથી એને નમન કર્યાં એટલે ચંદ્રમોહનના મનમાંથી ભય ખસી ગયો. એને ખાતરી થઈ ગઈ કે હવે જો એ સાવચેત રહેશે, મુંબાઈને ભૂલશે ને પ્રવૃત્તિમાં મસ્ત બનશે તો એનું સ્થાન છે તેથી યે ઉન્નત બનશે. લખમીચંદ શેઠ કે સૂર્યકાન્ત એના કીર્તિસૂર્યને ઝાંખો નહિ પાડી શકે કે એની કાર્યમૂર્તિને ખંડિત નહિ કરી શકે.

એણે તે દિવસે સ્ત્રીમંડળ અને કુમારિકામંડળની પણ મુલાકાત લીધી અને રાત્રે લગભગ દોઢ કલાક સુધી હરિજનવાસમાં રહી હરિજનોનાં ઘર જોયાં ને એમનાં સુખદુઃખ સાંભળ્યાં. ચંદ્રમોહનને આખા દિવસની પ્રવૃત્તિને અંતે લાગ્યું કે મનુભાઈ અને સુભદ્રા-બેનનો ડર ખોટો હતો. એ જ્યાં ગયો ત્યાં સન્માન પામ્યો અને જેની પાસે બોલ્યો તેણે એની આજ્ઞા ઉઠાવી એટલે આ સિવાય બીજી કશી જ અસર એને ઉપજે એમ નહોતું. એના ગયા પછી

લોકો ગણગણતા હતા તે એણે સાંભળ્યું નહોતું. કોઈ કહેતું હતું કે 'લખમીચંદ શેઠ સાવ ખોટા છે ને ચંદ્રભાઈ તો એના એ જ છે' તે કે 'એને કાંઈ લાજ કે શરમ છે? સાવ નફ્ફટ થઈને જ ફરે છે.' એ બેમાંથી એકેય અભિપ્રાય એણે સાંભળ્યો નહોતો. એની પાછળ પાછળ એનાં પગલાં ભૂંસતા લખમીચંદના માણસો ફરતા હતા તેની પણ એને ખબર નહોતી.

બીજે દિવસે એ ગામડાંમાં જવા માટે ઊપડ્યો. એના સ્વભાવ પ્રમાણે એ રસ્તે ચાલતાં પોતાના કામનો વિચાર કર્યા કરતો હતો, પરંતુ તેમાં ગઈ કાલે સવારે જે બીક હતી તે ઊડી ગઈ હતી. અત્યારે એના મનમાં કામના વિચારોની સાથે એક નવું જોશ ઉમેરાતું હતું. એને થતું હતું કે લખમીચંદ શેઠ કે સૂર્યકાન્તનો એક પણ શબ્દ લોકો ન સ્વીકારે અને લોકહૃદયમાંથી એ અને એના માણસો બહિષ્કૃત થાય એવું કાર્ય મારે કરવું જોઈએ. ચંદ્રમોહનના સુંદર હૃદયમાં લખમીચંદ કે સૂર્યકાન્તને બદનામ કરવાનો કે વળતું વેર લેવાનો મલિન વિચાર તો આવતો જ નહોતો, પરંતુ પોતે એટલું બધું કામ કરે અને લોકહૃદયની એટલી બધી ચાહના મેળવે કે એના સિવાય બીજા કોઈની વાત લોકોને સાચી લાગે જ નહિ, એવી લાગણી–એવી ઇચ્છા એના દિલમાં વસવા લાગી.

પણ પહેલા ગામમાં પહોંચતાં જ એનું જોશ નરમ પડી ગયું. પાદરમાં ગામનો પટેલ, જે લોકોની સાથે તો કદી હતો જ નહિ, પણ નવજાગૃતિ પામેલા લોકોથી ડરતો હતો અને ચંદ્રમોહનથી ભય પામીને એને પૂજતો હતો તે, સામે મળ્યો. ચંદ્રમોહનને જોઈ પટેલે રામરામ તો કર્યા, પરંતુ એના ઉચ્ચારમાં, અવાજમાં ને આંખમાં વિનયના નહિ પણ હાંસીના ભાવો હતા તે ચંદ્રમોહન જોઈ શકયો. આ ભાવોનો પહેલો જ પ્રત્યાઘાત તો ચંદ્રમોહનનું જોશ નરમ પડવામાં આવ્યો, પણ તુરત જ એણે મનને સ્થિર કર્યું અને પટેલ સામે ગંભીર મુખે જોઈ રહી સ્થિર આંખો રાખી નમસ્કાર ઝીલ્યા.

પછી એ ગામમાં દાખલ થયો. એના મનમાંથી ઊડી ગયેલી બીક ફરી આવીને વસી ગઈ હતી. એ બીકભરી આંખે જ એ લોકો સામે જોતો હતો. પરંતુ ગામના બીજા લોકો એને નિર્લેપ જણાયા. કોઈએ એની હાંસી કરી કે અપમાન કર્યું એવું એને ન લાગ્યું.

એ સીધો જ ચોરા ઉપર ગયો. ત્યાં એનો સાથી ગ્રામસેવક જયસુખ છેલ્લાં ચાર વર્ષથી રહેતો હતો. ચોરાનાં પગથિયાં ચડતાં ચંદ્રમોહનને એક વિચાર આવી ગયો. એણે પોતાના મનને કહ્યું કે 'જો જયસુખ શંકાશીલ હોય તો આ ગામ શંકાશીલ છે જ એમ મારે માની લેવું જોઈએ.' એ ઉપર આવ્યો ત્યારે જયસુખ નહોતો. ચોરા ઉપર બેઠેલા એક ખેડૂતે ખબર આપ્યા કે એ બાજુના ગામમાં દવા આપવા ગયો છે. ચંદ્રમોહન એક પળ થોભ્યો. તે પછી એણે પૂછી લીધું કે, 'પાછા ક્યારે આવે છે?' ખેડૂતે જવાબ આપ્યો કે, 'હવે આવવા જોઈએ.' એટલે એ બેઠો.

'હમણાં પટેલ કેમ ચાલે છે?' એટલા બેઠેલા ખેડૂતને ચંદ્રમોહને પૂછ્યું.

'ઠીક છે.' ખેડૂતે ટૂંકો જવાબ આપ્યો.

'તમે અહીં ભણો છો?'

'હા, રોજ રાતે આવું છું.'

'કેટલા જણ આવો છો?'

'પે'લા તો ઘણા આવતા, પણ હમણાં પટેલે ઉપાડો લીધો છે.'

'શું કરે છે?'

'જેના તેના કાન ભંભેરે ને કજિયા કરાવે. તમારું બહુ વાંકું બોલે છે.'

'એમ?'

'હા. આ પટેલને ભગવાનની બીક જ નથી. એનું કાળજું તો કસાઈ જેવું છે.'

'જયસુખભાઈ કંઈ બોલે છે?'

'એ બધાયને સમજાવે છે કે એની વાત કોઈએ માનવી નહિ.'

'એમ?' ચંદ્રમોહન સંતોષથી બોલ્યો ને ચોરાની બરાબર સામે જ ગામનો ઝાંપો હતો તે તરફ જોવા લાગ્યો.

'હમણાં આવશે. વખતે તળાવ કને રોકાયા હશે.' ખેડૂત બોલ્યો.

'હું સામે જ જઉં છું.' એમ કહી ચંદ્રમોહન ઊઠ્યો અને નીચે ઊતર્યો.

ગામ બહાર મોટું તળાવ હતું. ચંદ્રમોહન ત્યાં આવીને પાળ ઉપરથી રસ્તાઓ જોવા લાગ્યો. દૂરથી જયસુખ આવતો જણાયો. એકલો જ હતો. હાથમાં થેલી હતી. તાપથી બચવા માટે માથે ટુવાલ વીંટાળ્યો હતો. ચંદ્રમોહન એને જોતો જોતો વિચારે ચડી ગયો. જયસુખમાં સાચા સૈનિકનું દર્શન કરી એનું અંતર રાચવા માંડ્યું.

એકાદ ખેતર–વા જયસુખ દૂર રહ્યો એટલે એ પાળ ઉપરથી નીચે ઊતરી સામે ચાલ્યો. જયસુખની નજર પણ એના ઉપર પડી અને એના પગ ઉતાવળા બન્યા. થોડી વારમાં બંને મિત્રો મળ્યા. જયસુખ કંઈ બોલ્યો નહિ, ચંદ્રમોહન સામે જોઈ જ રહ્યો. ચંદ્રમોહને એના ખભા ઉપર હાથ ઠોકી પોતાનું વહાલ અને વિશ્વાસ પ્રગટ કર્યાં.

'ચાલશો?'

'હવે સગરામપુર જ જતો રહું. ગામમાં જઈ આવ્યો. તમને પણ મળી લીધું.'

'પટેલની વાત સાંભળી?'

'સહેજ સાંભળી.' ચંદ્રમોહનના મુખ ઉપર ચિંતાની રેખા ઊપસી આવી.

'લખમીચંદ શેઠ જ આ બધું કરે છે. સૂર્યકાન્ત અહીંથી ગયો છે ત્યારથી એ બંનેએ આ જ કામ ઉપાડયું છે.'

ચંદ્રમોહન જવાબમાં કંઈ ન બોલ્યો, એટલે જયસુખે ઉમેર્યું:

'જો કે લોકો તો પટેલની વાતો માનતા નથી, પરંતુ આપણા માણસો આવી વાતને ઝટપટ ભૂલતા જ નથી. માને નહિ, પણ શંકાશીલ તો બની જ જાય.

ચંદ્રમોહન નીચું જોઈ અંગૂઠાથી જમીન ખોતરવા લાગ્યો, એ કંઈક બોલવાનું ગોઠવતો હતો ત્યાં જયસુખ બોલ્યો:

'હવે તમે આવી ગયા છો એટલે આ બધું દૂર થઈ જતાં વાર નહિ લાગે. એ લોકો તો એમ જ કહેતા હતા કે કાં તો તમે આવશો જ નહિ અને આવશો તો મુંબઈથી બે ત્રણ બહેનોને સાથે જ લઈને આવશો.'

ચંદ્રમોહનને ઊભવું હવે મુશ્કેલ બન્યું. એ મહામહેનતે બોલ્યો: 'બધું ઠીક થઈ રહેશે.'

'એ તો થઈ જ રહેશે.' વિશ્વાસપૂર્વક જયસુખ બોલ્યો. 'તમે લોકોની પાસે આવશો એટલે સૂર્યના અજવાળામાં જેમ ધુમ્મસ વિખરાઈ જાય એમ બધું વિખરાઈ જશે.'

ચંદ્રમોહન આ વિશ્વાસથી કંઈક સ્વસ્થ બન્યો ને થોડું હસ્યો. એણે જવાની તૈયારી કરવા માંડી એટલે જયસુખ બોલ્યો:

'આવશો નહિ?'

'ચાર પાંચ દિવસ પછી ફરી આવીશ. અત્યારે તો એક વખત બધે ફરી આવું.'

'એ સારું જ છે. તમે જશો એટલે બધે સ્થળે વાતાવરણ સાફ થશે.'

ચંદ્રમોહન અને જયસુખ છૂટા પડ્યા. જયસુખ એના ગામ તરફ ચાલ્યો, અને ચંદ્રમોહન? એને ખબર નહોતી કે પોતે ક્યાં જાય છે? એકાદ ફર્લાંગ ગયા પછી એ ઊભા રહ્યો અને સગરામપુરના માર્ગે વળ્યો.

ત્રણ દિવસ સુધી ચંદ્રમોહન ગામડાંઓમાં ફર્યો. લગભગ બધાં ગામોમાં એને ઓછાવત્તા પ્રમાણમાં એક જાતના જ અનુભવો થયા. જ્યાંના સેવકો વધારે બુદ્ધિશાળી અને ચારિત્ર્યવાન હતા ત્યાં એણે લખમીચંદ શેઠની ઓછી અસર જોઈ, અને જ્યાંના સેવકો સામાન્ય હતા ત્યાં વધુ ભય જોયો. ગામડાંમાંથી પાછા ફરતી વખતે એને એટલી ખાતરી થઈ કે લખમીચંદ શેઠ ઘણો સમર્થ માણસ છે અને જો લાગ આવે તો આ કામને ઉખેડી નાખવાની શક્તિ પણ ધરાવે છે.

આ ભાન આવતાં જ એનું જોશ ઓછું થયું, પણ તે સાથે જ એ મૂંઝાયો કે ડર્યો નહિ, પણ સાવધ બન્યો. લખમીચંદ શેઠની અસર શી રીતે ભુસાય તેના એ વિચારો કરવા લાગ્યા.

આનંદપુરનું પાદર આવ્યું ત્યારે સાંજ પડવા આવી હતી. ચંદ્રમોહન બજાર સોંસરો પસાર થવા માટે બજાર તરફના જ ગામના દરવાજામાં દાખલ થયો. એણે લખમીચંદ શેઠને દરવાજાના ઓટલા ઉપર જ ગામના ફોજદાર સાથે બેઠેલો જોયો. એક ક્ષણ તો ચંદ્રમોહન ડરી ગયો, પણ તુરત જ એણે સ્વાસ્થ્ય ધારણ કરી લીધું અને ધીમે પણ સ્થિર પગલે ચાલવા માંડ્યું. લખમીચંદે એને જોયો પણ એણે ફોજદાર સામે આંખ મિચકાવવા ઉપરાંત કશું ન કર્યું. ફોજદાર એની યોગ્યતા જેવું હસ્યો અને ચંદ્રમોહનને પાછળથી જોવા લાગ્યો.



# અંગત જીવનના પ્રશ્નો

**ચંદ્રમોહન** જ્યારે આનંદપુર આવવાના માર્ગ ઉપર હતો ત્યારે સુભદ્રાબેન અને મનુભાઈ વાત કરતાં હતાં. સુભદ્રાબેનનું અવલોકન બોલતું હતું કે ચંદ્રભાઈના આવવા માત્રથી લોકોની શંકા ઘટવા માંડી છે. થોડા જ દિવસમાં એ મૂળમાંથી ઊખડી જશે. તેઓ મનુભાઈને કહેતાં હતાં :

'કંઈ કરવું જ નહિ પડે. ચંદ્રભાઈની હાજરી અને પ્રવૃત્તિ બધું જ ઉખેડી નાખશે.'

'સાચી વાત છે.' મનુભાઈ ધીમા સ્વરે જવાબ આપતા હતા. એમના મનમાં સુભદ્રાબેન જેટલો વિશ્વાસ નહોતો પ્રગટતો, પરંતુ છેલ્લા ત્રણ દિવસથી વાતાવરણ બદલતું હતું તે એ જોતા હતા.

'આજે ચંદ્રભાઈ આવવા જોઈએ, કેમ?'

'સાંજ સુધીમાં આવી જવા જોઈએ.'

'તેઓ શી અસર લઈ આવશે એ તમે કલ્પી શકો છો?'

'માઠી અસર તો નહિ લાવે. એમનો પ્રભાવ જ એવો છે કે એમની પાસે આવીને તો કોઈ બોલી શકે જ નહિ.'

'આપણાં મિત્રો — ગ્રામસેવકો તો કહેશે ને?'

'કેટલાક કહેશે, કેટલાક નહિ કહે.'

'પણ ચંદ્રભાઈને વાતાવરણનો ખ્યાલ આવી ગયો છે એટલે એ બધું પામી તો જશે જ.'

'તો તો સારું. મને એમ છે કે ચંદ્રભાઈ આજે જેટલા ઉગ્ર

બન્યા છે તેટલા જ ઉગ્ર રહે તો સારું. પ્રવૃત્તિના રસમાં કંઈ બન્યું જ નથી એમ ન માની બેસે તો ઠીક.'

'એવું તો કેમ મનાય? એમના જીવનમાં આવો ઘા પ્રથમ-પહેલો જ છે. આ ઘાની અસર કેટલે ઊંડે સુધી થઈ છે તે આપણે જોઈ શકીએ છીએ.'

'એ તો છે જ. હવે એ મુંબઈ તરફ જોશે જ નહિ. ગમે ત્યાં પગ મૂકતાં વિચાર પણ કરશે. પરંતુ એ સ્થિતિ ક્યાં સુધી રહેશે તે કહી શકાય નહિ. કોઈ પણ પ્રચંડ આંદોલનમાં એ પોતાની જાતને અને સર્વસ્વને ભૂલી જશે.'

'એમાં ખોટું યે શું છે?'

'ખોટું એ જ કે ફરીને એમનામાં અતૂટ આત્મવિશ્વાસ પ્રકટશે અને એ જ એમને કોઈક દિવસ પછાડશે.'

'લોકમાનસ તો બદલાઈ જશે એમ તમને લાગે છે ને?'

'લાગવાની ક્યાં વાત છે? દેખાય જ છે. મને એમનામાં આટલો બધો વિશ્વાસ નહોતો. એમને જુએ છે ને લોકહૃદય નમી પડે છે.'

'એમના પ્રચંડ કર્મયોગનું એ ફળ છે.' 'સાચી વાત છે.'

'પ્રવીણાબેન વિષે તમે શું ધારો છો?' સુભદ્રાબેને વાત બદલાવી.

'ધીમે ધીમે બધું વીસરાઈ જશે.'

'કોણ વીસરી જશે?'

'ચંદ્રભાઈ તો વીસરી જ ગયા છે. કોઈ નવો પ્રસંગ નહિ જન્મે તો એ સ્મરણ સદાને માટે લુપ્ત થશે. પ્રવીણાબેન જલદી નહિ ભૂલે—પણ કારમા ઘા પણ વખત જતાં તો રુઝાઈ જ જાય છે.'

'મને લાગે છે કે પ્રવીણાબેનનો ઘા નહિ રુઝાય.'

'શા ઉપરથી એમ માનો છો?'

'જો એમ હોત તો તેઓ ચંદ્રભાઈને રોકત નહિ, આશ્વાસન

પણ ન આપત. એમના દોષને ' લાગણીવશ થઈ ગયા ' એવા હળવા શબ્દે પણ ન ઓળખાવત. એમનું હૃદય ચંદ્રભાઈને અપર્ણ જ થઈ ગયું છે એમ હું તો માનું છું.'

'તો તો આ પ્રશ્ન કદી શાંત પડશે જ નહિ. ફરીને એનું એ થશે.'

' ન પણ થાય. પ્રવીણાબેન પોતાનું દુઃખ પોતાના દિલમાં જ સમાવી દે અને ચંદ્રભાઈ બધું ભૂલી જાય.'

' મને અસંભવિત દેખાય છે. કોઈ ને કોઈ દિવસે મુંબઈનો સંદેશો આવશે અને ચંદ્રભાઈ અહીંથી ખેંચાઈ જશે.' મનુભાઈ બોલ્યા.

' ચંદ્રભાઈ લગ્ન સ્વીકારી લે તો ?' સહેજ અચકાતાં સુભદ્રાબેન બોલ્યાં.

' તો સારું.' મનુભાઈએ તુરત જવાબ આપ્યો.

' આપણે એ માટે પ્રયત્ન ન કરી શકીએ ?'

' ચંદ્રભાઈ ન માને. એક બાજુ પ્રવીણાબેન માટે એટલી લાગણી એમના દિલમાં જન્મી નથી, અને બીજી બાજુ પોતાની જાત પ્રત્યે સહેજ પણ અવિશ્વાસ જાગ્યો નથી.'

' તમને શું લાગે છે ? ચંદ્રભાઈ આખું જીવન અપરિણીત જ રહેશે ?'

' કદાચ રહે. પોતાની તમામ લાગણીઓને કચડી નાખવા જેટલું સામર્થ્ય તો એમનામાં છે જ.'

' પ્રવીણાબેનને સ્થાને વિશાખાબેન હોત તો ?' સુભદ્રાબેને આ પ્રશ્નના મર્મભાગને પ્રગટ કર્યો.

' તો ? તો આ સ્થિતિ ન હોત. ચંદ્રભાઈ કદાચ સ્વીકારી લેત.'

' હવે સ્વીકારે ?' સુભદ્રાબેને છેલ્લું આવરણ ભેદી નાખ્યું.

' ન સ્વીકારે.' મનુભાઈએ મક્કમપણે જવાબ આપ્યો. ' ચંદ્રભાઈએ કોઈ પણ ક્ષણે વિશાખાબેન માટે આવો વિચાર

નહિ કર્યો હોય. એમના હૃદયના અતિશય ઊંડા ભાગમાં એ લાગણી પ્રકટી હશે અને રાષ્ટ્રભાવનાના જોશ નીચે દબાતી દબાતી છેક ત્યારે જ માર્ગ પામી શકી હશે. જાગ્રત સ્થિતિમાં ચંદ્રભાઈ એમનો વિચાર પણ ન કરે.'

'મનુભાઈ!' સુભદ્રાબેને બીજી દિશામાં ડગલું ભર્યું. વાતોનો પ્રવાહ કશા યે અંતરાય વિના વહેતો હતો એટલે સુભદ્રાબેને મનમાં સંઘરી રાખેલા બધા પ્રશ્નો કાઢવા માંડચા. એમણે સજાગ થયેલા મનુભાઈને પૂછ્યું:

'લગ્ન વિષે તમારી શી સ્થિતિ છે?'

જવાબમાં મનુભાઈ હસ્યા.

'હું સમજી શકી છું કે તમે લગ્ન કરવાના જ નથી. પણ તમારા સ્વમુખે જ જાણવા ઇચ્છું છું.'

'તમે જે સમજી શકચા છો તે જ સાચું છે.'

'તમને એમ નથી લાગતું કે સેવકો પરિણીત હોય તો સારું?'

'પરિણીત હોય તો કંઈ ખરાબ નહિ એમ લાગે છે, પણ સારું એમ નથી લાગતું.'

'કેમ?'

'પરણેલો માણસ પ્રમાણમાં નિર્ભય બને, પણ એની પૂરી શક્તિ તો એ દેશકાર્યમાં ખર્ચી જ ન શકે. મારા પરિણીતપણાની તમે કલ્પના કરી જુઓ.'

'પણ બંને એક જ આદર્શનાં અને વિચારનાં હોય તો?'

'તોપણ એકબીજાને જાળવવામાં ને પંપાળવામાં સમય, શક્તિ અને ભાવના ખરચાય.'

'બંને એક જ આદર્શ ધરાવતાં હોય તો શક્તિ બમણી ન થાય?'

'મને લાગે છે કે ન થાય, પણ થતી હોય તો યે આ પ્રશ્ન દેશના લાભાલાભની રીતે વિચારાય જ નહિ. આ પ્રશ્ન ઘણે અંશે વ્યક્તિગત વિચારવો જોઈએ.'

'તમે કયા વિચારથી અપરિણીત રહેવાનો નિશ્ચય કર્યો છે?'

'બીજો કયો વિચાર? લગ્નની જરૂર ઊભી નથી થઈ. મારા કામમાંથી પૂરો રસ અને આનંદ પામી શકું છું. જીવનની એકતા જનતા સાથે જ અનુભવી રહ્યો છું.'

સુભદ્રાએ આગળ ન પૂછ્યું. ચર્ચા ખૂબ લાંબી ચાલી હતી. મનુભાઈ છેલ્લામાં છેલ્લું બોલી ગયા હતા. સુભદ્રાબેન વિચાર કરતાં ત્યાં જ બેસી રહ્યાં. થોડીવારે મનુભાઈએ એક પ્રશ્ન ઉઠાવ્યો.

'તમને તમારાં લગ્નનો વિચાર કેમ નથી આવતો?'

'અમારો બહેનોનો એ સ્વભાવ જ છે. મને તો વરવા યોગ્ય જીવનકાર્ય મળ્યું છે, પણ જેમને એ નથી મળ્યું તે પણ લગ્નસુખનો વિચાર નથી કરતાં.'

'ત્યારે તમારે તો અમને અવિવાહિત જીવન માટે પ્રેરણા આપવી જોઈએ ને?'

'પ્રેરણા તો શું આપું? પણ એવો દાખલો તો મારા જીવનથી જ આપું છું, પણ મને એમ થયા તો કરે છે કે તમે ભાઈઓ પરણેલા હો તો સારું.'

'શા માટે?'

'એમ થાય તો બધા સેવકો સામાજિક માણસો જ લાગે. એમનો સાધુ-બાવા જેવો વર્ગ ઊભો ન થાય.'

'સૌએ પરણી જવું જોઈએ?'

'સૌએ તો કોણ જાણે, પણ ઘણાખરાએ પરણી જવું જોઈએ. મને સમજાતું નથી કે શા માટે બધા જ જુવાન સેવકો લગ્નની ના

પાડે છે અને છેવટ કામ છોડી દઈને જ પરણે છે અથવા પરણીને તુરત જ કામ છોડી દે છે? મને લાગે છે કે અવિવાહિત જીવનની એક ઘેલછા શરૂ થઈ છે.'

'તમારું કહેવું......'

'હું સૌને માટે નથી કહેતી. જેઓ દિલના ફકીર જ હોય તે ભલે જીવનભર ફકીર રહે, પણ જેમને દુનિયા ગમે છે એમણે તો દુનિયાના માણસ બની જવું જોઈએ.'

'તમારી વાત ખરી છે, પણ જેઓ અવિવાહિત રહેવાની વાત કરે છે તેઓ ઘણાખરા પોતાને ફકીર જ માનતા હોય છે. કેટલાક એવા હોય છે ખરા કે જેઓ લગ્નની ઇચ્છાને દબાવી રાખીને જ અપરિણીત રહેતા હોય. પણ એવા થોડા હશે.'

'આપણા મિત્રોમાં......'સુભદ્રાબેન આગળ બોલતાં અટક્યાં. બારણામાં કોઈ આવતું જણાયું. મનુભાઈનું પણ એ તરફ ધ્યાન ગયું, રાઘવજી પટેલ દેખાયા. બંને ઊભાં થઈને સામે આવ્યાં.

'આવો પટેલ.' મનુભાઈ બોલ્યા.

નમસ્કાર કરતા પટેલ અંદર દાખલ થયા અને બધાં નીચે બેઠાં.

'શા સમાચાર છે?' મનુભાઈએ પૂછ્યું.

'ચંદ્રભાઈ આવી ગયા એ બહુ સારું થયું. લખમીચંદની વાત હવે કોઈ માનતું નથી.'

મનુભાઈ અને સુભદ્રાબેને સંતોષપૂર્વક એકબીજા સામે જોયું. સુભદ્રાબેન બોલ્યાં:

'તમને બહુ સારું લાગ્યું ને?'

'લાગે જ તો. હવે એક ફેરે આ બધાં ગામડાંના માણસોને અહીં ભેળાં કરો. લખમીચંદનો બહિષ્કાર બોલાવીએ.'

'એવું ન કરાય. આપણામાં ને લખમીચંદ શેઠમાં પછી ફેર

ક્યાં રહ્યો ?' મનુભાઈ બોલ્યા.

પટેલ ચુપ રહ્યા.

'તમે એક કામ કરો પટેલ, ચંદ્રભાઈ ગામડાંમાંથી પાછા આવે પછી એમની સાથે વાત કરીને તમે એક ફેરે બધાં ગામમાં ફરી આવો. તમે જઈ આવશો તો બહુ ફેર પડશે.'

'ભલે. તમે કહેતા હો તો હું તો રાજી થઈને જાઉં. ચંદ્રભાઈ આવવાના છે?'

'આજ રાત સુધીમાં આવી જવા જોઈએ. નહિ તો કાલે તો ખરા જ.'

'ભલે. મને કહેવડાવજો.' પટેલ ઊભા થયા. મનુભાઈ એમને વળાવીને પાછા આવ્યા.

'કેટલી શ્રદ્ધા છે!' મનુભાઈ આવતાં જ બોલ્યા. 'છેવટ સુધી આમને લાયક રહી શકીએ તો સારું.'

સુભદ્રાબેન ભાવપૂર્વક જોઈ રહ્યાં.



## ૩૦

# કીર્તિ પથરાય છે

**ચંદ્રમોહન** સૈનિકનિવાસમાં આવ્યો ત્યારે મનુભાઈ કે સુભદ્રાબેન નહોતાં. એ બંને એકાદ કલાક પહેલાં જ ગામમાં ગયાં હત ચંદ્રમોહને આવીને તુરત જ મનુભાઈના ઓરડામાં પડેલી ટપાલ જોવ માંડી. ટપાલ જોયા પછી એ નાહ્યો અને તુરત જ બહાર નીકળી ગયે

મનુભાઈ એ વખતે વ્યાયામશાળામાં હોય એ ચંદ્રમોહન જાણતો હતો એટલે સીધો જ ત્યાં ગયો. મનુભાઈ ત્યાં આવી ગયા હતા અને વ્યાયામશાળાની પાળ ઉપર બેઠા બેઠા કવાયત જોતા હતા. ચંદ્રમોહન પણ એમની બાજુમાં જઈને બેઠો. સૌનું એના તરફ ધ્યાન ખેંચાયું. અર્ધોક કલાક બેઠા પછી બંને મિત્રો ત્યાંથી ઊઠ્યા. વ્યાયામશાળાની બહાર આવતાં મનુભાઈએ પૂછ્યું :

'નિવાસમાં જ જવું છે ને ?'

'ત્યાં જ જઈએ.' ચંદ્રમોહને જવાબ આપ્યો. થોડી જ વારમાં બંને નિવાસ ઉપર આવી પહોંચ્યા. સુભદ્રાબેન આવી ગયાં હતાં. તુરત જ ત્રણેએ જમવાનું કામ પતાવ્યું અને પછી પાછળના ચોકમાં ચાંદની ઢળતી હતી ત્યાં ગયાં. થોડી વાર આડીઅવળી વાતો કર્યા પછી ચંદ્રમોહને ગામડાંનો અહેવાલ આપવા માંડ્યો. એના મન ઉપર જે જે અસરો થઈ હતી તે બધી સ્પષ્ટ રૂપે કહેવા માંડી. એ વાત પૂરી થઈ એટલે મનુભાઈએ આનંદપુરના શુભ સમાચાર આપ્યા અને છેવટ રાઘવજી પટેલની સૂચના પણ હસતાં હસતાં જણાવી. ચંદ્રમોહન પણ એ સૂચના ઉપર પ્રથમ તો હસ્યો પણ તુરત જ એને બીજો વિચાર આવ્યો.

'લખમીચંદ શેઠ માટે નહિ, પણ આપણા કામ માટે જ આપણે એક પરિષદ બોલાવીએ તો ખોટું નથી.'

'ધાંધલ નહિ થાય ?' મનુભાઈ સહેજ મૂંઝવણમાં બોલ્યા.

'ધાંધલ શાની ? એથી લોકજાગૃતિ આવશે.' ચંદ્રમોહને સુભદ્રાબેન સામે પણ જોયું. સુભદ્રાબેન ધીમેથી બોલ્યાં:

'એમાં કશું ખોટું નથી.'

ચંદ્રમોહનના મોં ઉપર આનંદ વ્યાપી ગયો. એ પછી તો રાતના દસેક વાગ્યા સુધી એ જ વાતો થયા કરી. બધાં છૂટાં પડ્યાં

ત્યારે સૌનાં મનમાં પરિષદના વિચારો જ રમી રહ્યા હતા. મનુભાઈ સંમત થયા હતા, પણ એમના મનમાં ઉત્સાહ આવતો નહોતો. સુભદ્રાબેન અતિ ઉત્સાહિત નહોતાં, પણ પરિષદનો વિચાર એમને ગમતો તો હતો જ. ચંદ્રમોહન પૂર્ણ ઉત્સાહમાં હતો. એને લાગતું હતું કે પરિષદના પ્રચાર અંગે ગામેગામ ઘૂમવાનું આવશે અને એને લઈને લોકોમાં અદ્‌ભુત ચેતના પ્રગટશે. ચૂંટણીના છેલ્લા પ્રચાર પછી આ પ્રદેશમાં એક પણ મોટું આંદોલન ઊપડયું નહોતું એટલે પણ એની જરૂરિયાત ચંદ્રમોહનને લાગવા માંડી. રાત્રે એ સૂતો ત્યારે એના મનમાંથી બીજું બધું ખસી ગયું હતું. પરિષદ અને તેના પ્રચારની યોજનાઓથી એનું મગજ ભરાયેલું હતું.

બીજે દિવસે સવારે એ ચાર વાગે જાગી ગયો. સુભદ્રાબેન કે મનુભાઈ હજી ઊઠયાં ન હતાં. એણે શૌચ — દાતણ પતાવી, એક બાજુ બેસીને પરિષદની યોજના કાગળ ઉપર મૂકવા માંડી. લગભગ ૭ વાગ્યા સુધી એણે એ જ કામ કર્યા કર્યું. આખી જ યોજના તૈયાર કરી એ ઓરડા બહાર નીકળ્યો ત્યારે એના મોં ઉપર આનંદની સુરખી છવાઈ ગઈ હતી. મનુભાઈ સ્નાન કરીને એમના ઓરડામાં કપડાં પહેરતા હતા ત્યાં આવી ચંદ્રમોહને યોજનાના કાગળો એમના ઢાળિયા ઉપર મૂકયા. મનુભાઈ એ કાગળો જોઈને ચમકયા ને હસતા હસતા બોલ્યાઃ

'આજથી જ કામ શરૂ કરવું છે કે શું ?'

'બસ, આજથી જ, અને એક માસ પછી પરિષદની બેઠક ભરીએ. હજારો માણસો આવશે એમ હું ધારું છું.'

'થોડો વધુ વિચાર કરીએ તો ?' મનુભાઈ સંકોચ પામતા બોલ્યા. ચંદ્રમોહનને એ ન ગમ્યું.

'શા માટે ? કંઈ અંતરાય જેવું તમને લાગે છે ?'

'ખાસ તો નહિ, પણ આ લખમીચંદ શેઠ.........'

'તો ફરીને વિચારીએ.' ચંદ્રમોહનનું મોં પડી ગયું. મનુભાઈની વાત એને સાચી ન લાગી, પણ એના મન ઉપર લજ્જા ચડી આવી. તુરત જ એણે ઢાળિયા ઉપર મૂકેલા કાગળો ઉપાડ્યા.

'હું વાંચીને આપી જઈશ.' મનુભાઈ બોલ્યા. ચંદ્રમોહને કાગળો ત્યાં મૂક્યા ને ચાલવા માંડ્યું. મનુભાઈ એને જોઈ રહ્યા.

થોડી વારે સુભદ્રાબેન આવ્યાં. મનુભાઈએ તુરત જ પૂછ્યું:

'પરિષદ માટે શો વિચાર કર્યો?'

'ખાસ કંઈ નહિ.'

'ચંદ્રભાઈએ તો આખી યોજના લખી કાઢી છે.' મનુભાઈએ ઢાળિયા ઉપર પડેલા કાગળો બતાવ્યા. સુભદ્રાબેન કાગળો લઈને જોવા લાગ્યાં.

'અદ્‌ભુત છે.' બેત્રણ પાનાં વાંચતાં જ સુભદ્રાબેન બોલ્યાં.

'કેમ?'

'પરિષદ જરૂર સફળ થશે. આખો પ્રદેશ ઉપર-તળે થઈ જાય એવી યોજના છે. આજથી જ કામ શરૂ કરવાનું છે.'

'મેં તો કહ્યું કે હમણાં થોભીએ.'

'એમ?' સુભદ્રાબેન ચોંક્યાં.

'પણ ચંદ્રભાઈને એ ન ગમ્યું. મને થાય છે કે એમની તીવ્ર ઇચ્છા છે તો ભલે પરિષદ ભરાય. તમને કેમ લાગે છે?'

'હું તો સંમત છું જ.'

'તો ચંદ્રભાઈને કહો કે ભરીએ. મેં પહેલાં અનુત્સાહ બતાવ્યો એથી એમને ખરાબ તો લાગ્યું હશે.'

'એમાં ખરાબ શાનું લાગે? એ તો તમારો અભિપ્રાય થયો. તેઓ આગ્રહ રાખે તો તમે થોડી જ ના પાડવાના હતા!' સુભદ્રાબેન બોલ્યાં.

મનુભાઈ એમના હાથમાંથી કાગળ લઈ વાંચવા લાગ્યા. દસેક મિનિટમાં બધા કાગળો જોઈ લીધા પછી એમના મોં ઉપર થોડો ઉત્સાહ આવ્યો. એમણે ત્યાં બેઠાં બેઠાં જ ચંદ્રમોહનને બૂમ મારી. ચંદ્રમોહન તુરત આવ્યો.

'આપણે પરિષદ ભરીએ જ.' મનુભાઈ બોલ્યા.

'યોજના તમને કેમ લાગી?' ચંદ્રમોહને ગંભીરતાથી પૂછ્યું.

'સારી, પ્રમુખ તરીકે કોને વિચાર્યા છે?'

'......ભાઈને. સરદાર પછી ગુજરાતમાં સૌથી વધુ પ્રતિષ્ઠા આજે એમની છે.'

'તેઓ સ્વીકારશે?'

'ખુશી થઈને.'

'તો આપણે હવે કામ વહેંચી લઈએ.' મનુભાઈ બોલ્યા, અને કાગળો જોવા લાગ્યા. ચંદ્રમોહન અને સુભદ્રાબેન પણ સાથે બેઠાં. અર્ધા કલાકમાં કામની વહેંચણી થઈ ગઈ. વ્યવસ્થાનું સંપૂર્ણ કામ મનુભાઈએ સ્વીકાર્યું. સ્ત્રીઓને લગતું સુભદ્રાબેને અને પ્રચાર તથા સંગઠનનું ચંદ્રમોહને લીધું. ચંદ્રમોહનની યોજનામાં બીજા પ્રદેશનાં સ્ત્રી-પુરુષ-કાર્યકરોને પણ આ પ્રદેશના પ્રચાર અર્થે ફેરવવાનું હતું જ. એ વ્યવસ્થા એણે જ કરવાની હતી. આ કામ પૂરું થતાં જ એણે પોતે જાણતો હતો તેવાં સ્ત્રી-પુરુષોનાં નામ લખવા માંડ્યાં અને એ નોંધ પૂરી થયે સૌને પત્રો પણ લખી નાખ્યા.

બપોર સુધીમાં એ વાત આનંદપુરમાં પ્રસરી ગઈ. સહાનુભૂતિ ધરાવનાર સૌ કોઈ આનંદ પામ્યાં. લખમીચંદ શેઠ અને એના સાથીઓ મૂંઝવણમાં તો પડ્યા, પરંતુ તુરત જ ઉશ્કેરાટમાં આવી જઈ એમણે પણ પ્રચારની યોજના તૈયાર કરવા માંડી.

બીજા દિવસથી જોશભેર કામ શરૂ થયું. લખમીચંદ શેઠનો

પ્રચાર લોકોએ કાન ઉપર લીધો નહિ. ચંદ્રમોહનનો પ્રચાર વ્યવસ્થિત અને મજબૂત હતો. બેચાર ગામો ફરતાં જ એના મૂળ સ્થાને એ આવી ગયો હતો. એની વાણીમાં એ જ જોશ દાખલ થઈ ગયું હતું અને એની આંખમાં એવાં જ કિરણો ઝબકતાં હતાં. ચારેક દિવસમાં એના પ્રચારમાં આખો લોકસમુદાય ભળવા લાગ્યો. લખમીચંદ શેઠ સમજી જઈને આઘા ખસી ગયા. એમણે હવે પોતાની રીત બદલવી પડી. પ્રચારનું કામ પડતું મૂકી છાની નિંદાનું કામ શરૂ કર્યું.

આઠેક દિવસ પછી ગુજરાતના બીજા જિલ્લાઓનાં દસબાર કાર્યકરો આવી પહોંચ્યાં. ચાર બહેનો હતાં, ૭ ભાઈઓ હતાં, એ બધાં ચંદ્રમોહનને નામથી અને પ્રતિષ્ઠાથી જાણતાં હતાં. પ્રત્યક્ષ પરિચય આ વખતે જ થયો હતો. પહેલા દિવસની જ એક જાહેર સભામાં એ સૌને પરિચય થઈ ગયો કે એમનું અહીં વિશેષ મહત્ત્વ ન હતું. ચંદ્રમોહનની શક્તિનો દશાંશ પણ તેઓ ધરાવતાં નહોતાં, પણ ચંદ્રમોહને એમને પ્રેમ અને આદરથી આખા પ્રદેશમાં ફેરવ્યાં અને પોતાનાં કામનો અને શક્તિનો પરિચય આપ્યો.

એમના ગયા પછી બીજાં કાર્યકરો આવ્યાં. એ પણ ચંદ્રમોહનની સંગઠનશક્તિ જોઈ આશ્ચર્યચકિત થયાં. ગુજરાતમાં બહુ ઓછાં કાર્યકરો જ ચંદ્રમોહનની શક્તિ વિષે આટલું બધું જાણતાં હતાં. ચંદ્રમોહનને પરિષદના પ્રચારકાર્યથી એક સાથે જ ત્રણ લાભો થયા. લખમીચંદ શેઠે ઉપજાવેલાં શંકાનાં વાદળો વીખરાઈ ગયાં. સમસ્ત લોકગણ પોતાની સર્વ શ્રદ્ધા સાથે ચંદ્રમોહનની પાસે આવી ગયો અને આખા ગુજરાતમાં ચંદ્રમોહનના કાર્યની સુગંધ અને શક્તિનું તેજ પ્રસરી ગયું.

આ દિવસોમાં માત્ર એક દિવસ ચંદ્રમોહન ગમગીન બની ગયો હતો. ગુજરાતનાં મહેમાનો સાથે ગામડાંના એક ચોરામાં એ સૂતો

હતો ત્યારે એને ઊંઘ નહોતી આવતી. વિશાખા અને પ્રવીણાને એ દુઃખપૂર્વક સંભારતો હતો. પોતાની મનોદશા માટે એનું હૃદય પશ્ચાત્તાપથી છન્નકાઈ જતું હતું. અને થતું હતું કે જો એ સ્થિર રહી શક્યો હોત તો આજે એ બંને બહેનો એની સાથે જ હોત. લગભગ અધરાત સુધી પશ્ચાત્તાપની લાગણીઓ અનુભવ્યા પછી ચંદ્રમોહનની આંખો મિચાઈ હતી અને તે પછીની પાછલી રાત ન સમજાય એવાં સ્વપ્નોમાં પસાર થઈ હતી.



## ૩૧

## મધ્યાહ્ન

**પ**રિષદ અદ્‌ભુત સફળતાથી પાર ઊતરી. મનુભાઈનો ભય તો ક્યારનો ચાલ્યો ગયો હતો. સુભદ્રાબેન પણ આનંદથી વિસ્મય પામ્યાં હતાં. સૌ કોઈ સમજતું હતું અને કબૂલતું હતું કે આ સફળતાનો તમામ યશ એક જ માણસના ફાળે જતો હતો. ચંદ્રમોહનને જો પરિષદમાંથી ખેંચી લેવામાં આવે તો પરિષદ કેટલી ઝાંખી દેખાય તે સૌ કોઈ જાણતું હતું.

ગુજરાતના આગેવાને વ્યાસપીઠ ઉપરથી ચંદ્રમોહન માટે પ્રશંસાના જે ઉદ્‌ગારો કાઢ્યા તે હૃદયંગમ હતા. સાંભળનાર કોઈને એથી નવાઈ નહોતી ઊપજી. લગભગ પચીસ હજાર માણસની મેદનીમાં બેચાર લખમીચંદ સિવાય સમસ્ત જનતાનું હૃદય ચંદ્રમોહનના કીર્તિપ્રકાશમાં આનંદથી ડોલતું હતું. પરિષદે જે ઠરાવો કર્યા તેમાં શું નવીન નહોતું. પરંતુ અનુભવીઓ જાણતા હતા કે બીજી

પરિષદોના ઠરાવો અને આ ઠરાવોની વચ્ચે એક મહત્ત્વનો તફાવત હતો. આ પરિષદ માત્ર ઠરાવો માટે નહોતી, પ્રજાની માત્ર લાગણી વ્યક્ત કરવા માટે નહોતી, પરંતુ ચંદ્રમોહનની પ્રેરણા અને શક્તિ હેઠળ કાર્ય કરી રહેલાં અનેક જુવાનોના નિશ્ચયની સુયોગ્ય જાહેરાત હતી. ગુજરાતના બીજા જિલ્લાના આગેવાનો જ્યારે પાછા ફર્યા ત્યારે આ પ્રદેશમાંથી કેટલી યે બાબતમાં પ્રેરણા લેતા ગયા.

પરિષદ પૂરી થયા પછી મનુભાઈએ ગોપાળભાઈને એક મોટો કાગળ લખ્યો અને તેમાં પરિષદના પ્રચારથી માંડીને પૂર્ણાહુતિ સુધીનું સંપૂર્ણ વર્ણન કર્યું. આ કાગળમાં ચંદ્રમોહનની શક્તિની ભારોભાર પ્રશંસા ભરી દીધી. વળતી ટપાલે ગોપાળભાઈનો જવાબ આવ્યો ત્યારે તેમાં પણ એ સમાચારથી ઊપજેલા સુખનું વર્ણન હતું અને પોતાની પ્રવૃત્તિ-એટલે કે વધતી જતી નિવૃત્તિ–ક્યાં સુધી પહોંચી છે તેના સમાચાર હતા. ગોપાળભાઈ હવે નદીના સામે કાંઠે ઝૂંપડામાં જ રહે છે અને માત્ર દૂધ જ લે છે એ સમાચારથી મનુભાઈને નવાઈ ન થઈ, પણ અજાણ રીતે ચંદ્રમોહન અને ગોપાળભાઈના જીવન-પ્રવાહો કેટલી ઝડપથી ભિન્ન દિશામાં વહે છે તેનું સ્મરણ થઈ આવ્યું.

ચંદ્રમોહન પરિષદની પૂર્ણાહુતિથી આનંદમાં મસ્ત બન્યો હતો. થોડા દિવસો કે મહિનાથી હૃદયમાં મૂંઝવણનો ઉદય થયો હતો તે હવે નાશ પામી હતી. પરિષદના બીજા દિવસથી જ એણે ઠરાવોના અમલનું કામ શરૂ કરી દીધું. પરિષદના ચાર મુખ્ય ઠરાવોમાં એક ઠરાવ આખા તાલુકાની આર્થિક તપાસનો હતો. આ કામ માટે અનુભવી અને બુદ્ધિશાળી કાર્યકરોની જરૂર હતી. ચંદ્રમોહન પાસે કાર્યકરોનું એક જૂથ તો હતું જ, પરંતુ પરિષદના પ્રતાપે ગુજરાતનાં કેટલાં ય સેવક–સેવિકાઓનાં દિલમાં પણ એણે માનભર્યું સ્થાન પ્રાપ્ત

કર્યું હતું. પોતાને યોગ્ય જણાતા હતા એવા ચાર કાર્યકરોને એણે આ કામ માટે બીજા જિલ્લામાંથી બોલાવ્યા અને ચંદ્રમોહનના આનંદ વચ્ચે બીજી જ ગાડીમાં તેઓ આવી પહોંચ્યા.

પણ આ તપાસકાર્યમાં વિઘ્નો આવવા લાગ્યાં. સૈનિકોનું જૂથ તો કામ ઉપર બરાબર વળગ્યું હતું. ચંદ્રમોહને એવી આશા રાખેલી કે આટલા સૈનિકોના પ્રતાપે વધુમાં વધુ એક માસમાં તો એ કામ પૂરું કરશે જ, પણ પરિષદ પછી એને મળેલી પ્રાંતવ્યાપી પ્રતિષ્ઠાએ કામમાં વિઘ્નો નાખવા જ માંડ્યાં. ચંદ્રમોહનના હાથ નીચે જે ભાઈબહેનો કામ કરતાં હતાં તે સૌને માટે એમ કહી શકાય કે એમનામાં પ્રમાણિકતા અને પરિશ્રમશક્તિ પૂરતા પ્રમાણમાં હતાં, પરંતુ જો એમની વચ્ચેથી ચંદ્રમોહન ખસી જાય તો એમની કાર્યશક્તિનું પ્રમાણ ઘટતું ઘટતું અર્ધે આવીને ઊભું રહે. આમ થવાનું એક કારણ ચંદ્રમોહનનું વ્યક્તિત્વ અને પ્રેરણા હતાં, અને બીજું કારણ એની યોજનાશક્તિનું હતું. કામના આરંભને હજી ચાર દિવસ પણ થયા નહોતા ત્યાં ચંદ્રમોહનને બીજા જિલ્લાઓમાંથી કોઈ ને કોઈ સમારંભ માટે આમંત્રણ આવવા માંડ્યાં. ચંદ્રમોહન આવાં આમંત્રણોથી અકળાવા લાગ્યો. પણ ગયા વિના છૂટકો જ નહોતો, કારણ કે હજી ગઈકાલે જ એ સૌનો ઉપયોગ એણે લીધો હતો.

અને ચંદ્રમોહન જ્યાં ગયો ત્યાં જીત્યો જ. એ પ્રદેશનાં લોકોને અને કાર્યકરોને એણે મુગ્ધ કર્યાં. પોતાના પ્રદેશની આર્થિક તપાસનું કાર્ય બગડવા લાગ્યું. એક મહિનાને અંતે એણે જોયું તો ચોથા ભાગનો પ્રદેશ પણ પૂરો થયો નહોતો. ચંદ્રમોહને થાકીને એ કામ ભવિષ્ય માટે મુલતવી રાખ્યું. મનુભાઈને આ ન ગમ્યું. પણ ચંદ્રમોહને રજૂ કરેલી મુશ્કેલીઓનો જવાબ તેઓ ન આપી શક્યા એટલે ચૂપ રહ્યા.

લખમીચંદ શેઠ તો પોતાના ઘરમાં પાછા ભરાઈ ગયા હતા. પેલો સૂર્યકાન્ત પણ શાંત પડી ગયો હતો. પ્રવીણાને ત્યાં એક વખત અપમાન પામી આવ્યા પછી એ ઉપેન્દ્ર — શાન્તુ કે બીજા કોઈ મિત્રને મળી શકતો નહોતો. ચંદ્રમોહનના માર્ગમાંથી તમામ કાંટાઓ સાફ થઈ ગયા હતા અને ધીમે ધીમે એ માર્ગ ઉપર ગુલાબ પથરાતાં જતાં હતાં.

ચંદ્રમોહન બહુ ઝડપથી આગળ વધવા લાગ્યો. હવે એ ગામડાંમાં જવાની નવરાશ મેળવી શકતો નહોતો. તાલુકાના સામાન્ય પ્રશ્નો હવે મનુભાઈ જ ઉકેલતા હતા. હવે જિલ્લાનું અને ધીમે ધીમે પ્રાંતનું જાહેર જીવન ચંદ્રમોહનનું કાર્યક્ષેત્ર બનતું જતું હતું. ચંદ્રમોહન સફળતાપૂર્વક એક પછી એક પગથિયું ચડી રહ્યો હતો.

એક મહિનો બીજો પસાર થયો. ચંદ્રમોહનની આસપાસ જુવાનોનાં ટોળાં ઊભરાવા લાગ્યાં. જાગ્રત સ્ત્રીશક્તિ પણ એની પ્રેરણા ઇચ્છવા લાગી. ચંદ્રમોહનના નામ પાછળ શિક્ષિત યુવકો ને યુવતીઓ જાણે ઘેલાં બન્યાં.

ધીમે ધીમે રાજકીય ક્ષેત્ર ઉપરાંતના સમારંભોમાં પણ એ જવા લાગ્યો. કલા અને સાહિત્યમાં, પુરાતત્ત્વ અને વિજ્ઞાનમાં, ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં, રમતગમત અને સંગીતવિદ્યામાં એ કેટલું સમજતો હતો તે એ જાણે, પરંતુ એવાં સ્થળોએ પણ એ માન–આદર પામવા લાગ્યો. કોલેજમાં વ્યાખ્યાન આપવાનું તો બહુ સામાન્ય બની ગયું હતું, પરંતુ ધીમે ધીમે એક અવ્યવસ્થિત પણ ચોક્કસ જનસંખ્યા એની પાછળ આવતી જ જતી હતી.

ચંદ્રમોહનની સફળતાની ચાવી એની કાર્યશક્તિમાં હતી, વાણીમાં હતી, યોજનાશક્તિમાં હતી કે એકોપાસનામાં હતી તે

કળી શકવું મુશ્કેલ હતું. એ જે સમારંભમાં જતો તે સમારંભ ગમે તે વર્ગનો કે વિચારનો હોય, પણ ચંદ્રમોહન અદ્‌ભુત કુશળતાથી એ સમારંભને પોતાના રાજકીય રંગે રંગી મૂકતો હતો અને તેથી જ બીજા વિષયોનું એનું અજ્ઞાન કોઈ પામી શકતું નહોતું.

ચંદ્રમોહનનો કાર્યવેગ જેમ જેમ બળવાન બનતો જતો હતો તેમ તેમ એક માણસ સચિંત બનતો જ જતો હતો. મનુભાઈ અનેક વેળા સુભદ્રાબેન પાસે પોતાની ચિંતા અને દુઃખ પ્રગટ કરતા હતા. પરંતુ છેલ્લા મહિનાઓ દરમિયાન ચંદ્રમોહન એમના કરતાં એટલો મોટો બન્યો હતો કે એને કંઈ કહેવાનું હવે અશક્ય જ હતું. બીજી બાજુ એક માનવી એવું પણ હતું કે જે ભલે ઊંડે સુધી જાણતું નહોતું પરંતુ જેટલું જાણતું હતું તેટલાથી રાચતું હતું. વર્તમાનપત્રો છેલ્લા બે માસથી પ્રવીણા ઝીણવટપૂર્વક વાંચતી હતી અને ચંદ્રમોહનની છબી, વ્યાખ્યાનનો અહેવાલ, કાર્યનું વર્ણન વગેરે વાંચીને હૃદયથી આનંદ પામતી હતી અને વિશાખાને એમાં ભાગીદાર બનાવતી હતી.

ચંદ્રમોહનનો આ પ્રચંડ કર્મયોગ ચાલતો હતો ત્યારે કુદરત પણ પોતાનું કાર્ય કરી જ રહી હતી. કુદરતનાં સારાં ને માઠાં બળો ચંદ્રમોહનની પાછળ ચાલ્યે જતાં યુવક – યુવતીઓ સાથે એકરૂપ બન્યાં હતાં. પ્રથમ તો શક્તિથી ને છેવટે સ્વરૂપથી પણ ખેંચાતી યુવતીઓ એ ટોળામાં ભળી હતી. ચંદ્રમોહને વિશાખાના રૂપમાં શક્તિનાં દર્શન કર્યાં હતાં તે આ યુવતીઓમાં પણ કોઈ કોઈ વેળા તેજ જોવા લાગ્યો હતો. ચંદ્રમોહનને થતું હતું કે એના દેશમાં પ્રચંડ શક્તિઓ પડી છે. જો આ તમામ શક્તિ કામ ઉપર લાગી જાય તો આ વિશાળ રાષ્ટ્રની કાયાપલટ કરવાને મુદ્દલ સમય ન લાગે.

અને એણે પ્રેરણા પાતાં પાતાં યુવકો અને યુવતીઓ માટે કામની યોજનાઓ પણ ઘડવા માંડી. યુવકસંઘો રચાયા. કુમારિકા–

મંડળો સ્થપાયાં, રાજકીય જ્ઞાન આપતા વર્ગો શરૂ થયા અને આખા ગુજરાતમાં વ્યવસ્થિત રીતે એક યુવકઆંદોલન શરૂ થઈ ગયું.

આ બધા દિવસોમાં વિશાખા ને પ્રવીણા ચંદ્રમોહનને યાદ આવતાં કે નહિ તે નક્કી કરનાનું મુશ્કેલ છે. જો એના દિલની સપાટી ઉપર જોઈએ તો ત્યાં કોઈક વખત, માત્ર કોઈક જ વખત, વિશાખા ને પ્રવીણાનું સ્મરણ ફરકી જતું. એમના જેવી જ કોઈ કુમારિકાને જોતાં એ સ્મરણ સતેજ થતું, પરંતુ તુરત જ એક શરમની લહરી અનુભવતાં એ સ્મરણ લુપ્ત બનતું. પણ હૃદયના ઊંડાણમાં જોઈએ તો વિશાખા ને પ્રવીણાએ પોતાનાં સ્વરૂપોનો વિસ્તાર કર્યો હતો. જેવી લાગણીઓ મુંબઈમાં થતી હતી તેવી લાગણીઓ અહીં પણ અજાણપણે એના ચિત્તપ્રદેશમાં ઘણી વાર ફરી જતી હતી. ચંદ્રમોહનને ખબર નહોતી, પરંતુ ધીમે ધીમે એ અનેક યુવતીઓમાંથી અમુક યુવતીઓમાં શક્તિનાં, તેજનાં, પ્રેરણાનાં દર્શન કરવા લાગ્યો હતો.

કોઈ કોઈ રાતે એ આંખ મીંચીને જાગતો સૂતો હતો ત્યારે એની આંખ આગળ કોઈ સુનીલા, કોઈ પ્રભા, કોઈ સુહાસિની, કોઈ પદ્મા, કોઈ સરયુદા આવી જતાં હતાં. ચંદ્રમોહનને એક ક્ષણ માટે એમ લાગતું કે પુરુષ કરતાં સ્ત્રી જ મારા દેશના ઉદ્ધાર માટે વધુ યોગ્ય છે. બીજી પળે એમ લાગતું કે કુમળાં ફૂલ જેવી આ બધી કુમારિકાઓ થોડાં મહિના કે વર્ષોમાં જ સામાજિક રૂઢિમાં, રિવાજમાં, કુટુંબમાં, લગ્નમાં છુંદાઈ જશે. ચંદ્રમોહન એમને ઉગારવાના મનોભાવ સેવતો છેવટ ઊંઘી જતો હતો.

કોઈ કોઈની પ્રેમકથાઓ પણ એની પાસે આવતી હતી. અંતરની ઊંડી લાગણીઓ પ્રગટ કરવાનું સ્થાન પણ ચંદ્રમોહન બનતો જતો હતો. શિક્ષિત યુવકો અને યુવતીઓ વચ્ચેના કોયડાઓ જાણીને એ કયારેક દુ:ખી થતો, કયારેક ચિંતામાં પડતો, કયારેક એ કોયડાની અદ્ભુતતાથી વિસ્મય પણ પામતો.

દિવસો પાણીના પ્રવાહની પેઠે વહ્યે જતા હતા. ચંદ્રમોહનનો પ્રદેશ એનો એ જ હતો. સેવકો વધ્યા હતા અને કામ પણ વધ્યું હતું. પ્રદેશના દુઃખીઓ, કંગાળો, હાડપીંજરોની સંખ્યા ઓછી થઈ નહોતી, પણ ચંદ્રમોહન ધીમે ધીમે એ બાજુથી નિશ્ચિંત બનતો જતો હતો. એ ગામડાંમાં જતો જ નહિ એમ નહિ, પણ જો કોઈને આનંદપુર બોલાવી લેવાથી જ કામ પતતું હોય તો ગામડે જવાનો હવે એ આગ્રહ ન રાખતો. અને ગુજરાતના બીજા જિલ્લાનાં આમંત્રણો તો એને આવ્યાં જ કરતાં હતાં.

સૂર્ય મધ્યાહ્ને પહોંચી ગયો હતો.



## ૩૨

# ડુંગર ડોલે છે

ઠંડી અજવાળી રાત હતી. સૈનિકનિવાસમાં આજે મહેમાનોની ભરતી હતી. લગભગ તમામ માણસો સૂઈ ગયાં હતાં. મનુભાઈને ઊંઘ નહોતી આવતી. એમને લાગતું હતું કે ડુંગર ડોલી રહ્યો છે, થોડા જ દિવસમાં એ પડશે અને અનેકને કચડી નાખશે. છેલ્લા ચાર દિવસથી એ સચિંત આંખે બધું જોતા હતા. કામ નહોતું છતાં ચંદ્રભાઈ સૈનિકનિવાસમાં રોકાયા હતા. કેટલાંક યુવક-યુવતીઓ કામ જોવા માટે આવ્યાં હતાં પણ કશું જોવા જતાં નહોતાં. મનુભાઈનું અંતર વેદનાથી છલોછલ ભરાઈ જતા આવ્યું હતું.

છેવટ એ ન જ ઊંઘી શક્યા. કોઈના સાદથી જાગતા હોય એમ એ ઝબકીને ઊઠ્યા અને પરસાળમાં આવ્યા. દશેક પથારીઓ

ત્યાં પડી હતી. એમણે ધીમે પગલે આગળ વધતાં એક પથારી પાસે નીચા વળીને જોયું. ચંદ્રમોહન ઘસઘસાટ ઊંઘતો હતો. ઝાંખા અજવાળામાં મુખ દેખાતું હતું. પણ એના ભાવો પરખાતા નહોતા. મનુભાઈ એક પળ વિચાર કરતા થોભ્યા. છેવટ નિશ્ચય થઈ ગયો એમ એણે ચંદ્રમોહનનો પગ સહેજ દબાવ્યો. ચંદ્રમોહન ઝબકીને તુરત બેઠો થયો. મનુભાઈએ હાથના ઇશારાથી એને ઊઠવાનું કહ્યું. ચંદ્રમોહન આશ્ચર્ય પામતો ઊઠ્યો અને મનુભાઈની પાછળ ચાલ્યો.

બંને મિત્રો બહાર નીકળ્યા. ચાંદની અનંત ધારાએ વરસતી હતી. નિસર્ગદેવી હૈયું ખોલીને બેઠાં હોય એમ બધું જ સુંદર, સૌમ્ય અને પ્રેરણામય લાગતું હતું. ચંદ્રમોહન અને મનુભાઈ મૂંગા મૂંગા ચાલતા હતા.

એકાદ ખેતર–વા ચાલ્યા પછી એક વિશાળ મેદાન વચ્ચે મનુભાઈ ઊભા રહ્યા ને ધીમેથી બોલ્યા : 'અહીં બેસીએ..' ચંદ્રમોહન કંઈ બોલ્યા વિના બેઠો. મનુભાઈ પણ બેઠા. અસહ્ય મૌનનો આરંભ થયો.

'ખૂબ સંકોચ સાથે એક વાત કહેવા માગું છું.' ધરતીના ઊંડાણમાંથી અવાજ આવતો હોય એવા ગંભીર સ્વરે મનુભાઈ બોલ્યા. ચંદ્રમોહન સતેજ થયો.

'મને લાગે છે કે આ બધું સારું નથી થતું. આપણું કામ વણસી જશે.' મનુભાઈ બોલ્યા. ચંદ્રમોહન તે છતાં પણ મૂંગો રહ્યો.

'ઘણા દિવસથી દબાવીને બેઠો છું. હવે અસહ્ય થયું છે. તમે તમારું સ્થાન, માન, કાર્ય–સઘળું ભૂલ્યા છો.'

ચંદ્રમોહને આંખો જમીન ઉપર ઢાળી દીધી.

'ગોપાળભાઈનું કહેવું સાચું પડશે, તમે મુંબઈમાં અનુભવ્યું છે. તમારી હૃદયશક્તિ......'

ચંદ્રમોહન ઊભો થઈ ગયો. મનુભાઈનું વાક્ય અટક્યું. એમણે બેઠા બેઠા જ ચંદ્રમોહનનો હાથ ખેંચ્યો.

'મને સાંભળી લો. હું તમારો મિત્ર છું. તમારા હાથમાં મારું સર્વસ્વ મેં સોંપ્યું છે. મારા જેવા ઘણાએ સોંપ્યું છે...'

ચંદ્રમોહન નીચે બેઠો.

'મને કહો, તમારી સ્થિતિ શી છે?'

'કશું બન્યું નથી.' ચંદ્રમોહન બોલ્યો.

'એમ બને નહિ. અગ્નિને અડતાં દઝાય જ. તાપ પાસે ઘી ઓગળે જ.'

'તો ન માનો.'

'એમ નહિ, ચંદ્રભાઈ! હું તમારો...'

'કોઇ કહેતું હોય તો ખોટું છે. તમારે મારા વચન ઉપર વિશ્વાસ રાખવો જોઈએ.'

'મને કોઈએ કહ્યું નથી, હું મારી આંખે જોઉં છું.'

'શું જુઓ છો?'

'વિકારનાં માતાપિતા આળસ, આકર્ષણ, ઘેલછા.'

ચંદ્રમોહનનો રોષ ઊતરી ગયો. મોં સહેજ ઢીલું પડ્યું.

'એથી વધુ હું જોઈ શકું નહિ, જોઉં નહિ, હું તમારો મિત્ર છું. તમારાં સુખદુઃખ, શક્તિઅશક્તિ મારાં સમજું છું. તમને પૂજું છું, પણ તમારામાં જ છું.'

ચંદ્રમોહન નીચું જોઈ ગયો ને પડતા અવાજે બોલ્યો:

'હવે એવું નહિ થાય.'

'ખરું કહો છો?'

જવાબમાં ચંદ્રમોહને ઊંચું જોયું. એણે ચાંદનીના પ્રકાશમાં મનુભાઈની આંખમાં વેદના અને યાચના વાંચી. મનુભાઈએ ચંદ્રમોહનની આંખમાં લજ્જા, કરુણા ને નિશ્ચયનાં દર્શન કર્યાં.

બીજો દિવસ ચંદ્રમોહને ગમગીનીમાં પસાર કર્યો. મનુભાઈના મુખ ઉપર તો હજી દુઃખની રેખાઓ હતી જ. ત્રીજે દિવસે બધાં મિત્રો સાથે ચંદ્રમોહન ગામડાંઓમાં જવા નીકળ્યો. જ્યાં ગયો ત્યાં લોકોએ એને સત્કાર્યો. બે દિવસ પછી એ પાછો આવ્યો ત્યારે એના મુખ ઉપર ગમગીની નહોતી. મનુભાઈનું મુખ એવું જ ગંભીર હતું તે જોઈને સહેજ ડરી ગયો, પણ તુરત જ સ્વસ્થ બની સૌની સાથે લહેરથી વાતો કરવા લાગ્યો.

એકાદ દિવસ પછી મહેમાનો જતાં રહ્યાં. ચંદ્રમોહન નવું કામ શોધતો હતો ત્યાં એક છાત્રાલય ખુલ્લું મૂકવાનું આમંત્રણ આવી પહોંચ્યું. ચંદ્રમોહન તુરત જ ત્યાં જવા માટે તૈયાર થયો. સાંજે બિસ્રો બાંધી જેવો એ ગાડી ઉપર જવા માટે બહાર નીકળ્યો તેવા જ મનુભાઈ એની સામે આવીને ઊભા રહ્યા. એ કંઈ બોલ્યા નહિ. પણ એમની આંખોમાં ઊભરાતી વેદનાએ બધું કહી દીધું. ચંદ્રમોહન પાછો ફરી વરંડામાં જ બેઠો. થોડી વાર વિચાર કરી એણે મનુભાઈને સાદ માર્યો. મનુભાઈ આવ્યા.

'હું જાણવા માગું છું કે આમાં વાંધો શો?'

'વાંધો કંઈ નહિ. અહીં આ કામ ઉપર તમારી વિશેષ જરૂર છે.'

'અહીંનું કામ તો હવે વ્યવસ્થિત થઈ ગયું છે.'

'વ્યવસ્થિત થયું છે, પણ પૂરું નથી થયું.'

'મારા રહેવાથી પૂરું થઈ જશે?'

'રહેવાથી જ પૂરું થશે, નહિ રહેવાથી કોઈ દિવસ નહિ થાય. ધીમે ધીમે આખો ગઢ તૂટી પડશે, અમારું......'

'પણ હું બીજે સ્થળે સહેજ જવાથી ઉપયોગી થતો હોઉં તો શા માટે ન જાઉં?'

મનુભાઈ દુઃખભર્યા ચહેરે મૂંગા જ બેસી રહ્યા. ચંદ્રમોહન ફરીને બોલ્યો.

'મને લાગે છે કે મારે જવું જોઈએ. મેં આમંત્રણનો સ્વીકાર પણ કર્યો છે.'

'તો ભલે.' મનુભાઈ બોલ્યા. ગાડીનો વખત થઈ જવા આવ્યો હતો એટલે ચંદ્રમોહન તુરત જ બહાર નીકળ્યો. જતાં જતાં એણે કહ્યું. 'પરમ દિવસે પાછો આવી જઈશ.'

પણ એ પરમદિવસે ન આવ્યો. છાત્રાલય ખુલ્લું મૂક્યા પછી એને બીજાં પણ આમંત્રણો મળવા લાગ્યાં. ચંદ્રમોહનને જવાનું યાદ જ હતું, પરંતુ આ આમંત્રણો કેમ ઠેલાય એમ વિચારતાં એણે અઠવાડિયું પસાર કરી નાખ્યું.

મનુભાઈ આનંદપુરમાં અકળાવા લાગ્યા. એ દરરોજ સવારે ને સાંજે ચંદ્રમોહનની રાહ જોતા હતા અને મનમાં નિરાશા ને દુઃખ અનુભવતા હતા. ચંદ્રમોહનના ગયા પછી જે ટપાલ આવી હતી તેમાં ચાર આમંત્રણો તૈયાર હતાં. અને બીજી અંગત ટપાલ પણ હતી. મનુભાઈને લાગ્યું કે ચંદ્રભાઈ હવે ગયા જ છે. એમને કોઈ રોકી શકશે નહિ.

નવમે દિવસે ચંદ્રમોહન આવ્યો. મનુભાઈએ એના હાથમાં સાત અકબંધ અંગત કાગળો અને પાંચ આમંત્રણપત્રો મૂક્યા. ચંદ્રમોહન રસભેર એક પછી એક કાગળ વાંચવા લાગ્યો. ટપાલ પૂરી થયા પછી એ બોલ્યો:

'તમે કહો, આ વ્યાયામવર્ગના ઉદ્ઘાટનની અને આ કુમારિકાસંઘના ત્રિમાસિક ઉત્સવમાં હાજરી આપવાની હું કેમ ના પાડી શકું?'

મનુભાઈ કંઈ ન બોલ્યા. થોડી વાર મૂંગા બેસી રહી એ ત્યાંથી ઊઠ્યા ને પોતાના કામે વળગ્યા. ચંદ્રમોહન જમીને ગામમાં ફરી આવ્યો ને પછી સાંજની ગાડીમાં જવાની તૈયારી કરવા લાગ્યો. એ જતો હતો ત્યાં ગામમાંથી રાઘવજી પટેલ અને બીજા બે આગેવાન પાટીદારો એને મળવા માટે આવ્યા. ચંદ્રમોહને હસીને સૌને

આવકાર આપ્યો. પણ જેવા એ વાતનો આરંભ કરવા જાય ત્યાં ચંદ્રમોહને કહ્યું, ' અત્યારે તો મારે જવાનું છે, ફરી મળશું. '

' તમે હવે બહુ ફરો છો. જંપીને અહીં રહેતા જ નથી. ' રાઘવજી પટેલ બોલ્યા. જવાબમાં ચંદ્રમોહન હસ્યો.

' હવે તો આખા ગુજરાતનું માથે લીધું ને?' બીજો પટેલ માનભર્યા અવાજે બોલ્યો.

' પણ ઘરનું તો પહેલાં સંભાળવું જોઈએ ને?' રાઘવજી પટેલે જવાબ આપ્યો.

' મનુભાઈ ને સુભદ્રાબેન છે ને?' ચંદ્રમોહન હસીને બોલ્યો અને ઊભો થયો, પટેલો પણ ઊભા થયા.

ચંદ્રમોહન સ્ટેશન તરફ જતો હતો ત્યાં મનુભાઈ અને સુભદ્રાબેન સામે મળ્યાં. ચંદ્રમોહનને અપશુકન થયાં હોય એમ એનું મોં જરા મ્લાન બન્યું. પણ એ બંનેમાંથી કોઈએ થોડી વાર ઊભા રહેવા સિવાય કંઇ કહ્યું કે કર્યું નહિ ત્યારે ચંદ્રમોહનને નિરાંત થઈ. એ ઝડપથી સ્ટેશન તરફ ઊપડી ગયો. મનુભાઇ પાછું ન જોવાના નિશ્ચય સાથે મૂગા મૂંગા ચાલવા લાગ્યા. સુભદ્રાબેન તો ગમગીન હતાં જ.



## ૩૩

# રોગ અને રોગનાં જંતુ

ચંદ્રમોહન કુમારિકાસંઘનો ત્રિમાસિક ઉત્સવ ઊજવવામાં ચાર દિવસ રોકાયો. એ પછી મિત્રોના આગ્રહને માન આપી લગભગ આઠ દિવસ સુધી ત્યાં રોકાઈ ગયો. બીજાં સ્થળનાં આમંત્રણો હતાં

ત્યાં તારથી ખબર આપ્યા કે 'કામના દબાણને લઈ આવવાનું અશક્ય છે.' પર્વતનું સૌથી ઊંચું–સત્યનું શિખર તે દિવસે નીચે પટકાઈ પડ્યું.

પંદરેક દિવસ પછી એ આનંદપુર આવ્યો ત્યારે એની છાતી ધડકતી હતી. સૈનિકનિવાસમાં એ પહોંચે ત્યારે મનુભાઈ ત્યાં ન હોય તો સારું એમ એને થતું હતું. એના સદ્ભાગ્યે એમ જ હતું. એ આવ્યો ત્યારે મનુભાઈ કે સુભદ્રાબેન ત્યાં નહોતાં. બીજા પાસેથી એણે જાણ્યું કે બેત્રણ ગામોમાં હરિજનપ્રશ્ન ઉગ્ર બનવાથી તેઓ ત્યાં ગયાં છે. ચંદ્રમોહનને એ વિષે કશી ચિંતા ન થઈ. એક દિવસ આનંદપુરમાં રહી એ બીજે દિવસે જ ત્યાંથી નીકળી ગયો. જતી વખતે એણે મનુભાઈ ઉપર પોતાના આવવા–જવાના સમાચારની એક સાદી ચિઠ્ઠી લખીને ત્યાં મૂકી રાખી.

મનુભાઈએ આવીને એ ચિઠ્ઠી વાંચી. સુભદ્રાબેનને એમણે કહ્યું:

'ચંદ્રભાઈની સાથે રહેવાનો હવે ધર્મ નથી.'

સુભદ્રાબેન એ જાણતાં જ હતાં. તેઓ કશું બોલ્યાં નહિ. થોડી વારના દુઃખભર્યા મૌન પછી એમણે કહ્યું:

'આપણે પ્રમાણ સિવાય કંઈ ધારવું ન જોઈએ.'

'એ ખરું છે, પણ પ્રમાણ શોધવા જેટલું નીચે કેમ ઊતરી શકાય?'

'એવો સંભવ નથી કે આપણું અનુમાન સાવ ખોટું જ હોય?'

'મને એવું નથી લાગતું. બે ને બે ચાર જ થાય એટલું મને આ સાચું લાગે છે.'

સુભદ્રાબેન આગળ ન બોલ્યાં. મનુભાઈ પણ ગંભીર મુખે પોતાને કામે વળગ્યા. બંનેનાં દિલમાં વેદનાનો અગ્નિ સળગતો જ રહ્યો.

ચંદ્રમોહન એ પછી પાંચ દિવસ સુધી ન દેખાયો. ન એનો પત્ર આવ્યો. હમણાં હમણાં એના ઉપર આવતા અંગત પત્રો પણ

બંધ થયા હતા. મનુભાઈએ ધાર્યું હતું કે અંગત પત્રો પોતે જ્યાં હોય ત્યાં જ મગાવી લેવાની એમણે હવે ગોઠવણ કરી હશે. મનુભાઈનું દુઃખ વધતું જ જતું હતું.

લગભગ દસ દિવસ પછી ચંદ્રમોહન આવ્યો. એની સાથે એક બહેન હતાં. આ વખતે ચંદ્રમોહનની છાતી ધડકી નહિ. મનુભાઈને લાગ્યું કે ચંદ્રમોહનમાંથી શરમ અને સંકોચે હવે વિદાય લીધી છે. તેઓ કશું બોલ્યા નહિ પણ ચંદ્રમોહને પોતે જ એ બહેનની ઓળખાણ આપી અને તેઓ કામ જોવા આવ્યાં છે એમ કહ્યું. સુભદ્રાબેન પડખે જ બેઠાં હતાં તે પેલાં બેનને ઉદ્દેશીને બોલ્યાં :

'તો આવતીકાલે જ મારી સાથે ગામડાંમાં આવશો ને?'

બેને જવાબમાં ચંદ્રમોહન સામે જોયું. ચંદ્રમોહન સહેજ પણ ગભરાયા વિના બોલ્યોઃ

'એકાદ દિવસ તો અહીંનું કામ જોશે ને તે પછી તો મારે પણ ગામડાંમાં જવું જ છે.'

મનુભાઈ કરુણ ભાવે સુભદ્રાબેન સામે જોઈ રહ્યા હતા તે ત્યાંથી આસ્ત્રા ખસી ગયા. એ પછી સુભદ્રાબેને પણ પોતાનો માર્ગ લીધો અને ચંદ્રમોહનને એકલો મૂક્યો.

મનુભાઈનું મન હવે કામમાં ચોંટતું નહોતું. તેઓ શરીરને પરાણે ધકેલતા હતા, પરંતુ થાક લાગી જતો હતો. કાંઈક નિશ્ચય કરી નાખવાને ઉત્સુક બનેલું મન કેમે ય કરી જંપતું નહોતું. રાત્રે એ સૈનિકનિવાસમાં આવ્યા ત્યારે ચંદ્રમોહન કે પેલાં બેન હાજર નહોતાં. એક નિઃશ્વાસ મૂકીને મનુભાઈ પથારીમાં પડ્યા. મન સાવ થાકી ગયું ત્યારે એમણે પ્રાર્થનાના શ્લોકો ગણગણવા માંડ્યા. ચિત્ત કેમે ય શાંત પડ્યું નહિ. બત્તી નજીક લઈ એમણે આશ્રમભજનાવલિનું પાનું ઉઘાડ્યું. ધીમે ધીમે ભજન ગણગણવા લાગ્યા.

नाथ कैसे गज को बंध छुडायो.

ભજન પૂરું થતાં મન સહેજ હળવું બન્યું. પણ નિદ્રા તો વેરણ જ થઈ હતી. સુભદ્રાબેન આવીને પોતાની ઓરડીમાં સૂઈ ગયાં હતાં. એમની પણ લગભગ એ જ દશા હતી. બંનેનાં અંતરમાં વેદના ઘૂંટાતી હતી, પણ કોઈ કશું બોલી શકતું નહોતું.

લગભગ બાર વાગે સૈનિકનિવાસનાં બારણામાં અવાજ થયો. મનુભાઈએ જાણ્યું કે ચંદ્રમોહન આવ્યો. એની આંખો જોરથી મિચાઈ જવા પ્રયત્ન કરવા લાગી. મનઃચક્ષુ સામે એવું એક દશ્ય આવ્યું તે એમણે રામનામનું રટણ કરતાં મહામહેનતે દૂર કર્યું. ખડખડાટ સંભળાતો બંધ થયો. પગનો ઘસારો સંભળાવા લાગ્યો. એ પછી ધીમી વાતોના સ્વરો કાનમાં ખીલાની પેઠે ભોંકાવા લાગ્યા. લગભગ એક કલાક પછી સૈનિકનિવાસનાં આંદોલનો શાંત પડયાં. મનુભાઈના મનનાં આંદોલનો તો સવાર સુધી શાંત પડયાં જ નહિ. સવારના અજવાળામાં પણ એ રાત્રિનો અંધકાર જોતા હોય તેમ આંખો મીંચીને જ પડયા રહ્યા.

લગભગ આઠ વાગે સુભદ્રાબેન આવ્યાં. બારણાં પાસે ઊભાં રહી એમણે ધીમેથી મનુભાઈનું નામ ઉચ્ચાર્યું. આખી રાત અંતરની વેદના સળગતી જ રહી હોય એવી લાલ આંખો મનુભાઈએ ઉઘાડી. સુભદ્રાબેનની આંખોમાં બહુ ફેર નહોતો.

મનુભાઈ ઊઠીને નિત્યકર્મથી પરવાર્યા ત્યાં ચંદ્રમોહન તૈયાર થઈને ત્યાં આવ્યો. પેલાં બેન સાથે એ ગામડાંમાં જતો હતો. મનુભાઈ સામે એ હસ્યો, પણ મનુભાઈ ગંભીર જ રહ્યા. ચંદ્રમોહન વધુ બોલ્યા વિના ચાલતો થયો. પેલાં બેન એની પાછળ જ હતાં.

ચંદ્રમોહનના ગયા પછી મનુભાઈનાં અંગો વધુ ઢીલાં બન્યાં. તેઓ કામ ઉપર જઈ શકે એવી સ્થિતિ તો હતી જ નહિ, પણ ઊભવાની શક્તિ યે ખૂટી હોય એમ ઓરડામાં આવતાં જ ઢગલો

થઈને નીચે બેસી ગયા. સુભદ્રાબેન એમની પાસે બેઠાં. આજે આનંદ-પુરનું કામ એમનું એમ ઊભું રહી ગયું.

બપોરના બાર વાગે થાકેલા મનુભાઈની આંખો સહેજ ઘેરાવા લાગી. એમને એવી આશા લાગી કે કદાચ ઊંઘ આવી જશે, પણ મરણખાટલે પડેલા પાસે જેમ યમરાજનાં પગલાં આવી પહોંચે એમ લખમીચંદ શેઠના મોટા જોડાનો ખખડાટ વરંડામાં સંભળાયો. બીજા કોઈના ચંપલ પણ ઘસાયા. મનુભાઈ ઊઠીને બહાર આવ્યા. એમની આંખે તમ્મર આવે એવું દૃશ્ય એમણે જોયું. વિજયમાં ચકચૂર બનીને હસતા હોય એવા લખમીચંદ શેઠ અને સૂર્યકાન્ત હસી રહ્યા હતા.

'શું કામ છે?' મનુભાઈ મહામહેનતે બોલ્યા.

'ખબર નથી તમને?' લખમીચંદ શેઠે આંખ ઝીણી કરીને પૂછ્યું.

'જલદી બોલો, મારાથી ઉભાતું નથી.' મનુભાઈ બોલ્યા ને નીચે બેસવા માટે આસન શોધવા લાગ્યા.

'કોઈથી હવે અહીં ન બેસાય. જેવી પરિષદ્ તમે ભરી એવી જ પરિષદ્ હવે બીજી ભરાશે. આવતી કાલનાં છાપાં જોજો.' સૂર્યકાન્ત બોલ્યો. એના શબ્દે શબ્દે આગ વેરાતી હતી. મનુભાઈ વગર આસને જ નીચે બેસી ગયા. લખમીચંદ અને સૂર્યકાન્ત સામે આવીને બેઠા.

'હવે રડતા નહિ, કિસ્મતને દોષ આપતા નહિ. તમારાં કર્યાં જ તમારે ભોગવવાનાં છે. બે દિવસ પછી ગ્રામસેવકો સભા બોલાવવાના છે અને ચંદ્રમોહન પાસે જવાબ માગવાના છે.' સૂર્યકાન્ત એક શ્વાસે બોલી ગયો.

'આશ્ચર્ય પામશો નહિ.' એણે ઉમેર્યું. 'અહીંથી ગયા પછી

એ જ મારું જીવનકાર્ય બન્યું છે. હું એમની પાછળ પાછળ દરેક ગામ ભમ્યો છું. મારી પાસે બધા પુરાવાઓ છે.'

'બસ, બસ......' મનુભાઈએ કાન ઉપર આંગળીઓ મૂકી. 'હવે જાવ.' ચીસ નાખતા હોય એમ એ બોલ્યા.

'હજી એક રસ્તો છે.' લખમીચંદ શેઠ ધીમા અવાજે બોલ્યા. મનુભાઈ એની સામે જોઈ રહ્યા.

'જો તમે ચંદ્રમોહનને વિદાય આપો ને જાહેર કરો કે એ માણસ નાલાયક હતો, તો અમે શાંત રહેવા તૈયાર છીએ.' લખમીચંદ શેઠ બોલ્યા. થ્રડીક રહીને એમણે ઉમેર્યું, 'એમ ન માનતા કે અમે ડરીએ છીએ.'

'અત્યારે જાવ.' મનુભાઈ મહામહેનતે બોલ્યા.

'અમારે આજે નિર્ણય કરવાનો છે. ચંદ્રમોહન ગામડાંમાંથી પાછો ફરે ત્યારે અહીંના લોકો શું માને છે તે એમને બતાવવું છે.' સૂર્યકાન્ત બોલ્યો.

'અત્યારે જાવ.' મનુભાઈ ફરીને બોલ્યા.

'ક્યારે આવીએ ?' સૂર્યકાન્તે પૂછ્યું.

'સાંજે–રાત્રે.' મનુભાઈ તૂટતા અવાજે બોલ્યા. લખમીચંદ શેઠ અને સૂર્યકાન્ત એની દયા ખાતા હોય એમ જોતાં જોતાં ઊઠયા અને બહાર નીકળ્યા. સુભદ્રાબેન ઓરડામાં બેઠાં સાંભળતાં હતાં તે બહાર આવ્યાં.

'જોયું ? કોણ કોને તોળી રહ્યું છે ?' મનુભાઈ બોલ્યા. એમના અવાજમાં વેદનાની ચીસ હતી.

'એ તો રોગનાં જંતુઓ છે. રોગને બહાર લાવે છે.' આશ્વાસનભર્યા અવાજે સુભદ્રાબેન બોલ્યાં.

'ના, ના, આ તો રોગ પણ છે.' મનુભાઈ ઊભા થયા અને ઓરડામાં આવીને સૂતા. સુભદ્રાબેન એની પાસે આવીને બેઠાં.



# વિદાય

સાંજે સૂર્યકાન્ત અને લખમીચંદ શેઠ આવી પહોંચ્યા. એમની પાછળ એક નાનું એવું લોકોનું ટોળું હતું. મનુભાઈ એમની સાથે વાતો ન કરી શક્યા. સુભદ્રાએ તેને કહ્યું કે 'આ પ્રસંગમાં માથું મારવાની તમારી લાયકાત ન કહેવાય.' લખમીચંદે અને સૂર્યકાન્તે એમની વાતને હસી કાઢી. સૂર્યકાન્તે વધુમાં કહ્યું : 'અમારી લાયકાત છે કે નહિ તે ગ્રામસેવકોની સભા અને આ પ્રદેશની જનતા જ નક્કી કરશે. તમારા કાર્યને બચાવવા ઇચ્છતાં હો તો ચંદ્ર-મોહનને નાલાયક ઠરાવી છૂટા કરો.' મનુભાઈએ એની માગણીનો ઇનકાર કર્યો એટલે એ બંને બબડતાં બબડતાં બહાર નીકળ્યા અને લોકોના ટોળા પાસે જઈ જેમ ફાવે તેમ બોલવા માંડ્યા.

ચંદ્રમોહન ગામડાંમાં વધુ સમય ફરવા ઇચ્છત, પરંતુ પહેલાં બે ગામોમાં જ એણે જોયું કે એના પ્રત્યેનાં માન-આદર નાશ પામ્યાં છે એટલે એ ચિંતાપૂર્વક પાછો ફર્યો. પેલાં બેન પાસે એણે જે તે વાતો કરી, પણ એની છાતીનો થડકાર તો આનંદપુર જેમ નજીક આવતું ગયું તેમ વધતો જ ગયો. રાતના લગભગ દસ વાગે એ સૈનિકનિવાસમાં દાખલ થયો. સૈનિકનિવાસનાં બારણાં હમેશાં ખુલ્લાં જ હતાં. આજે પણ ખુલ્લાં હતાં. મનુભાઈ જાગતા સૂતા હતા. એમણે ચંદ્રમોહનને ઓળખ્યો પણ કશું બોલ્યા નહિ. લખમીચંદ શેઠના ગયા પછી એમણે નક્કી કરી લીધું હતું કે જો ચંદ્રમોહન યોગ્ય રીતે પાછાં પગલાં ન ભરે

તો એનો સાથ છોડવો અને થોડા સમયને માટે તો આ સ્થાન પણ તજી જવું. પણ આ બધું વહેલી સવારે ચંદ્રમોહનને એકલો ઉઠાડીને કહેવું એમ એણે નક્કી કરી લીધું.

થોડીવારમાં શાંતિ થઈ ગઈ. મનુભાઈએ માન્યું કે ચંદ્રમોહન અને પેલાં બેન ઊંઘી ગયાં છે. એમને ભૂલી જઈ મનુભાઈ જીવનની ઘટમાળ ઉપર વિચારવા લાગ્યા. ચંદ્રમોહનનું છેવટ આવું કરુણ મૃત્યુ થશે એમ એમણે કોઈ દિવસ માન્યું નહોતું. રાતના લગભગ બે વાગ્યા સુધી મનુભાઈ જાગતા જ પડ્યા હતા. બે વાગે જ્યારે આકાશમાં ચંદ્ર છુપઈ ગયો અને સર્વત્ર અંધારું વ્યાપ્યું ત્યારે એમની આંખો ઘેરાવા લાગી. ઈશ્વરનું નામ લઈ એમણે સૂવા માટે તૈયારી કરી. આંખ મિચાયાને એકાદ પળ વીતી હશે ત્યાં એ ઝબકીને જાગી ગયા. પોતે કેમ જાગ્યા તે એમનાથી સમજાયું નહિ, પણ તુરત જ ઊભા થયા. ઓરડાની બહાર નીકળવા માટે બારણાં નજીક આવતા હતા ત્યાં વરંડાના અંધકારમાં બે ઓળાઓ એમને દેખાયા. આખું અંગ કંપવા લાગ્યું. પગ નીચેની ધરતી ખસતી હોય એવું જણાયું. તેઓ જુએ ન જુએ ત્યાં વરંડાનું બારણું ઊઘડ્યું અને ચંદ્રમોહન અને પેલાં બેન બહાર નીકળ્યાં. મનુભાઈ બારણાને ટેકે થોડીક મિનિટો ઊભા રહ્યા અને પછી વરંડામાં આવ્યા. ધીમે પગલે બારણા પાસે ગયા. ઘોર અંધારાની વચ્ચે બે આકૃતિઓને પસાર થતી એમણે જોઈ. તુરત જ બારણાં વાસી દઈ અંદરથી સાંકળ લગાવી દીધી.

મનુભાઈને ઊંઘ આવે એમ તો હતું જ નહિ. પણ ઊંચે ચડેલો શ્વાસ નીચે બેસતો જ નહોતો. છાતીમાં મૂંઝારો થતો હોય એમ ઘડીકવાર તો તેઓ અત્યંત બેચેન બન્યા. તેઓ પથારીમાં વધુ વખત સૂઈ શક્યા નહિ. થોડીવારે બેઠા થયા. પછી ઊઠ્યા, ઓરડામાં ચાલવા માંડ્યું, પણ મનની દશા જાણે બગડવા જ લાગી.

છેવટ થાકયા. ધીમે પગલે બાજુના ઓરડામાં સુભદ્રાબેન સૂતાં હતાં ત્યાં ગયા. સુભદ્રાબેન ઘસઘસાટ ઊંઘતાં હતાં. મનુભાઈ એક ક્ષણ અટકી ગયા. પાછા ફરવાનો પણ વિચાર આવ્યો, પણ મનની દશા અસહ્ય થતી જતી હતી. આ ભાર એકલા ઉઠાવવાનું અશકય જણાયું. એમણે સુભદ્રાબેનને જગાડ્યાં. સુભદ્રાબેન ચમકીને બેઠાં થયાં. ખૂણામાં રાખેલી બત્તીની વાટ એમણે ચડાવી. ઓરડામાં પ્રકાશ પથરાયો. મનુભાઈના અંતરની અસહ્ય વેદનાનું પ્રતિબિંબ એમના મુખ ઉપર વ્યાપેલું હતું તે જોયું.

મનુભાઈ ધીમે સાદે બોલવા લાગ્યા. ચંદ્રભાઈ આવ્યા ને ગયા એટલી વાત કરતાં તો એમને થાક ચડી ગયો. વધુ ન બોલી શક્યા એટલે એ બત્તી લઈને ઊઠ્યા. વરંડામાં આવીને એમણે બારણાંની સાંકળ તરફ આંગળી ચીંધી. સુભદ્રાબેન સમજી ગયાં. મનુભાઈ ત્યાંથી પાછા ફરી પોતાના ઓરડામાં આવ્યા. સુભદ્રાબેન એમની સામે બેઠાં. કશી યે વાત કર્યા વિના બે સ્વજનો એકમેકને હૂંફ આપતાં લગભગ એક કલાક બેસી રહ્યાં.

ઘડિયાળમાં બરાબર ચારના ટકોરા થયા ત્યારે મનુભાઈએ બારણાં પાસે ચંદ્રમોહનનો પગરવ સાંભળ્યો. સુભદ્રાબેન અને મનુભાઈએ એકમેક સામે દૃષ્ટિ માંડી. બંનેનાં હૃદય ઊંચાં બન્યાં. એકાદ બે મિનિટ વીતી અને બારણાંનો અવાજ આવ્યો. તુરત જ એ અવાજ શાંત પડ્યો. મનુભાઈ ઊભા થઈ ગયા. સુભદ્રાબેન પણ ઊઠ્યાં.

બારણાં ઉપર એક ટકોરો પડ્યો. મનુભાઈ બત્તી સાથે બારણાં પાસે આવ્યા ને બોલ્યા: 'કોણ ?'

'હું છું.' ચંદ્રમોહને ધીમા સ્વરે જવાબ આપ્યો.

'તમારે માટે અહીં સ્થાન નથી.' મનુભાઈ બોલ્યા. એમનો અવાજ મક્કમ હતો. અંગ આખું કંપતું હતું.

ચંદ્રમોહને કંઈ પણ બોલ્યા વિના ફરીને બારણા ઉપર ટકારો માર્યો. મનુભાઈ ત્યાં જ ઊભા રહીને બોલ્યાઃ

'બીજે ચાલ્યા જાવ. અહીં સ્થાન નથી.'

'બે મિનિટ માટે ઉઘાડો. હું પછી જતો રહીશ.' ચંદ્રમોહનનો ચડકતો અવાજ આવ્યો.

'દિવસ ઊગ્યા પછી આવજો.' મનુભાઈએ જવાબ આપ્યો.

'દિવસ ઊગ્યા પહેલાં હું જતો રહીશ. અત્યારે ઉઘાડો.'

'ખાતરી આપો છો કે જતા રહેશો?'

'હા.' ચંદ્રમોહનનો સ્વર સંભળાયો કે તુરત મનુભાઈએ બારણાની સાંકળ ઉઘાડી. ચંદ્રમોહન પગથિયું ચડી ઉપર આવે તે પહેલાં મનુભાઈએ મોં ફેરવી લીધું ને પોતાના ઓરડા તરફ ચાલવા માંડયું. સુભદ્રાબેન ત્યાં ઊભાં રહ્યાં. બત્તીના અજવાળામાં એમણે પેલાં બેનનું નીચે ઢળેલું મુખ જોયું, અને પછી પોતાના ઓરડા તરફ ચાલવા માંડયું. ચંદ્રમોહન ત્યાં જ ઊભો રહી ગયો. લગભગ પા કલાક સુધી ભીષણ શાંતિ છવાઈ ગઈ.

છેવટ ચંદ્રમોહને મનુભાઈના ઓરડા તરફ પગલાં માંડયાં. પેલાં બેન વરંડામાં એક બાજુ બેસી ગયાં. મનુભાઈ સૂતા તો હતા જ પણ ચંદ્રમોહનને જોતાં એમણે માથે ઓઢી લીધું. ચંદ્રમોહન એમ છતાં મનુભાઈની પથારી પાસે આવીને બેઠો. એનો શ્વાસ જોશભેર ચાલતો હતો, પણ મનુભાઈ તો માથે ઓઢેલી ચાદર નીચે અસહાય બનીને રડી રહ્યા હતા. થોડીક પળો પછી જ ચંદ્રમોહને જાણ્યું કે મનુભાઈનો રોષ એ રોષ નહોતો, હૃદયના તીવ્રતમ દુઃખનું ઘન સ્વરૂપ હતું. ચંદ્રમોહન આજુબાજુ જોવા લાગ્યો. એના મોં ઉપર કાલિમા તો છવાઈ જ ગઈ હતી, પણ ભય અને યાચના સિવાય

બીજા ભાવો નહોતા. મનુભાઈની મનની દશા વર્ણનાતીત હતી, પરંતુ તેઓ જો સ્વસ્થ હોય ને ચંદ્રમોહનનું પશ્ચાત્તાપની એક પણ રેખા વિનાનું મુખ જુએ તો પ્રચંડ આઘાત પામીને નીચે પટકાઈ પડે એવી સ્થિતિ હતી.

કેટલી યે વાર પછી ચંદ્રમોહન ધીમા સ્વરે બોલ્યો:

' ફરીને નહિ થાય. '

મનુભાઈ આ વખતે ડૂસકાંને ન રોકી શકયા. જવાબમાં એમણે ચાદર તો ઉપાડી પણ એમનાથી ધ્રુસકે ધ્રુસકે રડી પડાયું. બાજુના ઓરડામાં બેઠેલાં સુભદ્રાબેન તુરત જ દોડી આવ્યાં.

' ભૂલ થઈ, મનુભાઈ! ' ચંદ્રમોહન ફરીને બોલ્યો.

' ભૂલ નથી થઈ. ' આંસુ-છલકતી આંખે મનુભાઈ બોલ્યા. ' આ ભૂલ નથી. આ તો યોજનાપૂર્વક, ખુલ્લી આંખે...... ' આગળના શબ્દો આંસુમાં વહી ગયા. ચંદ્રમોહન નીચું જોઈ ગયો.

રાત્રી હવે વિદાય લેતી હતી. આજુબાજુ અવાજ થવા માંડયો હતો. થોડી જ વારમાં અજવાળું થશે એવાં ચિહ્નો જણાવા લાગ્યાં. ચંદ્રમોહને બારી તરફ જોયું. જરી ગભરાયો. મનુભાઈ સામે જોઈ એક પળ મૂંગો રહ્યો ને પછી બોલ્યો:

' મને માફ કરો. '

' હું કોણ માફ કરનાર ? આ હજારો કંગાળો, હાડપીંજરો... '

ચંદ્રમોહનની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. એ મનુભાઈની પથારી ઉપર માથું ઢાળીને પડયો. મનુભાઈ તુરત ઊભા થયા.

' તમે હવે જાવ, ' મનુભાઈ બોલ્યા. ' હું ઇચ્છું તોપણ તમે હવે અહીં રહી શકશો નહિ. અને ફરીને કદાચ કદી યે આ સ્થાને

આવી શકશો નહિ. તમારા માટે તમામ તૈયારીઓ લખમીચંદ શેઠ અને સૂર્યકાન્તે કરી રાખી છે.'

ચંદ્રમોહન એકદમ ઊંચો થયો.

'બે દિવસ પછી તમામ ગ્રામસેવકોની સભા મળશે એ તમને નાલાયક ઠરાવી અહીંથી રજા આપશે.' મનુભાઈએ ઉમેર્યું. ચંદ્રમોહનની આંખો ફાટી રહી.

'તમે જાવ.' મનુભાઈ ફરીને બોલ્યા. 'તમે ઇચ્છો તેવું જીવન જીવો. અહીંથી જતા રહો. અજવાળું થાય તે પહેલાં કોઈ પણ અંધકારમાં ડૂબી જાવ.'

ચંદ્રમોહન ઊભો થયો. મનુભાઈ પણ ઊભા થયા. સુભદ્રાબેન તો ઊભાં હતાં જ. ત્રણેય વરંડામાં આવ્યાં. ચંદ્રમોહન બારણા તરફ વળ્યો. સુભદ્રાબેન પેલાં બેન પાસે ગયાં. એ ધ્રુસકે ધ્રુસકે રડતાં હતાં. સુભદ્રાબેને એમના વાંસા ઉપર હાથ ફેરવતાં એમને ઉઠાડયાં. ચંદ્રમોહને બારણા બહાર પગ મૂકયો. પગથિયું ઊતરતાં સહેજ લથડયો ને ઊભો થયો. મનુભાઈ બારણા પાસે ઊભા રહ્યા. ચંદ્રમોહન આછા અજવાળામાં ડગલાં ભરતો આગળ વધ્યો. પેલાં બેન લથડતી ચાલે એની પાછળ ચાલ્યાં. મનુભાઈ આંસુથી ધોવાયેલી આંખે રસ્તા ઉપર જોઈ રહ્યા.

આનંદપુર જાગ્યું નહોતું તે પહેલાં, એનો એક સમયનો લાડીલો, આનંદપુર છોડી ગયો.

●

## ૩૫

# એકલો

**બીજે** દિવસે પ્રાંતભરનાં વર્તમાનપત્રોમાં મોટાં મથાળાં સાથે આ સમાચાર છપાયા. મુંબઈમાં વહેલી સવારે ફેરિયાની બૂમથી પ્રવીણા જાગી ઊઠી. એણે વિશાખાને જગાડી. બંનેએ ફરીને કાન માંડ્યા. શબ્દો ચોખ્ખા સંભળાયા: "ગુજરાતના મહાન કાર્યકરનું પતન: ચંદ્રમોહન આનંદપુર છોડે છે: ગ્રામ-થાણુંઓ બંધ થશે" બંનેની છાતી ધડકવા લાગી. બારી સુધી જઈને ફેરિયાને બૂમ મારવાની હિંમત ન રહી.

આ બાજુ ગોપાળભાઈની નાનકડી ઝૂંપડી પણ અંદર વસેલા માનવીના માનસિક તાપથી ધખી રહી હતી. એમને બપોરે મનુભાઈનો કાગળ મળી ગયો હતો, બહાર બળબળતો મધ્યાહ્ન હતો. તેઓ શાંતિથી રામાયણ વાંચતા હતા. પશુ, પંખી અને નદીનાં નીર પણ જંપી ગયાં હતાં. શાંતિ ભીષણ હતી છતાં રામાયણના ભક્તકવિના હૃદયમાંથી ઝરી રહેલું અમૃત ગોપાળભાઈને શીતળતા આપી રહ્યું હતું. જીવાબાપા સાથે આવેલો કાગળ વાંચી એમની શીતળતા ને શાંતિ હરાઈ ગયાં. બહારના તાપ કરતાં અંદરનો તાપ અનેકગણો વધી ગયો. આંખ સામે કોઈ પ્રચંડ વાવાઝોડામાં પર્વતોને પણ ઊખડી જતા જોતા હોય એમ એમની આંખો ભયત્રસ્ત બની ગઈ. ઇચ્છા છતાં તેઓ ઝૂંપડીમાંથી બહાર આવી શક્યા નહિ, તેમ થોડીક મિનિટો સુધી તો કશું હલનચલન પણ કરી શક્યા નહિ.

આનંદપુર ઉપર તો જાણે હિમ વરસી ગયું હતું. લોકોએ પોતાનો સ્વજન ખોયો હોય એમ સૌનાં મોં ઉપર ગ્લાનિ છવાઈ ગઈ હતી. સાંજ પહેલાં તો તમામ ગામડાંઓમાં પણ ખબર પડી ગઈ

હતી અને ગ્રામસેવકો અને ગામના આગેવાનો આનંદપુરને માર્ગે આવી રહ્યા હતા. મનુભાઈ અને સુભદ્રાબેન ચિતાપ્રવેશ કરતી સતીની જેમ ભીષણ–ગંભીર મૌન ધારીને બધું જોતાં હતાં. તેમનાં મનની શક્તિઓ આજે જાણે વિલય પામી હતી !

ગુજરાતનાં બીજાં ગામોમાં, જ્યાં જ્યાં લોકસેવકોનાં જૂથ હતાં અને લોકસેવાની સંસ્થાઓ હતી ત્યાં ત્યાં, આ પ્રચંડ ધરતીકંપના આંચકા લાગ્યા હતા. અંતરથી નબળા પડેલા છતાં જોર કરી કરીને વિરોધીઓની સામે ટકી રહેલા અશક્ત સેવકો હવે નીચે પટકાઈ પડતા હતા. ચંદ્રમોહનના પતનથી વાયુમંડળમાં જે પરિવર્તન આવ્યું હતું તેમાં નબળાઓ માટે જીવવાનું દોહ્યલું હતું. જે બળવાન હતા તે જાગ્રત બન્યા હતા અને જે પોતાની તાકાત ઉપર વધુ પડતો વિશ્વાસ રાખતા થયા હતા તેઓ નમ્ર બનતા હતા.

ચંદ્રમોહનના પતનની અસર પ્રાંતભરના રાજકીય અને સામાજિક જીવન ઉપર કુદરતી કોપની પેઠે પ્રસરી ગઈ હતી.

* * *

ચંદ્રમોહન બારણું ઠોકતો હતો ત્યાં સુધી એનું ધૈર્ય તૂટયું ન હતું. ગામડાંમાં જાકારો મળ્યો હતો અને મનુભાઈએ 'તમારા માટે અહીં સ્થાન નથી,' એમ કહ્યું હતું છતાં એને પોતાની વાણીમાં ને કાર્યમાં વિશ્વાસ હતો. એ માનતો હતો કે આ મોજું હમણાં જ પસાર થઈ જશે અને ફરી પાછી પૂર્વવત્ સ્થિતિ આવી રહેશે. પણ મનુભાઈએ ગ્રામસેવકોની સભાની અને અંધકારમાં ડૂબી જવાની વાત કરી ત્યારે એ ધ્રૂજી ગયો. પોતે એક સુરંગ ઉપર ઊભો હતો એવું ભાન એને તુરત જ થયું. અવાજમાં ટાકલૂદી આવી. આંખમાં યાચના આવી.

મુખ ઉપર ભિખારીના ભાવો પ્રસરી ગયા. પણ એ બધી લાગણીઓ દબાવીને છેવટે એ ચાલતો થયો.

સાથે જે બહેન હતાં તેને એ ભૂલી ગયો. આખા જગતમાં પોતે એકલો જ અને તદ્દન નિરુપયોગી હોય એવી હતાશા એના અંતરમાં વ્યાપી ગઈ. ધીમે ધીમે એનાં પગલાં સ્ટેશન તરફ વળવા લાગ્યાં. પેલાં બેન એની સાથે જ હતાં છતાં એકલો જ હોય એમ ધરતી ઉપર આંખ માંડીને એ ચાલતો હતો.

સ્ટેશનનું પ્લેટફૅાર્મ આવ્યું છતાં એ થોભ્યો નહિ. ગાડીને હજી ઘણી વાર હતી અને અજવાળું પણ થયું નહોતું, એટલે સ્ટેશન ચંદ્રમોહનના હૃદય જેવું જ ઉજ્જડ લાગતું હતું. એ થોભ્યો નહિ એટલે પેલાં બેન ગભરાયાં. એણે ચંદ્રમોહનની નજીક જઈ એનો ખભો હલાવ્યો. ચંદ્રમોહન ઘેનમાં હતો. એ શૂન્ય આંખે બેન સામે ટાંપી રહ્યો – જાણે કહેતો હતો કે હવે મારામાં કશું રહ્યું નથી.

એ થોભ્યો નહિ. પેલાં બેન થોભી ગયાં. ચંદ્રમોહન આગળ ચાલ્યો. આકાશમાં સૂર્ય દેખાયો ત્યારે એ એક વોંકળાની પાસે પહોંચ્યો હતો. એની આસપાસની સૃષ્ટિ તેજનું સ્નાન કરી નવજીવન મેળવતી હતી, પણ એનું જીવન તો કોઈ અગમ્ય અંધકારમાં જાણે ડૂબતું જ હતું. ભયભીત આંખે એ ચારે બાજુ જોતો હતો. એની નજર પહોંચે ત્યાં સુધીમાં એક પણ માણસ દેખાતું નહોતું. સર્વત્ર એકલી નિસર્ગદેવી વિરાજમાન હતી. વાતાવરણમાં આનંદ છવાયો હતો, પણ અંતરના આયનામાં નિસર્ગદેવીનું પ્રતિબિંબ ઊઠતું જ નહોતું, ત્યાં બધું ધૂંધળું બની ગયું હતું.

ચંદ્રમોહન થાકચો હતો એટલે વોંકળા ઉપર બેઠો. થોડી વારે હાથ–મોં ધોઈ ફરીને ક્ષિતિજ સુધી નજર ફેરવવા માંડી. આ વખતે એને આસપાસની સૃષ્ટિમાં ચેતનનો આછો ચમકાર દેખાવા લાગ્યો.

એણે વોંકળામાં પગ ઝબોળ્યા. આખા અંગમાં જાણે વિદ્યુત્ પ્રસરી ગઈ, બધિર બનેલું મન જાગી ઊઠયું. થીજી ગયેલી લાગણીઓ સળવળી ઊઠી. પવનની લહેર અને સૂર્યના આછા તાપનો એણે સ્પર્શ અનુભવ્યો. ગુમાવેલી ચેતના જાણે પાછી વળી.

અને તુરત જ આંખ સામે એક પછી એક દશ્યો આવવા લાગ્યાં. મનોસૃષ્ટિમાં બે ચાર ડગલાં ભર્યાં ત્યાં જ એક દશ્ય બીજા દશ્યને દાબી દેતું આગળ આવવા લાગ્યું. થોડી જ વારમાં જાણે કોલાહલ મચી ગયો. ધૂળની ડમરી ચડી હોય એવી આંધી છવાઈ ગઈ. ચંદ્રમોહનના ઊઘડેલાં મનઃચક્ષુ બિડાઈ ગયાં. ફરી પાછી એ જડતા ધીમે ધીમે ચિત્તપ્રદેશ ઉપર અસર કરવા લાગી.

એકાદ કલાક ત્યાં બેસીને પછી એ ઊઠયો. ફરી ચારે બાજુ અને ઊંચા આકાશમાં દષ્ટિ ફેરવી. મનની સ્થિતિમાં કશો ફેર પડયો નહિ. પોતે કયાં જવાનું છે તે પણ એ જાણતો ન હતો. થાક અને ભૂખ વિસારે પડયાં હતાં. શરીર યંત્ર બન્યું હતું. એણે કશા યે વિચાર વિના પગ ઉપાડયો અને સૂર્યનાં કિરણોની સામે જ, પૂર્વ દિશામાં ચાલવા માંડયું.

થોડી વારે એક ગામ નજીક એ આવી પહોંચ્યો. ગામ તરફ નજર જતાં એણે પગ ફેરવ્યા. ગામમાં તો એને જવું જ નહોતું. કયાં જવું હતું તેની ખબર નહોતી. ઉત્તર બાજુ વૃક્ષોની ઘટા જોઈ એ તરફ ઝડપથી પગલાં ઉપાડયાં.

લગભગ દસ વાગવા આવ્યા હતા. સૂર્યનારાયણ આંગણું છોડીને આગળ વધી રહ્યા હતા. એમનાં કિરણોમાં ઉગ્રતા વધતી જતી હતી. સૃષ્ટિનું માધુર્ય ઓછું થતું જતું હતું અને ચારે બાજુ સૂર્ય સામે ટકી રહેવાની ગોઠવણ ચાલતી હતી.

ચંદ્રમોહન ચાલતો જ હતો. આંબાની ઘટા વચ્ચે એ આવી પહોંચ્યો ત્યારે એને જરા શાંતિ જણાવા લાગી. સૂર્યનાં કિરણો આંબો ઝીલતો હતો અને ધરતીને પોતાની શીતળતા પીરસતો હતો. ચંદ્રમોહન ધીમે પગલે ચાલવા લાગ્યો. એના પગ નીચે સુક્કાં પાંદડાં કકળાટ મચાવતાં હતાં, પણ ઉપરથી વરસી રહેલી શીતળતા એના દુઃખસ્વરોને સાંભળવા દેતી નહોતી.

લગભગ એક માઇલ સુધી ચંદ્રમોહન આંબાવાડિયામાં ચાલ્યો. એના શરીરનો તાપ તો ઓછો થયો જ હતો, પણ મન ઉપર શીતળતાની અસર જણાવા લાગી. આંબાવાડિયાની બહાર પગ મૂકતાં એ ઘડીક થંભ્યો ને પાછો વળ્યો. પહેલવહેલો જ મનમાં પ્રશ્ન ઊઠ્યો : ' હું ક્યાં જાઉં છું ? મારે ક્યાં જવું છે ? ' જવાબ ન મળ્યો. બે પગલાં પાછાં ભર્યાં ત્યાં સુક્કાં પાંદડાંએ પગ નીચે કચરાઈ ભુક્કો થઈ જઈને પોતાનો અંતિમ સ્વર સંભળાવી દીધો. ચંદ્રમોહન કંઈ વિચાર વિના નીચે બેસી ગયો. પવનની એક લહર આવતાં માથા ઉપર ઝૂકી રહેલા આંબાએ એનું સ્વાગત કર્યું.

●

૩૬

# દૂર દૂર

**વ**ડોદરાના સ્ટેશન ઉપર રાતના બાર વાગે કાઠિયાવાડ મેલ ઊભો રહ્યો ત્યારે દસ–વીસ મુસાફરો ગાડીમાંથી નીચે ઊતર્યા. આપણો ચંદ્રમોહન પણ એન્જિન નજીકના એક ડબ્બામાંથી કશા યે સામાન વિના માત્ર એક થેલી સાથે નીચે ઊતર્યો. કીર્તિનો સૂર્ય જ્યારે

મધ્યાહ્ને તપતો હતો ત્યારે હજારો મિત્રો થયા હતા, પણ આનંદપુર છોડયા પછી આજે પંદરમે દિવસે એ એકલો જ વડોદરા ઊતરતો હતો ત્યારે એનું હૃદય એકલતાનો માર ખાઈને ભાંગી ગયું હતું.

આ પંદર દિવસ એ ગમે ત્યાં રહ્યો હતો, ગમે ત્યાં જમ્યો હતો, ગમે ત્યાં સૂતો હતો. માનવીનો સહવાસ અને સ્નેહ એ મેળવી શકયો હતો, પણ એ બધાં જ માનવીઓ અજાણ્યાં હતાં. એક પણ પરિચિત માણસની સમક્ષ ઊભા રહેવાની એની હિંમત નહોતી. આ પંદર દિવસ અને પંદર રાત્રી કાળભગવાને કેટલી લાંબી બનાવી હતી તેનો અનુભવ એકલા ચંદ્રમોહનને જ થયો હતો. એક પળ એ કેટલી વિપળનો સંગ્રહ છે તે હવે એણે જાણ્યું હતું. જીવનનાં લગભગ સત્તાવીસ વર્ષ પાણીના રેલાની પેઠે વહી ગયાં હતાં. ખબર જ નહોતી પડી કે આ પ્રવાહ શી રીતે ને કઈ દિશાએ જાય છે. આજે એ પ્રવાહ થંભી ગયો હતો. ચિત્તમાં ઉષ્મા પ્રગટતાં થીજેલું હિમ જરીક ઓગળતું અને આગળ ચાલતું હતું, પણ તુરત જ ઠરી જતું હતું. ચંદ્રમોહનનો જુસ્સો શમી ગયો હતો છતાં એક જુસ્સો ફરી ફરીને ઊઠતો હતો. એમ થતું હતું કે આ રીતે જીવું એ કરતાં પ્રાણ પાથરી દઉં તો શું ખોટું છે? અને મનમાં પ્રાણ પાથરવાના મનસૂબા પણ ઊઠતા હતા. અર્ધી રાત્રે કોઈ નદીના કાંઠે ઊભો રહી કાળાં ભમ્મર પાણીને જોઈ રહેતો હતો, છેવટ પાછો વળતો હતો. કોઈ વખત કોઈ મકાનની અગાસીમાં ઊભો રહી ત્યાંથી જ દુનિયાના ખોળામાં પડવાનું વિચારતો હતો અને થંભી જતો હતો. શા માટે એ નહોતો મરી શકતો તે એ પોતે પણ જાણતો ન હતો.

કોઈ વાર બીજા પ્રદેશમાં – બીજા પ્રાંતમાં ચાલ્યા જવાનો વિચાર આવતો હતો. મનમાંથી સેવાની ભાવના નષ્ટ થઈ નહોતી. એટલી તો ખાતરી જ હતી કે આનંદપુરનો ચંદ્રમોહન નાશ પામ્યો છે અને

નવો ચંદ્રમોહન એ પ્રદેશમાં જન્મી શકે એમ નથી. ગુજરાતના બીજા કોઈ પ્રદેશમાં પણ સ્થાન દેખાતું નહોતું. એ દરરોજ તો નહિ, પણ ઘણીવાર વર્તમાનપત્રો મેળવી લઈને વાંચતો હતો અને પોતાના પતનની શી અસર થઈ છે તેના અહેવાલો જોતો હતો. એણે જોઈ લીધું હતું કે એની કીર્તિનો પ્રકાશ જેટલા પ્રદેશમાં વિસ્તર્યો હતો તેટલા જ પ્રદેશમાં અપકીર્તિનો અંધકાર હવે વિસ્તર્યો છે. ગુજરાતના લોકસેવકોમાં કે જાગ્રત જનસમૂહમાં એને ન ઓળખનાર કોઈ નહોતું અને તેથી એને સંઘરનાર પણ કોઈ નહોતું.

પ્રવીણા, વિશાખા અને ઉપેન્દ્ર; મનુભાઈ, સુભદ્રાબેન અને ગોપાળભાઈ એની વિદાય પછી શું કરતાં હતાં તે એ જાણતો નહોતો. એના પિતાની શી સ્થિતિ થઈ છે તેની પણ એને ખબર નહોતી. આ સૌના વિચાર એને આવતા તો હતા જ, પણ એ સૌએ એના પ્રત્યેથી મુખ ફેરવી લીધું છે એવી ખાતરી હોય એમ એ વિચારોને ચંદ્રમોહન દૂર ઠેલી દેતો હતો. પાસે જઈને બેસી શકાય એવું માનવી આખા જગતમાં ક્યાંય દેખાતું નહોતું.

બે દિવસ પહેલાં એણે રેલવે-લાઈન ઉપર ઊભા રહી પ્રાણ કાઢી નાખવાના વિચારો કર્યા હતા. એ વિચારોમાંથી પાછા વળતાં ગુજરાત છોડી જવાની ભાવનાએ જોર પકડ્યું હતું. છેલ્લા અડતાલીસ કલાક એ ભાવનામાં જ ગાળ્યા હતા. આજે એ વડોદરા ઊતર્યો ત્યારે એ ભાવના સાથે જ ઊતર્યો હતો. એક દિવસ વડોદરાની કોઈ ધર્મશાળામાં છાના રહી નિરાંતે ટપાલ લખવાનો એણે વિચાર કર્યો હતો. ગુજરાત છોડતાં પહેલાં જીવન સાથે જડાયેલી કેટલીક કડીઓ તોડવા માટે પણ એને એકાંતની અને નિરાંતની જરૂર હતી.

પ્લેટફૉર્મમાંથી બહાર નીકળી એણે તુરત ધર્મશાળાનો રસ્તો લીધો. સામાન તો મુદ્દલ હતો જ નહિ એટલે ધર્મશાળામાં પહોંચતાં

સમય ન લાગ્યો. ધર્મશાળામાં કોઈ ઓળખીતું ન મળી જાય તેનું ધ્યાન રાખવાનું હતું. ભાગ્યયોગે રાત્રે તો કોઈ ન દેખાયું. સવારમાં પણ કોઈ ન દેખાય એવી ભાવના ભાવતો એક ઓરડીમાં એ ઊતર્યો. ખાટલો ને બે ગોદડાં તુરત જ મળ્યાં. ચંદ્રમોહન લડતના દિવસોમાં ઘણીવાર જુદાં જુદાં ગામોની ધર્મશાળામાં ઊતર્યો હતો એટલે આ વિષે એને કશી મૂંઝવણ નહોતી.

અર્ધી રાત વીતી ગઈ હતી, પણ એની આંખમાં મુદ્દલ ઊંઘ નહોતી. એણે પથારી સરખી કરી તુરત બારણાં વાસ્યાં અને થેલીમાંથી કાગળ-પેન કાઢી લખવાની તૈયારી કરી. કોને પહેલાં લખવું? અને શું લખવું? એ બંને પ્રશ્નોના જવાબ એણે પોતાના મનને આપી દીધા હતા, છતાં એ પ્રશ્નો ફરીને એની સમક્ષ આવી પહોંચ્યા. આ વખતે એ જવાબ ન આપી શક્યો. મનુભાઈને કેમ લખાય? શું લખાય? એમના દિલમાં પોતાનું લગીર પણ સ્થાન હશે કે કેમ એ વિષે એને શંકા થઈ. સુભદ્રાબેનને એણે મનુભાઈની સાથે જ ગણી લીધાં. એ પછી ગોપાળભાઈ આવ્યા. એની પાસે તો ઊભવાની પણ હિંમત ન ચાલી. વડોદરાની એકલવાયી ધર્મશાળામાં મધરાતે એક બંધ ઓરડીમાં પોતે એકલો જ હતો એની પાકી ખાતરી છતાં ગોપાળભાઈના સ્મરણથી એણે ભયભીત આંખે આજુ-બાજુ જોયું. મેલી થઈ ગયેલી દીવાલો એને જોઈને ગમગીન બની ગઈ.

પછી આંખ આગળ પ્રવીણા ને વિશાખા આવ્યાં. વિશાખાના તેજસ્વી મોં ઉપર રોષની લાલી સ્પષ્ટ જણાવા લાગી. એની આંખોમાં પણ તણખા દેખાયા. પરંતુ પ્રવીણા? એ ઊભી હતી. આંખો જમીન ઉપર ખોડાઈ ગઈ હતી. એમાંથી કોઈ કોઈ વખત પાણી ટપકી જતું હતું. અંગ ધ્રૂજતું જણાતું હતું. ચંદ્રમોહન જાણે ભાન ભૂલ્યો.

એને આવરી બેઠેલી દીવાલો જાણે ખસી ગઈ. બત્તી બુઝાઈ ગઈ અને રાત પણ ચાલી ગઈ. એણે જોયું તો મુંબઈમાં પ્રવીણાને ઘેર બારી પાસે એ ઊભો હતો. ગઈ રાત્રે એ પરાજિત બની લથડતે પગે અગાસીનો દાદર ચડચો હતો. સવારે હૃદય ભાંગી ગયું હતું. મુખ ઉપર શરમ હતી. છાતીમાં થડકારો હતો. કોઈ જ જાણે બોલતું નહોતું. એ વખતે પ્રવીણા આવી હતી. એણે દાતણ આપ્યું હતું. એના મુખ ઉપર સાધુતા હતી. એનાં વસ્ત્રો શુભ્ર હતાં. આંખમાંથી કરુણા ટપકતી હતી. ચંદ્રમોહનના મનમાંથી ભય ખસતો હતો. પણ તુરત જ ઓરડીના બારણા પાસે અવાજ આવ્યો અને ચંદ્રમોહનની સૃષ્ટિ લય પામી. એ જાગી ગયો. આંખ સામે પેલી ગમગીન દીવાલો અને ધ્રસાઈ ગયેલાં બારણાં દેખાવા લાગ્યાં. હાથમાં પેન હતી, ખોળામાં કાગળો હતા તે એની રાહ જોતાં પડ્યાં હતાં.

પ્રવીણાએ એને હલાવી મૂકચો. હૃદયસિંહાસનના પગથિયા સુધી આવી પહોંચતી પ્રવીણાને ઘણીવાર એણે નિર્દયતાથી પાછી ધકેલી હતી. આજે એ એક જ આંખમાં પ્રેમ અને કરુણા એને દેખાવા લાગ્યાં. એક પળ એણે આંખ મીંચી પ્રવીણાની મૂર્તિને તાદશ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ એમાં એ ફાવ્યો નહિ. આંખો બંધ થતાં ચારેકોર ઘનઘોર અંધારું જણાવા લાગ્યું.

છેવટ કાગળ અને કલમ એણે ઉપાડચાં, પણ ઊપડેલી કલમ કશું લખી શકી નહિ. પહેલો અક્ષર મૂકતાં પહેલાં જ કલમ થંભી ગઈ અને છેવટ પડી ગઈ. આખું અંગ નિશ્ચેષ્ટ બની ગયું હોય એમ ચંદ્રમોહન ખાટલા ઉપર ઢળી પડચો.

રાત ઝમ ઝમ કરતી વહી જતી હતી. ધર્મશાળામાં હવે મુસાફરોની આવ-જા બંધ થઈ હતી. ચંદ્રમોહન ખાટલામાં પડચો પડચો શબ્દાતીત વેદના ભોગવતો હતો. અર્ધોક કલાક પડચા રહ્યા પછી

એને ખાતરી થઈ કે પોતે કોઈ કાગળ નહિ લખી શકે અને એવી ખાતરી થતાં કાગળ લખવાની જરૂર પણ શી છે એમ લાગવા માંડયું. આઘાત પામેલું મન કોઈ બીજે માર્ગે જ સાંત્વન ઇચ્છતું હોય એમ ચંદ્રમોહનને લાગવા માંડયું, કે 'કોઈ હવે મને સંઘરશે નહિ, મારે શા માટે કોઈને મારાં માનવાં જોઈએ ?' મનુભાઈ, સુભદ્રાબેન, ગોપાળભાઈ હવે સામે જુએ એમ નહોતાં. વિશાખા તો કદાચ તિરસ્કાર પણ કરે એમ લાગતું હતું. એક પ્રવીણા, એકલી પ્રવીણા કરુણામય લાગતી હતી. પણ એને તો ભૂલવી જોઈએ. એની પાસે પત્રરૂપે ઊભા રહેવામાં એના પર અત્યાચાર કરવા જેવું લાગતું હતું.

મોતનો વિચાર મરી ગયો હતો. મિત્રોની પાસે એક વખત હૃદય ખોલવાનો વિચાર પણ અંત પામતો હતો. એક વિચાર–દૂર દૂર ચાલ્યા જવાનો વિચાર – દૃઢ થતો જતો હતો. લગભગ ચાર વાગ્યા સુધી એ જાગતો પડયો રહ્યો અને છેવટે દૂર દૂર ચાલ્યા જવાના વિચારને નિર્ણયનું રૂપ આપી, સંતપ્ત હૃદયમાં કંઈક શાંતિ અનુભવતો એ, નિદ્રાદેવીના ખોળે લેટી ગયો.



## ૩૭

# દુઃખનાં સાથી

દાઝેલો, થાકેલો, હારેલો ચંદ્રમોહન સવારના આઠ વાગ્યા સુધી ઊઠયો નહોતો. એના મનમાં દૂર દૂર ચાલ્યા જવાનો નિર્ણય સ્થિર થયો હતો એટલે થાકેલા જિગરને નવચેતન આપનારી નિદ્રા આજ એને નિરાંતે પંપાળ્યા જ કરતી હતી. ચંદ્રમોહન સાચી કે

ખોટી રીતે એમ માનતો હતો કે હવે આ જગતમાં એનું કોઈ જ સ્વજન રહ્યું નથી. પણ પ્રભુએ અને પ્રભુના શાંતિદૂત જેવી નિદ્રાએ એનો સાથ છોડ્યો નહોતો. ચંદ્રમોહનનું દુર્ભાગ્ય એટલું જ હતું કે એની જાગ્રતિમાં કે નિદ્રામાં હજી એ શાંતિદૂતને કે એના માલિકને ઓળખી શક્યો નહોતો ને પોતાને એકલો જ માનતો હતો. એ જ્યારે પ્રવૃત્તિમાં મશગૂલ હતો ત્યારે કીર્તિમંદિરના શિખર ઉપર ઊભો ઊભો એમ માનતો હતો કે આ બધાં યંત્રોનું બળ અને સંચાલન હું–હું એકલો જ છું. આજે પણ એ એમ જ સમજતો હતો કે મારે–મારે એકલાએ જ, મારા જ જોરે આ અપકીર્તિની ખીણમાંથી બહાર નીકળવાનું છે. જગતનાં ગમ્ય અને અગમ્ય બળોની એને જાણે માહિતી જ નહોતી.

બરાબર સાડા આઠના ટકોરે એણે પડખું ફેરવ્યું અને સહેજ આંખ ઉઘાડી દિવસના અજવાળાને જોયું. પણ તુરત જ આંખ મીંચી દઈ ફરી ઊંઘવા માંડયું. આજે એને ક્યાંય જવાને મોડું થતું જ નહોતું એમ એ અજાણપણે માનતો હતો. એને એ વાતની તો ખબર જ નહોતી કે એના પતનના સમાચારે અનેક મિત્રો–સ્વજનોને રોષિત બનાવ્યાં છે અને ઘણાંએ એનાં નામ ઉપર ફિટકાર વરસાવ્યો છે. પરંતુ વિશાળ સ્વજનસમુદાયમાં એવાં પણ અનેક છે કે જે આ સમાચારથી પોસ પોસ આંસુએ રડ્યાં છે ને ચંદ્રમોહન અચાનક જ કોઈ જીવલેણ માંદગીમાં સપડાઈ ગયો હોય એમ એની ચિંતા કરે છે.

મનુભાઈનું હૃદય દિવસો વીતવા છતાં શાંત પડ્યું જ નહોતું. આઠમા દિવસની મધરાતે પણ એમણે સ્વપ્નમાં બે કાળા ઓછાયાને જોયા હતા અને ઝબકીને જાગી ગયા હતા. મધરાતે વરંડામાં નજર ફેંકવાની હિંમત તો એમણે મેળવી જ નહોતી. સુભદ્રાબેનનો પ્રેમળ

સાથ અને ગોપાળભાઈનો પત્રવ્યવહાર ન હોત તો એમનું શરીર કદાચ ગળી જ જાય એવી ઉગ્ર વેદનામાં તેઓ રાતદિવસ પ્રજળતા હતા. ગ્રામસેવકોની સભા એક દુઃખનો ઠરાવ કરીને અને મનુભાઈને આગેવાન સ્થાપીને વીખરાઈ ગઈ હતી. પણ એ દિવસ પછી કામમાંથી પ્રાણ ઊડી ગયો હતો. મનુભાઈને લાગતું હતું કે ચંદ્રમોહનના ગયા પછી એ અને એનાં સાથીઓ પ્રાણ વિનાનાં ખોખાં જ બની ગયાં છે.

ગોપાળભાઈની વેદના એથી યે વધુ હતી. એક વિરાટ આત્માને એમણે ખંડિત થતો જોયો હતો. પોતે કહેતા હતા તે સાચું પડ્યું તેના સંતોષની એક વિચાર-લહરી પણ એમના દિલમાં જન્મી નહોતી, પરંતુ પોતે જ કોઈ કાળબળે અંધકારમાં પડ્યા હોય એવી લાગણીથી અંતર વલોવાઈ જતું હતું. એમણે જે પળે સમાચાર વાંચ્યા તે પળ પછી ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત થઈ કે તુરત જ પ્રાર્થના શરૂ કરી હતી. ખાવાનું તો એમને ગળે ઊતરે એમ હતું જ નહિ. તે દિવસની રાત્રે એમને એ ઝૂંપડીમાં રહેવું અકારું લાગ્યું એટલે વાડીએ ચાલ્યા ગયા. રાત્રે બેસવાનું અશક્ય થયું ત્યાં સુધી એમણે તંબૂર ઉપર એક પછી એક ભજનોમાં ઈશ્વરની મદદ માટે પોકાર કર્યો અને લગભગ બે વાગે રામનામનું રટણ કરતા સૂતા.

પણ બે કલાકથી વધુ ઊંઘ તેઓ લઈ શક્યા નહિ. કંઈક સ્વપ્ન આવતાં તેઓ ઝબકીને જાગી ગયા અને જાગતાંની સાથે જ પાટ ઉપર બેઠા થઈ એમણે પ્રાતઃકાળની પ્રાર્થના કરવા માંડી. પ્રાર્થના પૂરી થયે તેઓ વિચારમગ્ન દશામાં બેસી રહ્યા. લગભગ પા કલાક પછી એમના મનમાં નિશ્ચય થયો કે મારા સ્વજનનો દોષ ધોવા અને એને નવું બળ આપવા મારે સાત દિવસ સુધી ઉપવાસ અને અખંડ પ્રાર્થના કરવાં જોઈએ.

આ નિશ્ચય થતાં મન હળવું બન્યું અને આંખ સામે કેવળ

અંધારું જ દેખાતું હતું ત્યાં પ્રકાશની કેડીઓ સૂઝવા લાગી. ત્રીજા દિવસના ઉપવાસે એમણે મનુભાઈના કાગળનો જવાબ આપ્યો અને ચંદ્રમોહનના સમાચાર પૂછ્યા. વળતી ટપાલે મનુભાઈએ જણાવ્યું કે અહીંથી ગયા પછીની મને માહિતી નથી. ગોપાળભાઈ ઉપવાસ અને પ્રાર્થના કરતાં કરતાં પોતાના ધર્મપુત્રની ચિંતા કરવા લાગ્યા. એમણે બીજા મિત્રોને પણ પુછાવ્યું અને મનુભાઈને લખ્યું કે 'તમારે એમને જવા નહોતા દેવા. તેઓ કદાચ એમના શરીરને ફેંકી દેશે. તેઓ ભૂલી જશે કે શરીરને ફેંકી દેવાથી આત્માનો ડાઘ ધોવાતો નથી.' મનુભાઈને આ કાગળ મળતાં પોતાની ભૂલ તુરત જ સમજાઈ ગઈ અને પસ્તાવો થવા લાગ્યો. એમણે તુરત જ કેટલાંક સ્થળે તાર કરી ચંદ્રમોહનનો પત્તો મેળવવા પ્રયત્ન કર્યો, પરંતુ તેઓ એમાં નિષ્ફળ નીવડ્યા.

ચંદ્રમોહનને ગયે દસ દિવસ વીતી ગયા હતા. મનુભાઈની વેદના અને ચિંતા હવે માઝા મૂકતાં હતાં. ગોપાળભાઈએ ઉપવાસનું પારણું કર્યું હતું, પરંતુ ચંદ્રમોહન ન મળે ત્યાં સુધી દૂધ સિવાય કશું જ ન લેવાની પ્રતિજ્ઞા હતી. આ બાજુ પ્રવીણાની વેદના સૌને ટપી જાય એવી હતી. વિશાખા અને ઉપેન્દ્ર રાતદિવસ એની પથારી પાસે બેસી રહેતાં હતાં. તે દિવસે છાપામાં સમાચાર વાંચીને એને તમ્મર આવી ગયેલાં તે હજી ઊતર્યાં જ ન હોય એમ એ પથારીવશ હતી. બે ચાર વાર એણે ઊઠવા માટે પ્રયત્ન કર્યો હતો પણ જમીન ઉપર પગ ટકતા જ નહોતા. જેમ જેમ દિવસ વીતતા જતા હતા તેમ તેમ ઉપેન્દ્ર અને વિશાખાની ચિંતા વધતી હતી. ચારેક દિવસ પછીની એક રાત્રે ઉપેન્દ્ર અને વિશાખા સહેજ ઊંઘી ગયેલાં ત્યારે પ્રવીણા જાગીને બારી પાસે જતાં પડી ગઈ હતી અને તેના ધબકારાથી ઉપેન્દ્ર અને વિશાખા જાગી ગયાં હતાં. આ પ્રસંગ પછી એ બંનેનાં દિલમાં પ્રવીણાના જીવન વિષે પૂરેપૂરો ભય હતો. જેમ દિવસ જતા હતા તેમ

પ્રવીણાનું શરીર ગળતું જતું હતું. કોઈ કોઈ વાર એ ભાન પણ ગુમાવી બેસતી હતી.

આ બાજુ ચંદ્રમોહનનો પત્તો ન જ લાગ્યો એટલે મનુભાઈ દોડીને હરિપુર પહોંચ્યા. અને બરાબર તેજ દિવસે ઉપેન્દ્ર અને વિશાખાએ ખૂબ વિચારને અંતે પ્રવીણાને મુંબઈથી ખસેડી આનંદપુર લઈ જવાનો નિશ્ચય કર્યો. આનંદપુરમાં હવે સુભદ્રાબેન એકલાં જ હતાં. બે ત્રણ સેવકો ત્યાં રહેતાં તેમને સુભદ્રાબેને ગામડાંમાં મોકલી આપ્યા હતા.

મનુભાઈના ગયાને બીજે દિવસે સવારના પહોરમાં એક વૃદ્ધ પુરુષને એક નોકર સાથે સુભદ્રાબેને 'સૈનિકનિવાસ' તરફ આવતા જોયા. સુભદ્રાબેન એમને ઓળખતાં જ નહોતાં, પરંતુ પહેરવેશ, મોં ઉપરનો અણસાર અને આઘાતની રેખાઓ ઉપરથી તેઓ એમને ઓળખી ગયાં. ચંદ્રમોહનના પિતા દેવપ્રસાદ પણ દસ–બાર દિવસના અજંપાથી થાકીને આનંદપુર આવ્યા હતા. એમની સાથે જૂનો વફાદાર નોકર છગન હતો. સુભદ્રાબેને એમનું સ્વાગત કર્યું અને ચંદ્રમોહન વિષે આશ્વાસન આપી, મનુભાઈ એમને શોધવા માટે જ ગયા છે એવા સમાચાર આપ્યા. બરાબર બીજે દિવસે એ જ સમયે એક ગાડી 'સૈનિકનિવાસ' પાસે આવી પહોંચી અને તેમાંથી ઉપેન્દ્ર, વિશાખા ને પ્રવીણા ઊતર્યાં; સુભદ્રાબેન તુરત જ તપસ્વિની પ્રવીણાને ઓળખી ગયાં.

લખમીચંદ શેઠ અને સૂર્યકાન્ત માતેલા થઈને આનંદપુરમાં અને ગામડાંમાં ફરતા હતા. એમની આસપાસ પ્રશંસકોનું એક મોટું ટોળું જમા થયું હતું, પરંતુ વિરાટ લોકસમુદાય તો બનેલા બનાવોથી દુઃખી જ થતો હોય એમ લાગતું હતું. લોકોને જ્યારે એ વાતની ખબર પડી કે ચંદ્રભાઈ ક્યાં ય મળતા નથી ત્યારે તો અનેક સ્ત્રી–

પુરુષોએ એના જીવન માટે વ્રતનિયમો કર્યાં અને ચંદ્રમોહનના દોષોને ભૂલી જવાની અંતરથી તૈયારી બતાવી.

સૈનિકનિવાસમાં દેવપ્રસાદ, ઉપેન્દ્ર, વિશાખા, પ્રવીણા આવ્યાં હતાં એટલે થોડા દિવસથી 'સૈનિકનિવાસ' તરફ ન આવતા લોકો આવવા માંડ્યા હતા, પરંતુ સુભદ્રાબેન પ્રસંગની ગંભીરતા અને પ્રવીણાની સ્થિતિને સમજતાં હતાં એટલે લોકોને વધુ સમય બેસવા દેતાં નહિ. લોકો ચંદ્રમોહનના જ્યારે સમાચાર પૂછતા ત્યારે ટૂંકા જવાબ આપીને તેઓ પતાવી દેતાં હતાં.

મનુભાઈ ગોપાળભાઈને મળ્યા ત્યારે એમણે આંસુ સારીને પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ કર્યો. ચંદ્રમોહનને એ રાતે વિદાય નહોતી જ આપવી જોઈતી એમ એમને ખાતરી થઈ. હવે એ ભૂલને નિવારવાનો એમણે નિશ્ચય કર્યો હતો. તેઓ ગોપાળભાઈને કહેતા હતા: 'એમને શોધ્યા વિના હું જંપીશ નહિ.' ગોપાળભાઈ એના નિશ્ચયને કબૂલ રાખતા હતા અને શાંતિપૂર્વક વિચારવાનું સૂચવતા હતા. એમનું દુઃખ મનુભાઈ કરતાં અધિક હતું એમ તેઓ કહેતા નહિ, પણ છાતીમાં પડેલો ઘા એમના મોં ઉપર સાફ દેખાઈ આવતો હતો.

મનુભાઈ સાથે વિચાર કરીને એમણે ફરીને બધા મિત્રોને કાગળો લખ્યા હતા. આ વખતે ચંદ્રમોહન ત્યાં છે કે નહિ એટલું જ નહોતું પુછાવ્યું, પરંતુ પોતાના ગામ, શહેર કે આસપાસમાં કોઈ પણ સ્થળે છે કે કેમ તે માટે તપાસ કરવાની વિનતિ કરી હતી. આ પત્રોના જવાબમાં મિત્રોએ જે લખ્યું હતું તે ઉપરથી ચંદ્રમોહન પ્રત્યે મમત્વ ધરાવતું મંડળ કેટલું મોટું છે તેનો મનુભાઈને ખ્યાલ આવતો હતો. એમણે વર્તમાનપત્રોમાં, અને પ્રસંગ બન્યા પછી પોતા ઉપર આવેલી અનેક ટપાલમાં ચંદ્રમોહન અને એના કામ પ્રત્યેનો ઘોર તિરસ્કાર વાંચ્યો હતો. આજે એને જણાયું કે તિરસ્કારના

બળતા રણની વચ્ચે મમત્વની મીઠી વીરડીઓ પણ ઠેર ઠેર પડી છે. જે દિવસે એક સામટા પંદર કાગળો આવેલા તે દિવસે રાત્રે ગોપાળભાઈનું ગદગદિત થયેલું હૃદય પણ પ્રગટ થયું હતું.

તેઓ પ્રાર્થના વખતે ભારે કંઠે ને આંસુભરી આંખે જે ભજન બોલી મનુભાઈની આંખોમાં ભીનાશ પૂરતા હતા તે ભજનની પહેલી લીટી હતી:

**प्रभु तेरी दया है अपार**



## ૩૮

## આંસુ

**ચંદ્રમોહન** દસેક વાગે ઊઠ્યો. આજે એનું મન શાંત હતું. કોઈ નવી અને અજાણી દુનિયામાં ચાલી જઈ જીવનને પ્રથમપહેલા દિવસથી શરૂ કરવું હતું. એણે શૌચ–દાતણ પતાવી થોડો નાસ્તો કરી લીધો અને પછી ગાડીનો સમય જોવા માટે એ નીચે ઊતર્યો. ધર્મશાળાના ડેલામાં ગાડીનું સમયપત્રક લટકાવેલું હતું તે એ ઝીણવટથી જોવા લાગ્યો. ક્યાં જવું તે નક્કી નહોતું, પરંતુ સમય–પત્રક પાસે આવતાં દિલ્હી તરફ જવાની ઇચ્છા મનમાં ઊગી. સહેજ વધુ વિચારતાં એ ઇચ્છા ઠીક લાગી. તુરત એણે ગાડીનો સમય જોયો. સવારના સાડા ૭ વાગે ઊપડતી એક્સપ્રેસ એને અનુકૂળ જણાઈ, પણ ત્યાં સુધી કરવું શું? 'કોઈ ઓળખીતું મળે તો?' મનમાં વિચાર આવ્યો. તુરત જ જવાબ મળ્યો: 'ભલે મળે. એનો કટાક્ષ, આંખનો તિરસ્કાર સહન કરી લઈશ.' મન સહેજ બેપરવા બન્યું. એ બહાર નીકળ્યો.

ફૂટપાથ ઉપર ઊભા રહી ક્યાંક જવાનું વિચારવા લાગ્યો. રસ્તો

તો વડોદરાનો રાજમાર્ગ હતો. અનેક માણસો જતા હતા. ચંદ્રમોહનને ઊભા રહે ત્રણેક મિનિટ થઈ ત્યાં એની બાજુમાં આવી એક મિત્રે ખભા ઉપર હાથ મૂકયો. ચંદ્રમોહન ચમકી ગયો. થોડીક મિનિટો પહેલાંની બેપરવાઈ લૂંટાઈ ગઈ અને મોં ઉપર શરમ અને ભયના ભાવો પ્રસરી ગયા. પેલો મિત્ર, મીઠું હસતો બોલ્યો:

'ક્યારે આવ્યા છો?'

'રાત્રે.' ચંદ્રમોહને મહામહેનતે જવાબ આપ્યો.

'ચાલો મારે ત્યાં.' વધુ પૂછ્યા વિના જ મિત્રે કહ્યું. ચંદ્રમોહને આનાકાની કરી.

'શો વાંધો છે?'

'કાલે જવું છે.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'ક્યાં?'

ચંદ્રમોહન મૂંઝાયો, મિત્રે વાત બદલાવી.

'એક દિવસ મોડા જજો. મારે ત્યાં એક દિવસ રહો તો ખરા?'

ચંદ્રમોહન મૂંઝાયો.

'એમાં વિચાર શો કરવો છે? ચાલો, સામાન ક્યાં છે?' મિત્રે એનો હાથ ઝાલ્યો. ચંદ્રમોહન કંઈ બોલ્યા વિના સાથે ચાલ્યો. થોડી જ વારમાં મિત્રને ત્યાં એ આવી પહોંચ્યો.

ઘરમાં દાખલ થતાં જ સુરેન્દ્રનાં બંને બહેનો સામે આવ્યાં. એક સુરેન્દ્રથી મોટાં હતાં, એક નાનાં હતાં. સુરેન્દ્રે ચંદ્રમોહનને બંનેની ઓળખાણ કરાવી. ચંદ્રમોહને નમસ્કાર કર્યા પણ આંખ માંડીને સામે જોઈ શકયો નહિ. એણે ધાર્યું કે હમણાં એની ઓળખાણ પણ કરાવશે, પણ સુરેન્દ્રે એકપક્ષી ઓળખાણથી જ સંતોષ માન્યો હોય એવું લાગ્યું.

સાંજ સુધીનો સમય ચંદ્રમોહને આશ્ચર્યમાં જ વિતાવ્યો. સુરેન્દ્ર એને વર્ષોથી ઓળખતો હતો અને છેલ્લા બનાવો ન જાણતો હોય એમ બને જ નહિ, છતાં એ વિષે એક શબ્દ પણ એ બોલતો નહોતો. એનાં બહેનો સાથે સંકોચ ન રહે એવા પ્રયત્નો પણ જાણે કરતો હતો અને કંઈ જ બન્યું ન હોય એમ પૂર્વવત્ આદરમાન આપ્યા જ કરતો હતો. ચંદ્રમોહન આશ્ચર્યમાં ડૂબતો જ જતો હતો. રાત સુધી સુરેન્દ્ર એની પાસે જ રહ્યો હતો. વચ્ચે એક બે વખત પાએક કલાક બહાર ગયેલો, પરંતુ આખા દિવસમાં ચંદ્રમોહનને એકલું લાગવા જ નહોતું દીધું.

રાત્રે એની પથારી પણ સુરેન્દ્રે પોતાની બાજુમાં જ કરાવી અને છેક અગિયાર વાગ્યા સુધી જે તે વાતો કર્યા કરી. ચંદ્રમોહનનું આશ્ચર્ય દૂર થતું જ નહોતું તેમ સુરેન્દ્ર પણ દૂર થતો નહોતો. કે જેને લઈ એ આશ્ચર્ય ઉપર અને આ લાગણી ઉપર એ કંઈક વિચાર કરી શકે. અગિયાર વાગે વાતો બંધ થઈ અને એ આંખ મીંચીને વિચારતો હતો ત્યાં પાએક કલાકની શાંતિ પછી સુરેન્દ્રે પૂછ્યું :

‘ સ્ટેશને આવશો ? બે ત્રણ મિત્રો આવે છે. ’

‘ કોણ આવે છે ? ’ સહેજ ભય પામીને ચંદ્રમોહન બોલ્યો.

‘ મનુભાઈ અને ગોપાળભાઈ. ’ સ્વસ્થ અવાજે સુરેન્દ્રે જવાબ આપ્યો. એની આંખ ચંદ્રમોહનના મોં ઉપર સ્થિર થઈ ગઈ. ત્યાં અકલ્પ્ય વેદના ધસી આવી હતી.

‘ મને જવા દો. ’ ચંદ્રમોહન બોલ્યો ને પથારીમાંથી ઊભો થયો.

‘ ઉશ્કેરાઓ નહિ, બેસો. એ બંને તમારા માટે જ આવે છે; મેં જ બોલાવ્યા છે. ’

ચંદ્રમોહન થંભી ગયો. એની મૂંઝવણે અવધિ મૂકી.

‘ એ તમારા મિત્રો છે. સ્વજનો છે. પ્રાણના પ્રાણ છે. ’

ચંદ્રમોહન વિસ્મયભરી આંખે જોઈ રહ્યો.

'તમે આશ્ચર્ય પામો નહિ. એ બંને અને બીજાં કેટલાં યે છેલ્લા પંદર દિવસથી તમારા માટે ઝૂરે છે.'

ચંદ્રમોહન નીચે બેસી ગયો. સુરેન્દ્ર તુરત જ ઊઠ્યો અને દીવાલમાં જડેલા કબાટમાંથી બે પત્રો કાઢીને ચંદ્રમોહનના હાથમાં મૂક્યા. પત્રો ગોપાળભાઈના હતા. ચંદ્રમોહને કંપતા હાથે પત્રો ઝાલ્યા અને ફાટેલી આંખે વાંચ્યા. એનું હૃદય જાણે ચાલતું જ બંધ થઈ ગયું. આંખો તુરત જ મીંચી દીધી. કલ્પનાથી પર એવું એ કંઈક જોતો હતો.

અર્ધો કલાક એમ જ વીતી ગયો અને નીચે એક ગાડી ઊભી રહી તેનો અવાજ બંનેએ સાંભળ્યો. સુરેન્દ્ર ઊઠીને દાદર પાસે આવ્યો. ચંદ્રમોહન પણ ઊઠ્યો. એના દિલમાં કાળમીંઢને પણ ઓગાળી નાખે એવો તાપ તો બળતો જ હતો, પણ એને શમાવતી ઝરમર વર્ષાના ભાવ પણ જાગી ઊઠ્યા. એ સુરેન્દ્રની પાછળ દાદર ઊતરી નીચે આવ્યો. ગાડીમાંથી બે પુરુષોને નીચે ઊતરતા જોયા. એક વૃદ્ધ, અશક્ત, કંપતા ગોપાળભાઈ અને બીજા વેદનાથી બળીને કૃશ થયેલા મનુભાઈ. ચંદ્રમોહન એમના તરફ જોઈ શક્યો નહિ. દાદરના છેડા ઉપર જ કઠેરાના ટેકે એ બેસી ગયો. ગોપાળભાઈએ એને જોયો. તેઓ દોડ્યા, પણ દાદર પાસે આવતાં પહેલાં જ નીચે પડી ગયા. મનુભાઈ અને સુરેન્દ્ર તુરત નજીક આવ્યા. ચંદ્રમોહન પણ સફાળો ઊઠ્યો અને પાસે આવ્યો. ગોપાળભાઈએ બેઠા થઈ એને બાથમાં લીધો. એમની નબળી પડતી આંખોમાંથી પાણી ઝરવા લાગ્યાં. મનુભાઈએ મોં ફેરવી લીધું. આંસુ બતાવવાની એમને શરમ થઈ. ચંદ્રમોહનનું હૈયું તો રૂંધાઈ ગયું હતું.

●

# ૩૯

# તપશ્ચર્યા

**સવારના** ચાર વાગે જ્યારે આખી સૃષ્ટિ શાંતિમાં પોઢેલી છે અને ઝાડ પાન સુદ્ધાં મર્મર અવાજ કરતાં વધુ કશું બોલતાં નથી ત્યારે હરિપુરના પાદરની એ વાડીમાં નાનકડી ઓરડીની એક પરસાળ છે ત્યાંથી પ્રાર્થનાના શ્લોકો સંભળાય છે. પ્રાર્થના પૂરી થયે વૃદ્ધ ગોપાળભાઈ તંબૂરની ઝણઝણાટીથી વાતાવરણને જાગ્રત કરી કંપિત સ્વરે ગાય છે કે 'માધવ મોહપાસ ક્યોં તૂટે' અને એની સામે બેઠેલા જુવાનની આંખમાંથી આંસુ નિચોવાય છે. પ્રાર્થના પૂરી થયે ગોપાળભાઈ કહે છે કે 'દુઃખ ન પામો. પ્રભુનો કોલ છે કે જે એને શરણે જાય છે તેને એ બધું માફ કરે છે–એનાં ભયાનક પાપોને એ ધોઈ નાખે છે.' શ્રદ્ધાથી આ શબ્દો સાંભળી લઈ ચંદ્રમોહન ત્યાંથી ઊઠે છે ને ઓરડીમાં ચાલ્યો જાય છે.

છેલ્લા એક માસથી દરરોજ આવું બને છે. જીવાબાપા હવે વાડીમાં આવતા નથી. ચંદ્રમોહન આખો દિવસ સખત પરિશ્રમ કરી કાયાને થકવે છે અને જ્યારે ત્યારે નાચી ઊઠતા મનના ઘોડાને કાબૂમાં લે છે. સાંજે એ એકલો દૂર દૂર ફરવા જાય છે અને જ્યાંથી એનો અવાજ કોઈ મનુષ્ય ન સાંભળી શકે એવે સ્થળે જઈને બુલંદ અવાજે પોતાના આત્માનું રુદન વિશ્વના માલિકને સંભળાવે છે. ધીમે ધીમે આંસુના મલમપટ્ટાથી અંતરના વ્રણ રુઝાય છે અને કોઈ કોઈ પળે જીવનશાંતિનો અનુભવ થાય છે.

પશ્ચાત્તાપની સરવાણીઓ તો અંતરમાં ઠેર ઠેર ફૂટી નીકળી છે.

હવે આપઘાતનો, નાસી જવાનો, સ્વજનોથી દૂર રહેવાનો કે એમના વિષે કલ્પનાઓ કરવાનો વિચાર આવતો નથી. ચિત્ત જાણે શાંત પડી ગયું છે. મહત્ત્વાકાંક્ષા જેવું જીવનમાં હોય જ નહિ એવી સ્થિતિ બની છે. દેશ એનો એ છે, કામ એનું એ પડ્યું છે, મિત્રોનું મોટું જૂથ પણ છે, પણ એ તરફ જવા માટે દિલ વધતું જ નથી. બીજી બાજુ લોકતિરસ્કારનો ભય પણ નાશ પામ્યો છે. જ્યાં સુધી પોતાના આત્મા પાસે ઊભા રહેતાં લજ્જા નહોતી થતી ત્યાં સુધી લોકલજ્જા સતાવતી હતી. જ્યાં સુધી પોતે જ પોતાનાં પાપના સ્મરણથી બળી જતો નહોતો ત્યાં સુધી લોકવચનો દઝાડતા હતાં પણ એવું કશું હવે રહ્યું નથી. દૂર દૂર ચાલ્યા જવું હતું ત્યારે મનમાં ભય હતો. એ વેળા પ્રતિષ્ઠા અને મહત્ત્વાકાંક્ષાને અખંડ રાખવાની લાલસા લોકો સમક્ષ ઊભા રહેવાની અનિચ્છા પ્રગટ કરતાં હતાં. મન સ્તબ્ધ બની જતું હતું. શરીરને તાડન કરવાની અને આત્મહત્યાની ઇચ્છા પ્રગટતી હતી, પશ્ચાત્તાપની એક પણ સરવાણી ફૂટી નહોતી. પોતે ગુનેગાર છે એમ એટલા માટે લાગતું હતું કે લોકો તિરસ્કાર કરતા હતા. આત્માનો ડંખ પેદા નહોતો થયો. કોઈ વ્યક્તિ કે લોકસમૂહના ભયથી નહિ, પણ પોતાના હૃદયસ્થ દેવના ભયથી જ હવે કંપારી આવી જતી હતી. તે દિવસે એકલતામાં કંઈક શાંતિ અને સુરક્ષિતતા જણાતાં હતાં, આજે એકલતાની વેળાએ પ્રાર્થનાથી પ્રેરાયેલી શાંતિ પ્રાપ્ત ન થાય તો સ્મરણોમાં સળગીને ખાખ થઈ જવાની સ્થિતિ આવી હતી.

વડોદરા છોડવામાં સમય નહોતો લાગ્યો. ગોપાળભાઈની સલાહ અનુસાર જીવનપ્રવાહ બદલવાનું પણ ચંદ્રમોહને તુરત જ સ્વીકારી લીધું હતું. એક વાત એને આકરી લાગી હતી. મનુભાઈએ પિતા, પ્રવીણા, વિશાખા ને ઉપેન્દ્રના સમાચાર આપ્યા હતા. સુભદ્રાબેન તથા આનંદપુરનાં અને બીજા પ્રદેશનાં ભાઈબહેનોનાં દુઃખનું વર્ણન કર્યું હતું. આ સૌની સાથે મુદ્દલ સંબંધ ન રાખવાની, મનુભાઈને પણ ભૂલી જવાની ગોપાળભાઈની આજ્ઞા હતી. ગોપાળભાઈ કહેતા

કે 'તમારા આત્માને કેવળ પરમ – આત્મામાં જ કેંદ્રિત કરી દો. ત્યાંથી જ શાંતિ મળશે. ત્યાંથી જ આ બધું ધોઈ નાખવાનું નિર્મળ જળ મળશે.'

વાત સાચી લાગતી હતી, પણ જ્યારે એના પ્રત્યે ધિક્કાર વર્ષાવવો જોઈએ ત્યારે પણ જે કરુણા વર્ષાવતાં હતાં તેને છોડાય કેમ, એમ મનમાં થતું હતું. પ્રવીણાની શારીરિક સ્થિતિના સમાચાર હૃદયને ભાંગી નાખતા હતા.

પણ ચંદ્રમોહને એ કબૂલ્યું હતું. છૂટા પડતી વખતે મનુભાઈ ને ગોપાળભાઈની હાજરીમાં એણે કહ્યું કે 'પિતાને આશ્વાસન આપજો. મિત્રોને મારા પ્રણામ કહેજો અને પ્રવીણાને કહેજો કે દુ:ખ ન પામે ને શાંતિ રાખે.'

સુરેન્દ્રના ઘેર એ આખી રાત એણે રડીને પસાર કરી હતી. એમ તો આ પંદર દિવસમાં એ ઘણીવાર રડ્યો હતો, પણ આજનું રુદન જુદી જાતનું હતું. આજ લગી એ જ્યારે જ્યારે મૂંઝાયેલો ત્યારે ત્યારે રડ્યો હતો. આટલા દિવસમાં કોઈ દિવસ એનું મન મુક્ત બનીને રડતું નહોતું. એણે ભૂલો કરી હતી. એ પોતાના મન સાથે કબૂલતો પણ હતો કે એણે ભૂલો કરી છે, પણ તે સાથે જ એના અંતરના ઊંડાણમાં એવી લાગણી જન્મતી હતી કે એનો બદલો મને મળી ગયો છે. હવે મારે કશું કરવાનું નથી. એનું મન અસ્પષ્ટ રીતે એને કહેતું કે 'એક પલ્લામાં તારું પાપ છે અને બીજા પલ્લામાં તિરસ્કાર અને જાકારો છે. તારે હવે જરી યે ચિંતા કરવાની જરૂર નથી.' અને એ જુદી જ રીતે વિચારતો હતો. પશ્ચાત્તાપની એક પણ લાગણી જન્મતી નહોતી અને તેથી જ એ નાસવા ઇચ્છતો હતો – ડરનો માર્યો જ્યાં ત્યાં છૂપાતો હતો.

સુરેન્દ્રે પહેલવહેલું એને ભાન કરાવ્યું કે તિરસ્કાર સિવાયની લાગણી પણ અસ્તિત્વ ધરાવે છે. મનુભાઈ અને ગોપાળભાઈએ તો

કલેજામાં પડેલાં ધારાં બતાવ્યાં. જ્યાં એણે આંખમાંથી અંગારની કલ્પના કરેલી ત્યાં એણે અમૃત ઝરતું જોયું. ચંદ્રમોહન નમી પડ્યો. તિરસ્કાર અને જાકારાથી ભયભીત બનેલું હૃદય પ્રેમના સ્પર્શે ઊઘડી ગયું. ભય નાશ પામ્યો. આત્માનાં શુભ તત્ત્વો હતાં તે જાગી ઊઠ્યાં.

એ જાગેલાં તત્ત્વોને ગોપાળભાઈ રોજ ને રોજ બળ આપતા હતા. બપોરે કામથી થાકીને ચંદ્રમોહન વિસામો ખાવા માટે લીંબડાના છાયા નીચે બેસતો ત્યારે ગોપાળભાઈ આવતા અને વાર્તાલાપ કરતા. ચંદ્રમોહનનું મન આવ બદલાઈ જ ગયેલું જણાતું હતું. ગોપાળભાઈની આધ્યાત્મિક અને નિવૃત્તિની વાતો નિરસ લાગતી હતી તેમાં જ એને હવે રસ આવવા માંડ્યો હતો.

એક દિવસ ગોપાળભાઈએ એને કહ્યું કે ક્રિયા કરતાં યે સંકલ્પની શક્તિ વિશેષ છે, ત્યારે એ વાક્ય એના હૃદયમાં વસી ગયું. એ જ્યારે પ્રવૃત્તિમાં હતો ત્યારે કેવળ સ્થૂળ આંખે જ જોઈ શકતો હતો એમ હવે એને લાગવા માંડ્યું. એક સાંજે એણે પોતાની પ્રવૃત્તિ ઉપર અને આખા દેશના વિકાસ ઉપર વિચારો કરવા માંડ્યા ત્યારે એને જણાયું કે આ વિકાસનાં કેટલાંક કારણો તો અગમ્ય જ રહ્યાં છે. પોતે કામમાં સફળ થતો હતો તે વિષે પણ એને લાગ્યું કે જેટલી સફળતા મળતી હતી તેટલું એનું કામ કે એની લાયકાત નહોતાં.

ચંદ્રમોહન વિચારમાં ઊંડો ઊતરતો ગયો. ગોપાળભાઈ પ્રત્યે પોતે ઘણા સમય સુધી અણગમો સેવ્યો હતો તે માટે એને પસ્તાવો થવા લાગ્યો.

બીજો મહિનો પણ આ સ્થિતિમાં પસાર થઈ ગયો. ચંદ્રમોહનનું હૃદય હવે પશ્ચાત્તાપથી ધોવાઈને નિર્મળ થઈ ગયું હતું. પોતે અપાર શાંતિ ભોગવી રહ્યો છે એમ માનતો હતો. સવાર–સાંજ એ કુદરતની લીલા જોતો હતો અને રાત–મધરાતે આભના તારાઓ સાથે પરિભ્રમણ કરતો હતો. એના જગતમાં વાડી, ગોપાળભાઈ, કુદરત અને પ્રભુ સિવાય

બીજું કોઈ હોય જ નહિ એવી પ્રસન્ન સ્થિતિ ઘણીવાર આવી જતી હતી.

પણ આ સાધનાકાળમાં કોઈ કોઈ વેળા મનુભાઈ, આનંદપુર, પ્રવીણા યાદ આવી જતાં હતાં. પણ તુરત જ ગોપાળભાઈની આજ્ઞાને માન આપી એ સ્મરણોને દૂર કરતો અને આત્મશોધનમાં લાગી જતો હતો. પહેલે મહિને એ સ્મરણો આવતાં ત્યારે દુઃખ ઊપજતું હતું અને એને દૂર કરતાં રડી પડાતું હતું. બીજે મહિને મન શાંત પડ્યું હતું એટલે એ સ્મરણોને પોતે સમજપૂર્વક આઘાં ખસેડતો હતો. ગોપાળભાઈએ એને પહેલે જ દિવસે કહ્યું કે 'હું તમને આત્માના દરદી માનું છું, ને તમારી ચાકરી કરવા ઇચ્છું છું. તમે મારી માત્રા લેશો ને નિયમો પાળશો તો તમારો આત્મા થોડા સમયમાં જ પ્રફુલ્લ બની રહેશે.' ગોપાળભાઈની માત્રા એણે લીધી અને નિયમો પણ પાળ્યા હતા. એ નિયમોને લઈ જે ચિત્તશાંતિ મળી હતી એણે એના દિલમાં ગોપાળભાઈ પ્રત્યે શ્રદ્ધા જન્માવી હતી. આ શ્રદ્ધા દરરોજ પોષણ મેળવતી હતી. કોઈનું સ્મરણ એના દિલમાં જાગતું ત્યારે ગોપાળભાઈ જાણે કાનમાં કહી જતા: 'તું શાંતિ રાખ, સમય પૂરો થયે હું રજા આપીશ.'



## ૪૦

# અંતરની ઓળખ

**ચંદ્રમોહનની** તપશ્ચર્યાનો ત્રીજો મહિનો ચાલતો હતો. ગોપાળભાઈ એની સ્થિતિના સમાચાર મનુભાઈને અને એ દ્વારા બીજાં સ્વજનોને જણાવતા હતા. પ્રવીણા અને વિશાખા આનંદપુર

રહ્યાં હતાં. ઉપેન્દ્ર અને દેવપ્રસાદ થોડા દિવસ રહીને મુંબઈ ગયા હતા. દેવપ્રસાદની ઇચ્છા એક વખત ચંદ્રમોહનને મળી લેવાની હતી, પણ મનુભાઈએ એમને સમજાવ્યું કે એથી એનું સ્થિર અને શાંત થતું મન ફરી પાછું આઘાત પામશે, એટલે તેઓ સમજી જઈને શાંત રહ્યા હતા. મનુભાઈએ એમને ખાતરી આપી હતી કે એક વખત તેઓ જરૂર ચંદ્રમોહનને મુંબઈ આવવાનું સમજાવશે જ.

છેલ્લા પ્રસંગો પછી વિશાખાના મનની સ્થિતિમાં ભારે ફેર પડી ગયો હતો. પ્રવીણા વિષે એમ કહી શકાય કે ચંદ્રમોહનના પતનના સમાચારથી આઘાત પામ્યા પછી એનો પ્રેમ વધુ જ્વલંત થયો હતો. એના મનમાં અનેક વખત ચંદ્રમોહનની પાસે જઈ એને આશ્વાસન આપવાની, એને પંપાળવાની ઇચ્છા થઈ હતી. વડોદરાથી પાછા આવીને મનુભાઈએ ચંદ્રમોહનની સ્થિતિનું જે વર્ણન કર્યું હતું તે સાંભળીને પ્રવીણાને દૂર રહેવું બહુ આકરું લાગતું હતું, પરંતુ એ પણ આ દૂરપણાને એક દર્દનાશક ઔષધિ સમજીને સહન કરી લેતી હતી. જ્યારે વિશાખાના મનમાં ઊભી થયેલી ચંદ્રમોહનની મૂર્તિ પ્રવીણાના ઘરમાં એ રાતે સહેજ ડોલી ગઈ હતી તે હવે તો નીચે પટકાઈને ખંડિત પણ બની ગઈ હતી. ચંદ્રમોહનના સમાચારથી હવે એને બહુ હર્ષશોક થતો નહોતો.

પ્રવીણાએ બે મહિના તો જેમ તેમ કાઢ્યા હતા, પણ આ ત્રીજો મહિનો હવે પસાર થતો નહોતો. ચંદ્રમોહનને જોવાની, મળવાની, એની સાથે રહેવાની ઇચ્છા પળે પળે જાગી ઊઠતી હતી. વિશાખાની પાસે ઘણીવાર એ પોતાનું હૃદય ખાલી કરતી અને લુખ્ખું આશ્વાસન મેળવતી, પણ એ આશ્વાસન લાંબો સમય ટકી શકતું નહોતું.

ચંદ્રમોહન તપ કરી રહ્યો છે એમ સૌ જાણતું હતું અને માનતું હતું. પ્રવીણા શું કરે છે તેની કોઈને ખબર નહોતી. જે કોઈ થોડું ઘણું જાણતું હતું તે એમ માનતું કે પ્રવીણા બહુ લાગણીવાળી છે.

એના અંતરમાં ચંદ્રમોહનનું આસન કયા સ્થળે છે અને આજે એ પ્રત્યક્ષ નથી તેની કેવી વેદના છે તે ભાગ્યે જ કોઈ સમજી શકતું હતું.

ત્રીજા મહિનાના પંદરેક દિવસ વીત્યા પછી એક દિવસ તો એને દૂર રહેવું અસહ્ય જણાવા માંડ્યું. મનુભાઈ સાથેના નિકટ પરિચયથી એમના પ્રત્યે પ્રવીણાને માનબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી. સુભદ્રાબેન સાથે પણ મીઠો સંબંધ બંધાયો હતો, પરંતુ એમની પાસે આવી વાત કરતાં જે સંકોચ ઊભો થતો હતો તે ઘણા વિચારો પછી પણ દૂર ખસતો જ નહોતો. વિશાખા આ સ્થિતિ મનુભાઈને સમજાવે એવું પણ દિલમાં થઈ આવતું હતું, પરંતુ એ સૂક્ષ્મ રીતે જોતી હતી કે વિશાખા આ પ્રશ્ન વિષે વધુ ને વધુ હતોત્સાહ થતી જતી હતી. આનંદપુરમાં રહેવાનું હવે એને થોડું વસમું પણ લાગતું હતું. પ્રવીણાના પ્રેમતંતુથી જ એ બંધાઈ રહેલી છે તે પ્રવીણા બરાબર સમજતી હતી.

આખરે એનાથી ન રહેવાયું એટલે મનુભાઈને એણે ચિઠ્ઠી લખી પોતાની હરિપુર જવાની ઇચ્છા પ્રગટ કરી. મનુભાઈ એ ચિઠ્ઠી વાંચી વિચારમાં પડી ગયા. એમણે સુભદ્રાબેનના હાથમાં ચિઠ્ઠી આપી. સુભદ્રાબેન તુરત જ આખી પરિસ્થિતિ પામી ગયાં. એમણે મનુભાઈને કહ્યું: 'આપણે એમને અનુકૂળતા કરી આપવી જોઈએ.'

'ગોપાળભાઈ પસંદ કરશે ખરા?' મનુભાઈએ શંકા બતાવી.

'હું માનું છું કે કરશે. મને બીજો પણ વિચાર આવે છે.' સુભદ્રાબેન બોલ્યાં.

'શો?'

'ચંદ્રભાઈ ક્યાં સુધી ત્યાં રહેશે?'

'એ તો કેમ કહી શકાય?'

'તેઓ જીવનભર તો આ સ્થિતિમાં ન રહે, ખરું ?'

'ન જ રહે.'

'હું' સુભદ્રાબેન વિચારમાં પડ્યાં ને બોલ્યાં : 'જો ગોપાળભાઈ સંમતિ આપે ને ચંદ્રભાઈ સ્વીકારે......'

'કદાચ બની શકે. મને લાગે છે કે તો ચંદ્રભાઈ સરળતાથી નવું જીવન શરૂ કરી શકશે. પ્રવીણાબેન એમને સર્વ રીતે સહાયરૂપ બનશે.'

'પણ ચંદ્રભાઈ માનશે ?'

'એ તો આજે એમના મનની શી સ્થિતિ છે તે જાણીએ ત્યારે ખબર પડે. ગોપાળભાઈ લખે છે તે જ સાચું હોય તો તેઓ કદાચ ન માને.'

'એમનામાં ગોપાળભાઈ જેવી આધ્યાત્મિકતા આવે એમ મારાથી માની શકાતું નથી.'

'મારાથી પણ માની શકાતું નથી, પણ આજે તો એ સ્થિતિ ગોપાળભાઈ વર્ણવે છે.'

'મને એમ લાગે છે કે તમે જાતે એક વખત ત્યાં જઈ આવો તો ?'

મનુભાઈ આ સાંભળીને વિચારમાં પડ્યા. સુભદ્રાબેનનો વિચાર એમને ગમ્યો. તુરત જ એ બોલ્યા :

'તો પ્રવીણાબેનના પ્રશ્ન વિષે પણ પૂછી લઈ શકાય.'

'તો આજે જ જાવ.' સુભદ્રાબેન બોલ્યાં.

'ગોપાળભાઈને એ ગમશે ?'

'કદાચ નહિ ગમે, પણ તમે જાવ તો ખરા જ. જો પુછાવશો તો કદાચ વિક્ષેપ આવશે. પ્રવીણાબેન માટે પણ તમારે જવું જોઈએ. જરૂર લાગે તો પ્રવીણાબેનની ચિઠ્ઠી ગોપાળભાઈને વંચાવજો.'

'પ્રવીણાબેનને તમે આ સમાચાર આપી સાંત્વન આપશો ?'

'ભલે.' બોલતાં સુભદ્રાબેન ત્યાંથી ઊઠયાં અને પ્રવીણા પાસે આવ્યાં. પ્રવીણા વિચારમગ્ન દશામાં દીવાલને અઢેલીને એક આસન ઉપર બેઠી હતી.

મનુભાઈ આજે હરિપુર જાય છે.'

'આજે જ ?' પ્રવીણા આશ્ચર્ય પામીને બોલી. 'તો હું પણ એમની સાથે જ જાઉં.'

'ગોપાળભાઈને એ નહિ ગમે અને ચંદ્રભાઈના મનની સ્થિતિ જાણ્યા પહેલાં એમને મળવું તે કદાચ ઠીક ન થાય.'

પ્રવીણા તુરત જ પાછી પડી. એનું મોં ઊતરી ગયું. એક પળ એના મનમાં થઈ આવ્યું : 'તો મનુભાઈ શા માટે જાય ? હું ચંદ્ર-મોહન........' આગળ વિચારાયું નહિ. ચંદ્રમોહન એને મન ગમે તે હોય. ચંદ્રમોહનને મન એ કોણ હતી એનું ભાન તુરત થઈ આવ્યું. એણે પડતા અવાજે કહ્યું : 'સારું.' સુભદ્રાબેન એનું દુઃખ સમજ્યાં પણ કંઈ બોલ્યા વિના ત્યાંથી ઊઠીને મનુભાઈ પાસે ગયાં.

મનુભાઈ પહેલી ગાડીમાં જ હરિપુર જવા માટે ઊપડી ગયા. કૃષ્ણનગર પોતાનું વતન હતું છતાં એક ઘડી પણ ત્યાં ન રોકાતાં સ્ટેશન ઉપરથી ઊતરતાં જ હરિપુરને માર્ગે ચાલવા માંડ્યું. રાતના લગભગ દસ વાગે તેઓ વાડીના ઝાંપા પાસે આવી પહોંચ્યા. વાડીમાં અને બહાર નિરવ શાંતિ હતી. એણે ધારી જ લીધું હતું કે બંને સૂઈ ગયા હશે, પણ ઝાંપા પાસે આવતાં એના મનમાં એક બીજો વિચાર ફરકી ગયો. 'માત્ર ચંદ્રમોહનને જ જગાડું તો ? પહેલાં એને જ મળું તો ?' પણ તુરત એ વિચાર દબાઈ ગયો. એમ કરવામાં અવિશ્વાસ અને ચોરી જણાયાં. ગોપાળભાઈને જ પહેલાં જગાડવા જોઈએ એમ મન સાથે નક્કી થયું.

ઝાંપો ઉઘાડી એ અંદર દાખલ થયો કે તુરત બાજુમાં રહેલા કૂવાના થાળા ઉપરથી કોઈ ઊભું થયું. મનુભાઈ ચમકી ગયા. અંધારું હતું એટલે કોઈએ કોઈને ઓળખ્યા નહિ, પણ એકાદ મિનિટમાં જ બંને નજીક આવી ગયા. આંખ સાથે આંખ મળતાં સાનંદાશ્ચર્ય છવાઈ ગયું. એક પળના વિલંબ વિના બંને મિત્રો ભેટી પડ્યા.

'ગોપાળભાઈ ક્યાં છે?' ધીમેથી મનુભાઈએ પૂછ્યું.

'આજ સાંજે કૃષ્ણનગર ગયા છે....ની માતાની છેલ્લી સ્થિતિ છે.'

'એમ?' મનુભાઈ આશ્ચર્ય પામતા બોલ્યા. ચંદ્રમોહન ચાલ્યો એટલે એની પાછળ ઓરડી તરફ ચાલ્યા.

'તમે એકલા જ છો?' મનુભાઈએ પૂછ્યું.

'હા.' ચંદ્રમોહને જવાબ આપ્યો. એના અવાજમાં મનુભાઈને શાંતિ જણાઈ આવી. થોડી જ વારમાં બંને પરસાળની પાટ ઉપર આવીને બેઠા.

'જાગતા હતા?' મનુભાઈએ પૂછ્યું.

'હા, બે દિવસથી ઊંઘ નથી આવતી.'

'કેમ?'

'મન મૂંઝાય છે. અહીં શાંતિ છે, પણ હવે એ નથી ઊપડી શકતી.' ચંદ્રમોહન ગંભીર સ્વરે બોલ્યો.

'ગોપાળભાઈ ક્યારે આવશે?' સહેજ ગભરાયા હોય એમ મનુભાઈ બોલ્યા.

'સવારમાં આવવા જોઈએ.'

મનુભાઈ હવે મૂંઝાયા. સવાર સુધીમાં તો ઘણી વાતો થઈ શકે એમ હતું. પણ ચંદ્રમોહનના મનની સ્થિતિ જાણતાં જ એમનો રસ

ઓસરવા લાગ્યો. તેઓ ચંદ્રમોહનને બરાબર સમજ્યા કે નહિ તે તો કોણ જાણે, પણ એમના મનમાં ભય વસવા લાગ્યો. ઘણી વાર મૂંગા રહ્યા પછી એ બોલ્યા :

'અમારા સમાચાર તો મળતા હશે.'

'બે દિવસ પહેલાં બધા સમાચાર એક સામટા જ જાણ્યા.'

'ગોપાળભાઈએ જણાવ્યા ?'

'હા.'

'તમારા મનની મૂંઝવણ તેઓ જાણે છે ?'

'નથી જાણતા. બધી મૂંઝવણ આ સમાચારો જાણ્યા પછી જ ઉદ્ભવી છે. એ પહેલાં એ હશે, પણ હું જાણતો નહોતો.'

'પ્રવીણાબેનના સમાચાર જાણ્યા ?'

'ના, શું છે ?' ચંદ્રમોહન ચમકીને બોલ્યો, એની આતુરતાની મનુભાઈને નવાઈ થઈ.

'ખાસ કંઈ નથી.' મનુભાઈ ધીમા સ્વરે બોલ્યા.

'તો પૂછ્યું કેમ ?'

'મારાથી પુછાઈ ગયું. જે છે તે ગોપાળભાઈ જાણતા નથી. પિતાના સમાચાર તો આપ્યા હશે.'

'હા, એ આપ્યા, પણ પ્રવીણાબેનનું શું છે ?'

'તેઓ અહીં આવવા ઇચ્છે છે ?'

'અહીં ?'

'હા, તમને મળવા.'

'એમને મારા પ્રત્યે.........'

'એટલી જ લાગણી છે.'

'તેઓ કરુણામય છે.' ઉદ્‍ગાર કાઢતો હોય એમ ચંદ્રમોહન બોલ્યો. મનુભાઈ બોલવા ઇચ્છતા નહોતા છતાં એમનાથી ન રહેવાયું. ચંદ્રમોહનની જુદી ધારણા દૂર કરવી જ જોઈએ એમ લાગતાં તેઓ બોલ્યા :

'એ લાગણી દયાની કે કરુણાની નથી. નિર્વ્યાજ પ્રેમની છે.'

ચંદ્રમોહન આંખ ફાડીને જોઈ રહ્યો. મનુભાઈ એના વિસ્મિત ચહેરા સામે જોતાં સુભદ્રાબેનનું સૂચન યાદ કરવા લાગ્યા.



## ૪૧

# શાંતિ અને જીવન

એ પછી મનુભાઈએ વાતનું સ્વરૂપ ફેરવી નાખ્યું અને એકાદ કલાક પછી ઊંઘવાની તૈયારી બતાવી. ચંદ્રમોહને તુરત જ પથારીની વ્યવસ્થા કરી એટલે મનુભાઈ ત્યાંથી ઊઠીને પથારીમાં સૂઈ ગયા. એમની આંખમાં ઊંઘ તો હતી જ નહિ, પણ ગોપાળભાઈ મળ્યા પહેલાં કંઈ પણ વાત કરવામાં એમને જોખમ જણાતું હતું. મનુભાઈને સૂઈ ગયે અર્ધોક કલાક થયો એટલે ચંદ્રમોહન એમની પથારી તરફ નજર કરતો ત્યાંથી ઊઠ્યો અને ફરીને કૂવાના થાળા ઉપર જઈને બેઠો. એના ગયા પછી મનુભાઈ પણ ઊઠ્યા અને પરસાળમાં ઊભા ઊભા એને જોવા લાગ્યા. ચંદ્રમોહન તો થાળા ઉપર બેસી ગયો હતો એટલે મનુભાઈ થોડીવાર ઊભા રહી પાછા વળ્યા, અને પથારીમાં લાંબા થઈને સૂતા.

ચંદ્રમોહનનું મન આજે તોફાને ચઢ્યું હતું. બે દિવસ પહેલાં

એના મનમાં સૌના વિષે જાણવાની જિજ્ઞાસાએ જોર કર્યું હતું. હિંમત કરીને એણે ગોપાળભાઈને પૂછ્યું ત્યારે ગોપાળભાઈએ શાંતિથી બધા સમાચાર આપ્યા હતા. આ સમાચારમાં કશું યે ચોંકાવનારું નહોતું. છતાં હરિપુરમાં જડાઈ ગયેલું મન ત્યાંથી ઢીલું પડવા માંડ્યું હતું. આનંદપુરમાં એના ગયા પછી શું ચાલતું હશે, ગ્રામથાણાંઓનું શું થયું હશે, બધા સેવકો હશે કે વીખરાઈ ગયા હશે એ વિચારો આવવા લાગ્યા. પોતાની ઘડેલી પ્રતિમા પોતાને હાથે જ, ના, પગની લાતથી તૂટી તેનો અફસોસ થવા લાગ્યો. પશ્ચાત્તાપનાં આંસુથી હૃદય હળવું ફૂલ જેવું બની ગયું હતું, છતાં આજે ફરીને ભાર લાગવા માંડ્યો. કેટલા કેટલા માણસોના પરિશ્રમથી આનંદપુરની ઇમારત ઊભી થઇ હતી, એકના પાપે જ એ જમીનદોસ્ત થઈ ગઈ. ભરદરિયે એણે પોતાના જહાજને ઝુકાવ્યું હતું. કેવું સફળતાથી ગતિ કરી રહ્યું હતું! પણ પોતે જ શઢ–સુકાન તોડી નાખીને એને મધદરિયે ડુબાવ્યું, ચંદ્રમોહનના દિલમાં ફરીને પશ્ચાત્તાપનાં આંસુ પ્રગટવા લાગ્યાં.

ગોપાળભાઈ એના મનની આ સ્થિતિ જાણી શક્યા નહિ. હમેશની પેઠે તે દિવસની રાતે પણ એણે પ્રાર્થના કરી હતી. સ્વભાવ-સહજ કોલાહલ હતો તે ગોપાળભાઈ જાણી કે સાંભળી શક્યા નહોતા. રામનામનું રટણ કરતો ચંદ્રમોહન પ્રાર્થના પછી એકાદ કલાકમાં સૂઈ જતો તે એ દિવસે કે એ પછીના દિવસે ઊંઘી શક્યો નહોતો. આખો દિવસ બાકીનું કામ પણ એણે કર્યું હતું, પરંતુ એ કામમાંથી રસ ઓછો થતો જતો હતો.

એમાં ગોપાળભાઈને કૃષ્ણનગર જવાનું થયું. ચંદ્રમોહન એકલો પડ્યો. વાડીમાં નવા રોપેલા છોડને એ દરરોજ ભાવપૂર્વક જોતો હતો અને એમાં રહેલા ચૈતન્યથી હરખાતો હતો. આજે એને હરખ થતો જ નહોતો. ક્ષિતિજમાં વ્યાપેલા રંગથી એની આંખો ચમકતી અને હૃદય શાંતિ પામતું, પરંતુ આજે એ તરફ જોવાની એને ઇચ્છા જ નહોતી થઈ. સમય થતાં એણે પ્રાર્થના કરી હતી, પરંતુ એનું ચિત્ત

દરરોજની પેઠે દ્રવ્યું નહોતું. રાત્રે ઊંઘ આવતી નહોતી એટલે એ કૂવાના થાળા ઉપર બેઠો બેઠો વિચારતો હતો. જે આધ્યાત્મિકતાએ એના બળતા જિગરને શાંતિ આપી હતી તેનો હવે ભાર લાગતો હતો. એના મનમાં પોતાના પૂર્વજીવનની પેઠે આ નિવૃત્તિ અને આધ્યાત્મિકતા સામે અણગમો તો નહોતો પ્રગટતો, પરંતુ એમાં રસ અને સુંદરતા જણાતાં હતાં તે હવે જતાં રહ્યાં હોય એવું લાગવા માંડ્યું.

બરાબર આ વખતે જ મનુભાઈ મળ્યા અને દિલની વાત એમની પાસે ખુલ્લી મુકાઈ ગઈ. મનુભાઈ સૂઈ ગયા છે એમ જાણ્યા પછી એ કૂવાના થાળા ઉપર આવ્યો ત્યારે મૂંઝવણમાં પ્રવીણાનો વિચાર દાખલ થયો હતો. આ નવો વિચાર એના ચિત્તને મૂંઝવણ-માંથી જાણે મુક્ત કરતો હોય એવું એને થવા લાગ્યું. લગભગ અર્ધો કલાક સુધી એ વિચાર કશી યે ગતિ પામ્યા વિના એના ચિત્તમાં સ્થિર થઈને ઊભો રહ્યો. ચંદ્રમોહનને એથી સારું લાગવા માંડ્યું.

મનુભાઈ હજી ઊંઘ્યા નહોતા. એમને ઊંઘ આવતી પણ નહોતી. ચંદ્રમોહન ઘણીવાર સુધી પાછો ન ફર્યો એટલે એ પથારીમાંથી ઊઠીને કૂવા તરફ ચાલ્યા. ચંદ્રમોહનનું તુરત જ ધ્યાન ગયું એટલે એ ઊઠીને સામે આવ્યો. કંઈ પણ બોલ્યા વિના બંને મિત્રો પાછા ફર્યા અને પોતપોતાની પથારીમાં આવીને આંખો મીંચી સૂઈ ગયા.

રાતનો ઉજાગરો હતો છતાં રોજની ટેવના કારણે ચંદ્રમોહન બરાબર ચાર વાગે ઊઠી ગયો. એણે મનુભાઈની પથારી તરફ નજર કરીને જોયું તો મનુભાઈ ઘસઘસાટ ઊંઘતા હતા, ધીમે ધીમે એ પ્રાર્થના બોલવા લાગ્યો. મનુભાઈ જાગીને એની પાસે આવી બેઠા. ઘણા મહિને બંને મિત્રોએ સાથે મળી પ્રાર્થના કરી.

શૌચ–સ્નાન પતાવીને તેઓ નવરા થઈ ગયા ત્યાં ગોપાળભાઈ આવી પહોંચ્યા. મનુભાઈને જોતાં જ ગોપાળભાઈના મુખ ઉપર આશ્ચર્ય અને સ્મિત બંને આવ્યાં. મનુભાઈના મનમાં ભય હતો તે દૂર થયો.

થોડીવારે ચંદ્રમોહન વાડીમાં ગયો. એટલે મનુભાઈએ ગોપાળભાઈ સાથે વાતની શરૂઆત કરી.

પ્રથમ તો એણે આનંદપુરના તૂટી પડેલા કામની અને તે પછી ગ્રામસેવકોની અને મિત્રોની વાત કરી. સૌથી છેલ્લે પ્રવીણાની સ્થિતિનું વર્ણન કર્યું. અંતમાં સુભદ્રાબેનની સૂચના જણાવવાનું મન થયું, પણ ગોપાળભાઈના મનોભાવ જાણ્યા પહેલાં એમ કહી દેવાનું વ્યાજબી ન લાગ્યું. એમની વાત પૂરી થઈ એટલે ગોપાળભાઈએ પૂછ્યું:

'પ્રવીણાબેન અહીં આવે એ તમને યોગ્ય લાગે છે?'

'મને એમાં કશું અયોગ્ય નથી લાગતું. એમના આવવાથી ચંદ્રભાઈને પણ કદાચ વધુ શાંતિ મળે.'

'એમ? તમે એમ ખાતરીથી માનો છો?'

'હા.'

'તો ...' ગોપાળભાઈ વિચારમાં પડી ગયા. મનુભાઈ તુરત જ સાવધ બનીને બોલ્યા:

'સુભદ્રાબેનને અને મને એમ લાગે છે કે જો એ બંને સાથે જોડાય તો એક પુણ્યકાર્ય બને.'

'મને પણ એ જ વિચાર આવે છે.'

'તો તમે ચંદ્રભાઈને પૂછી જોશો? પ્રેરણા આપશો?' મનુભાઈ વેગભર બોલ્યા.

'હું જોઈશ,' ગોપાળભાઈએ શાંતિથી જવાબ આપ્યો અને થોડીવાર પછી સામે પૂછ્યું:

'તમારે રાત્રે કશી વાતો નથી થઈ?'

'આ વિષે કશી નથી થઈ.'

ગોપાળભાઈએ આગળ ન પૂછ્યું ને એ વાત ત્યારે પૂરી થઈ

સાંજ સુધી મનુભાઈ ત્યાં રહ્યા અને ગોપાળભાઈ તથા ચંદ્રમોહન સાથે સામાન્ય પ્રકારની અનેક વાતો કરી. છેક સાંજે ચંદ્રમોહન વાડીમાં હતો ત્યારે એમણે ગોપાળભાઈને પૂછયું :

'હું અત્યારે જઉં ?'

'કેમ, ઉતાવળ છે ?'

'ઉતાવળ તો નથી. પણ ચંદ્રભાઈ સાથે તમે મારી ગેરહાજરીમાં જ વાત કરો તો સારું એવી મારી ઇચ્છા છે.'

'તો ભલે.' ગોપાળભાઈએ સરળતાથી જવાબ આપ્યો. મનુભાઈ જવાની તૈયારી કરી ચંદ્રમોહન પાસે આવ્યા. ચંદ્રમોહન નવાઈ પામીને બોલ્યો :

'કેમ અચાનક ?'

'બસ, હવે જઉં.' મનુભાઈ વધુ ન બોલી શક્યા. ચંદ્રમોહન લાગણીભરી આંખે એની સામે જોઈ રહ્યો, મનુભાઈએ તુરત જ ત્યાંથી પગ ઉપાડ્યો. ચંદ્રમોહન એમ ને એમ ઊભો રહી ગયો.

મનુભાઈના ગયા પછી ચંદ્રમોહનના મુખ ઉપર ઘેરો વિષાદ છવાઈ ગયો. ઘણીવાર સુધી એ કૃષ્ણનગર તરફ જતા રસ્તા ઉપર ટાંપી રહ્યો અને પોતાની જાતને અસહાય માનતો હોય એમ લાચારીના ભાવો અનુભવવા લાગ્યો.

રાત્રે પ્રાર્થના પછી ગોપાળભાઈ અને એ ગંભીર મુખે ત્યાં ને ત્યાં બેસી રહ્યા હતા. ગોપાળભાઈના મનમાં પ્રવીણા વિષે પૂછવાનું ઘોળાતું હતું અને ચંદ્રમોહનના દિલમાં તો જે શાંતિ હતી તે હવે અશાંતિ બનીને ઘૂંટાતી હતી. કેટલી યે વાર પછી ગોપાળભાઈ બોલ્યા:

'અહીં સારું તો લાગે છે ને ?'

'હવે નથી લાગતું.' આંખો મીંચી રાખીને જ ચંદ્રમોહને જવાબ આપ્યો. ગોપાળભાઈ ગંભીર આશ્ચર્યથી સામે જોઈ રહ્યા.

ચંદ્રમોહન આગળ બોલ્યો નહિ—ગોપાળભાઈ આગળ પૂછી શક્યા નહિ.

પાએક કલાકના મૌન પછી ચંદ્રમોહન ત્યાંથી ઊઠ્યો અને પોતાની પથારીમાં ગયો. ગોપાળભાઈ એમ ને એમ વિચારમગ્ન દશામાં બેસી રહ્યા. ચંદ્રમોહન સૂતો સૂતો જોતો હતો કે ગોપાળભાઈના દિલમાં દુઃખ ઊભરાતું જ જાય છે.

રાતના લગભગ બાર વાગ્યા સુધી ગોપાળભાઈ બેસી રહ્યા ત્યારે ચંદ્રમોહનથી ન રહેવાયું. કાળી રાત ધીમી ગતિએ વહી રહી હતી. આકાશમાં આજે વાદળાં હતાં એટલે રાત વધુ કાળી લાગતી હતી. ગામના પાદરમાંથી કૂતરાના ભસવાનો અવાજ ક્યારેક આવતો હતો. વાડીમાં તમરાં બોલતાં હતાં. ચંદ્રમોહન ઊઠીને પાટ પાસે આવી ઊભો રહ્યો, ગોપાળભાઈએ આંખ ઊંચી કરી એને જોયો અને પાટ ઉપર બેસવાનું સૂચન કર્યું. ચંદ્રમોહન ગંભીર મૌન રાખી પાટ ઉપર બેઠો.

ગોપાળભાઈ કંઈ બોલવા જતા હતા ત્યાં જ પેલા રામલા કોળીનો અવાજ અંધકારને ભેદતો ત્યાં આવી પહોંચ્યો. ગોપાળભાઈનું મન સ્થિર હતું છતાં એ ડોલી ગયા. એમણે ગામ તરફ નજર કરી તો રામલો હાથમાં ફાનસ લઈ વાડી પાસે આવી રહ્યો હતો. ગોપાળ-ભાઈ તુરત જ બોલ્યા :

'ચંદ્રભાઈ, આ પોકારનો મર્મ સમજો છો ?'

'સમજું છું.' ચંદ્રમોહને જવાબ આપ્યો.

'તો અહીં સારું કેમ નથી લાગતું ?'

'આ શાંતિ હવે ભારે લાગે છે.'

'એનું કારણ શું ?'

'આમાં જીવન જ નથી જણાતું.' ચંદ્રમોહને જવાબ આપી દીધો. ગોપાળભાઈ સ્તબ્ધ બની ગયા. રામલો વાડીના ઝાંપા પાસે આવી પહોંચ્યો. ઝાંપો ઉઘાડી અંદર દાખલ થતાં એણે ફરીને પોકાર કર્યો :

'જાગતા રે'જો......' ગોપાળભાઈ ફરીને ડોલી ગયા.

રામલાએ નજીક આવીને રામરામ કર્યા તે ગોપાળભાઈએ ઝીલ્યા અને એ ઊભો રહ્યો ત્યાં સુધી એનાં પહેરવેશ, ડાંગ અને બત્તી સામે જોઈ રહ્યા. રામલો પાછો વળ્યો એટલે ચંદ્રમોહન તરફ નજર ફેરવી એ બોલ્યા :

'મેં તમારા વિષે બીજું વિચાર્યું છે.'

'શું?' ચંદ્રમોહને આતુરતાથી પૂછ્યું.

'તમે પ્રવીણાબેન સાથે જોડાવ.'

'મનુભાઈ કહી ગયા?'

ગોપાળભાઈ ચમક્યા. એમણે 'હા' કહી.

'પછી?' ચંદ્રમોહને પૂછ્યું.

'પછી? પછી તમે બંને અહીં કે બીજે સ્થળે શાંતિ અને નીતિયુક્ત જીવન ગાળો.'

'ક્યાં?'

'જ્યાં તમારું દિલ વધે ત્યાં, પણ ફરીને...'

'અને ન જોડાઉં તો?'

'તો? તો?...' ગોપાળભાઈ આગળ ન બોલી શક્યા. પણ ચંદ્રમોહન એમના મુખ ઉપર પ્રસરી ગયેલી ભયરેખાઓ ઉપરથી સમજી ગયો. એનું મુખ મ્લાન બન્યું.

●

# તિમિરમાં પ્રભા

ગોપાળભાઈ સવારે ચાર વાગે ઊઠ્યા ત્યારે ચંદ્રમોહનની પથારી ખાલી પડી હતી. રાતના લગભગ એક વાગ્યા સુધી એમની વચ્ચે વાતો ચાલી હતી, પણ એ વાતો સુખ ઉપજાવનારી નહોતી. ચંદ્રમોહનના હૃદય ઉપર નિવૃત્તિનો બોજ અસહ્ય થતો જતો હતો તે ગોપાળભાઈ જોઈ શક્યા હતા, પણ એ જ એમને સાચું લાગતું હતું એટલે બીજું કશું સૂચવી શકતા નહોતા. પ્રવીણા વિષેના સૂચનને એમના હૃદયે આવકાર આપ્યો હતો, કારણ કે એમાં ચંદ્રમોહનને મર્યાદામાં રાખનારું તત્ત્વ તેઓ જોઈ શકતા હતા, પણ ચંદ્રમોહને છેવટ લગી એ સૂચનાનો ઇનકાર ન કરવા છતાં એનો સ્વીકાર તો નહોતો જ કર્યો.

પથારી ખાલી પડેલી જોતાં ગોપાળભાઈના નબળા મનમાંથી એક અશુભ વિચાર પસાર થઈ ગયો. પણ તુરત જ 'શૌચ ગયેલ હશે', 'વિચારમાં ક્યાંક બેઠો હશે' એમ માની શાંતિ ધારણ કરી પ્રાતઃવિધિ કરવા લાગ્યા.

એક કલાક વીત્યો પણ ચંદ્રમોહન આવ્યો નહિ એટલે એમની ચિંતા બળવાન બની. તેઓ બત્તી લઈ પથારી પાસે આવ્યા. પથારી પાસે એક બંધ પરબીડિયું પડ્યું હતું. ગોપાળભાઈ સમજી ગયા. તુરત એમણે પરબીડિયામાંથી કાગળ કાઢી વાંચવા માંડ્યો. કાગળ લાંબો હતો, એમાં લખ્યું હતું :

પૂજ્ય ગોપાળભાઈ,

હું જાઉં છું. અત્યારે રાતના ત્રણ વાગ્યા છે. રામલા કોળીનો પોકાર ફરી ફરીને મારા કાનમાં અથડાય છે. એ પોકારના પડઘારૂપે જ અહીંથી નાસું છું. તમે એક કલાક પછી ઊઠશો. તમારા હાથમાં આ કાગળ આવશે ત્યારે તો હું બીજા જ કોઈ ગામની સીમમાં પહોંચી ગયો હોઈશ. મારા વિષે તમે દુઃખ ન લગાડશો. તમારો ઉપકાર અને પ્રેમ હું કદી ભૂલીશ નહિ.

છેલ્લા ત્રણ દિવસથી મારું મન અસ્થિર છે. થોડા દિવસમાં મને અહીં આવ્યે ત્રણ મહિના થશે. આ દિવસો મેં તમારી સાથે ગાળ્યા છે તે મારા સમગ્ર જીવનમાં સૌથી કીમતી દિવસો છે. તમે મને ન મળ્યા હોત, તમે મારો હાથ ન પકડ્યો હોત તો મારું જીવન મધદરિયે તૂટેલા વહાણની પેઠે વેરણછેરણ બની જાત. તમે મારા નવા જીવનના પિતા છો એમ કહું તો માત્ર વિનય ન માનશો.

પણ મને હવે અહીં ગમતું જ નથી. મારા ઘા રુઝાઈ ગયા છે એમ હું માનતો હતો, પણ ખરેખર એ રુઝાયા નથી. તમે ને અનેક મિત્રોએ દરિયાવ દિલ દાખવીને મને માફ કર્યો છે. પણ મારા પ્રદેશના અનેક મૂંગા લોકોનો મેં વિશ્વાસઘાત કર્યો છે તેનું શું? એમના અપરાધની માફી મને અહીં શી રીતે મળે? એટલે જ કદાચ આ શાંતિ મારાથી સહેવાતી નથી.

અને મારાં સાથીઓ ને સ્વજનો પણ હવે મને બહુ યાદ આવે છે. એમની વચ્ચે જઈને મારે રહેવું નથી, એવી મારી લાયકાત નથી. પણ એમની સાથે જ જીવનનો ધબકાર અનુભવી શકું એવું તો મારે કંઈક કરવું જ છે.

તમે મને માફ કરજો. તમે માઠું ન લગાડશો. હું નિવૃત્તિનો જીવ જ નથી. મારા હૃદયનો થાક ઉતારતાં મને નિવૃત્તિ મીઠી લાગી હતી, એમાં મેં જીવનના સંતાપ દરમિયાન અપૂર્વ શાંતિ પણ

અનુભવી, પણ તમારી પેઠે આખું જીવન એ રીતે ગાળી શકું એવું મારું જીવન–બીજ જ નથી. તમે સાચું માનશો ? છેલ્લા બે દિવસથી મને આ સ્થિતિમાં અને મૃત્યુની કે પથ્થરની સ્થિતિમાં મારે માટે કશો ફેર જ લાગતો નથી. મારું અંતર મને કહે છે કે 'જો લોક-સંસર્ગ માટે નાલાયક હો તો નાશ પામી જા, પણ આવી જડતા ન સ્વીકાર ' હું અંતરના આ આદેશને જવાબ આપી શકતો નથી.

મેં ભયંકર દોષો કર્યા છે તે સ્વીકારું છું. આવા દોષસહિત જીવવું તે કરતાં મરવું વધુ સારું એમ પણ કબૂલું છું, પણ એમાંથી ઊગરવા માટે આખું જીવન આવી નિવૃત્તિ જ ભોગવવી પડે તો તે કરતાં હું આત્મહત્યા કરી દોષનો અને દેહનો અંત લાવવાનું વધુ પસંદ કરું.

તમે પ્રવીણાબેન માટે જે સૂચન કર્યું તે વિષે શું લખું ? એના વિષે મારા હૃદયની આજે શી સ્થિતિ છે તે હું અને મારો ભગવાન જાણીએ છીએ. એમને માટે હું તદ્દન નાલાયક છું. અને બીજું, મારી લગામરૂપે એમનો સ્વીકાર હું કેમ કરું ? તમે એવી સલાહ પણ કેમ આપો ? મને ઠીક રાખવા ખાતર પ્રવીણાબેનના જીવનનો ભોગ આપવાનો કોને અધિકાર છે ?

આ બધું ભૂલી જજો. હું જાઉં છું. મારા દિલમાં અનેકાનેક મીઠાં ને પવિત્ર સ્મરણો ભરીને જાઉં છું. ક્યાં જઈશ તેની મને ખબર નથી; પણ તમને, મને નવજીવન આપનારને, એટલો વિશ્વાસ આપું છું કે હવે હું એવા સ્થળે જ જઈશ કે જ્યાં કીર્તિના પ્રકાશમાં મારે અંધ બનવાના સંયોગો નહિ હોય, અને પ્રવૃત્તિના પ્રચંડ વેગમાં મારા આત્માના ઝીણા અવાજને દબાવી દેવાના પ્રસંગો નહિ હોય. સેવા હું નહિ છોડું. કેમ છોડી શકું ? એ તો કરજ છે. પણ એ માટે હવે હું દૂર દૂર ચાલ્યો જઈશ. ત્યાં મને ઊંચે ચડાવનારાં કે નીચે પછાડનારાં કોઈ લોકો, કોઈ લાગણીઓ, કોઈ કાર્યક્રમો નહિ હોય.

મને શોધવાનો પ્રયત્ન કરશો નહિ. છેલ્લા પ્રણામ સાથે વિદાય લઉં છું.

ચંદ્રમોહન'

ગોપાળભાઈ કાગળ વાંચીને સ્તબ્ધ બની ગયા, શાંત લાગતા ચંદ્રમોહનના અંતરમાં જે લાવા ઊકળતો હતો તેનો એમને પૂરો પરિચય થઈ ગયો. એમણે તુરત જ ગામમાં જઈ એક ખેપિયાને તૈયાર કર્યો અને આ કાગળ સાથે બીજો એક કાગળ લખી આપી, મનુભાઈનું સરનામું કરી, કૃષ્ણનગરથી સવારમાં ઊપડતી ગાડીમાં કવર નાખવાને મોકલ્યો.

× × ×

ચંદ્રમોહન રાત્રે સૂઈ શક્યો નહોતો. એનાથી છેવટ રહેવાયું જ નહિ એટલે એણે ગોપાળભાઈ માટે કાગળ લખીને એક થેલી લઈ ચાલવા માંડ્યું. ક્યાં જવું છે તેની એને ખબર નહોતી. પણ કોઈ અજાણી, અંધકારમાં પડેલી, દુનિયામાં ચાલ્યા જવાનો નિશ્ચય હતો. વાડીમાંથી નીકળ્યા પછી નદીની રેતીમાં એ થોડીકવાર ઊભો રહ્યો. એણે પોતાના મનને જાણે આજ્ઞા કરી કે હવે છેલ્લો નિર્ણય કરી લે. ફરી ફરીને મન એમ કહેતું કે, 'એક વખત, માત્ર એક વખત આનંદપુરને જોઈ લે. પ્રવીણાનું કૃશ થયેલું મુખ જોઈને પવિત્ર થતો જા.' નિઃશબ્દ રાત્રીમાં આ અવાજ જાણે જોરથી આવવા લાગ્યો. દૂર દૂર નજર ફેંકતાં ઘનઘોર અંધારું જ નજરે આવતું હતું. એ અંધારાની આરપાર શુભ્ર વસ્ત્રધારી પ્રવીણા પ્રગટી આવતી હતી અને જાણે બોલાવતી હતી. ચંદ્રમોહન આ મનોભાવને હઠાવી શક્યો નહિ અને એણે કૃષ્ણનગર તરફનો માર્ગ ગ્રહણ કર્યો.

પણ સવારની ગાડી તો આનંદપુર બપોરે પહોંચી જતી હતી. ચંદ્રમોહન દિવસના અજવાળામાં જવા ઇચ્છતો નહોતો. એણે મન સાથે વિચાર્યું કે આગળના એક સ્ટેશને ઊતરી જઈશ અને ત્યાંથી

અંધારું થયે ત્યાં પહોંચીશ. 'પણ ત્યારે ત્યાં નહિ હોય તો ?' આ પ્રશ્ન મનમાં ઊઠયો તેવો જ શમી ગયો. અણુએ અણુ બોલી ઊઠયું કે 'ત્યાં હશે જ.'

કૃષ્ણનગરથી ગાડી પકડી એ આનંદપુરના આગલા સ્ટેશને બરાબર ઊતરી ગયો. એ સ્ટેશન તદ્દન નાનું હતું અને નજીકનું ગામ બે માઈલ દૂર હતું. સ્ટેશન-માસ્તર એને ઓળખતો હતો, પણ એ સહન કર્યા વિના તો બીજો માર્ગ જ નહોતો. ગાડી હજી સ્ટેશન ઉપર હતી ત્યાં જ એ ઝપાટાબંધ નીચે ઊતરીને સ્ટેશન બહાર નીકળ્યો. માસ્તરે નમસ્કાર કર્યા તે ઝીલ્યા, પણ એમનો બીજો આગ્રહ સાંભળ્યો નહિ.

રાત્રે આઠ વાગે એ આનંદપુરના 'સૈનિકનિવાસ' પાસે આવી પહોંચ્યો. ગામમાં એ દાખલ થયો નહોતો, પરંતુ ગામને ફરતું એક ચક્કર લગાવવાની ઇચ્છાને એ રોકી શક્યો નહોતો. ગામ બહારના પ્રત્યેક વૃક્ષ અને ટેકરા સાથે એને મહોબ્બત હતી તે તાજી થઈ હતી. પરંતુ એનું ચિત્ત 'સૈનિકનિવાસ' તરફ ખેંચાતું જ હતું એટલે અંધારું થતાં જ એ 'સૈનિકનિવાસ'ના બારણા પાસે આવ્યો.

'સૈનિકનિવાસ'માં સંપૂર્ણ શાંતિ હતી. બારણાની છેક નજીક આવતાં સુધી એણે કશો જ અવાજ સાંભળ્યો નહિ. એ ધીમે પગલે પગથિયું ચડ્યો ને અંદર દાખલ થયો. વરંડાના જ એક ખૂણામાં વિશાખા ને પ્રવીણા બેઠાં હતાં. એક ડબલા ઉપર બત્તી મૂકી હતી અને પ્રવીણા કોઈને કાગળ લખી રહી હતી. ચંદ્રમોહન અંદર દાખલ થયો ત્યાં સુધી પ્રવીણાનું ધ્યાન એ તરફ ગયું જ નહિ. ચંદ્રમોહને બારણામાં ઊભા ઊભા પ્રવીણાના મુખનું દર્શન કર્યું. એ મુખ કૃશ તો હતું જ, છતાં અત્યારે ઉલ્લાસમાં જણાતું હતું. કાગળ ઉપર અક્ષરો પડતા હતા તેનો જ કદાચ એ પ્રભાવ હશે એટલું ચંદ્રમોહન સમજી ગયો.

એ આગળ વધ્યો. ચાર પાંચ ડગલાં ભર્યાં ત્યાં પ્રવીણાએ ચમકીને ઉપર જોયું. તુરત જ વિશાખાએ જોયું. વિશાખા ઓળખી ગઈ. પ્રવીણાને સ્વપ્ન ભાસ્યું. એણે આંખો ચોળી ફરીને ઉઘાડી. સાક્ષાત્ ચંદ્રમોહન છે એવી ખાતરી થતાં એના હૃદયે માઝા મૂકી. મુખ ઉપરનો ઉલ્લાસ કાબૂમાં ન રહી શક્યો. આંખો ઊભરાવા લાગી. એ ઊભી થવા ગઈ, પણ તુરત જ બેસી ગઈ. ચંદ્રમોહન ઝડપથી એની પાસે આવીને બેઠો. પ્રવીણાએ એના ખોળામાં માથું ઢાળી દીધું. ચંદ્રમોહન સહેજ પણ થડકયા વિના એના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો. એની નજર અધૂરા કાગળ ઉપર પડી. મુખ ઉપરના ઉલ્લાસનું કારણ એને જડી ગયું.

અને બરાબર એ વખતે જ સુભદ્રાબેન અને મનુભાઈ બહારથી આવ્યાં. ચંદ્રમોહનને જોતાં એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. વિશ્વાસથી ખોળામાં માથું ઢાળીને પડેલી પ્રવીણાનું મુખ પણ એમણે જોયું. અનંત શ્રદ્ધાથી આંખ મીંચીને એ પડી હતી. વિશાખા બાજુમાં બેઠી બેઠી આ જોઈ રહી હતી. એના મુખ ઉપર અત્યારે સંતોષના ભાવો રમતા હતા.

સુભદ્રાબેન અને મનુભાઈ નજીક આવીને બેસી ગયાં. દુઃખ, રોષ, પરિતાપ, વેદના—સર્વ કાંઈ અત્યારે નાશ પામ્યું હતું. મંગલમય પ્રેમ અને શ્રદ્ધાની જ્યોત ઝળહળતી હોય એમ સૌની આંખો ચમકતી હતી. લગભગ એક કલાક સુધી આ મૌન ચાલ્યું અને તે પછી એ ચંદ્રમોહનના મંગલ શબ્દ સાથે જ એનો અંત આવ્યો. એણે મનુભાઈ તરફ જોઈ કહ્યું : 'હું આનો સ્વીકાર કરું છું.' ત્યારે પ્રવીણાએ મીંચેલી પાંપણો ઊંચી કરી એક દૃષ્ટિ ચંદ્રમોહન ઉપર ફેંકી, અને ફરી પોપચાં ઢાળી દીધાં. પરમ સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય એવી પ્રસન્નતા એના મુખ ઉપર વ્યાપી ગઈ.

એ પછી ચંદ્રમોહને હળવેકથી પ્રવીણાનું માથું પંપાળ્યું અને

ઊભા થવાનું સૂચન કર્યું. વિશાખા સામે જોઈ એણે આંખ નમાવી શુભેચ્છા માગી અને તે પછી એ ઊભો થયો. મનુભાઈ–સુભદ્રાબેન ઊઠ્યાં. પ્રવીણા ને વિશાખા પણ એની સાથે ઊભાં થયાં.

'અમને વિદાય આપો!' મનુભાઈ સુભદ્રાબેન અને વિશાખા સામે જોતો ચંદ્રમોહન બોલ્યો. બધાં ચમકી ગયાં. મનુભાઈએ પૂછ્યું:

"ક્યાં જવા માટે?'

'જે કર્યું છે તે બધું જ્યાં શાંતિથી ધોઈ શકાય ત્યાં જવા માટે.'

'તમે બંને જશો?' મનુભાઈએ પૂછ્યું.

'પહેલાં તો એકલા જ જવું હતું, પણ દિલ ન માન્યું. કોઈ પ્રેરણા અહીં ઘસડી લાવી.'

'પણ જશો ક્યાં?'

'નર્મદાને તીરે માછીમારોનાં ઝૂંપડાંમાં કે પંચમહાલના ભીલોના કૂબામાં.'

મનુભાઈ સમજી ગયા. એમણે પોતાની આંખથી જ પ્રેમભરી સંમતિ આપી દીધી. સુભદ્રાબેન સહેજ વધુ નજીક આવ્યાં ને પ્રવીણાની સામે જોઈ બોલ્યાં:

'એકમેકને સાચવજો.'

વિશાખાની આંખ હવે ભીની થવા લાગી. પ્રવીણા ચંદ્રમોહનની પાસે ઊભી હતી તે વિશાખા પાસે જઈને એને વળગી પડી. વિશાખાનું હૃદય કાબૂમાં ન રહ્યું. એણે એક ડૂસકું ભર્યું કે તુરત જ સુભદ્રાબેન બોલ્યાં:

'અમંગલ ન કરશો. પ્રેમથી વિદાય આપો. આજે ચંદ્રભાઈ નવો અવતાર પામે છે અને જ્યાં પ્રભુ સિવાય બીજું કોઈ જ નથી ત્યાં જાય છે.'

વિશાખાએ આંસુ લૂછી નાખ્યાં. પ્રવીણાના ગળામાં હાથ હતો તે ઢીલો કરી પ્રેમભરી આંખે એની સામે ટાંપી રહી. ચંદ્રમોહને ધીમેથી પગલું ઉપાડયું એટલે સૌ એની સાથે ચાલ્યાં. બારણા પાસે આવતાં ચંદ્રમોહન પાછો વળ્યો. પ્રવીણાએ અને એણે સૌને નમન કર્યાં. મનુભાઈ, સુભદ્રાબેન અને વિશાખાએ ધસી આવતાં આંસુને પ્રયત્નપૂર્વક ખાળી રાખી ચંદ્રમોહન અને પ્રવીણાના કલ્યાણ-પંથને પ્રેમ અને કરુણાથી વધાવી લીધો.



